# મહાસભાના મહારથીઓ

[ મહાસભાના સહયોગીઓ, પ્રમુખો ને ઘડવૈયાઓ
: જીવનકાર્યની રૂપરેખા : ]

[ વિભાગ ૧-૨-૩ સાથે ]

લેખક
મધુકર રાંદેરિયા એમ. એ.



પ્રાપ્તિસ્થાન

જીવન સાહિત્ય મંદિર :: સંદેશ પુસ્તક ભંડાર
૪૦૪, કાલબાદેવીરોડ, મુંબઈ ૨ :: ગાંધી રોડ, અમદાવાદ



## અ ર્પ ણ

**પૂજ્ય દાદાજીને—**

શૈશવકાળમાં જેમણે પોષ્યોઉછેર્યો, ને
કિશોરકાળમાં સુવિધાના સંસ્કાર દીધા,
તેમને યૌવનકાળનું આ પહેલું નજરાણું.

•

# પૂર્વરંગ

એક હતો આરબ ને એક હતું ઊંટ. ખુદાતાલાની મરજી એવી તે એ બેનો મેળ થઈ ગયો. ઊંટને જોઈને આરબ તો અડધો અડધો થઇ ગયો. જ્યાં જાય ત્યાં એના ગુણગાન કરે, ને ધીરે ધીરે તો એ સંબંધ એવો દૃઢ થઈ ગયો કે આરબને ઊંટ વિના ચાલે જ નહીં. પોતાનું અંતિમ કલ્યાણ એને ઊંટના સહવાસમાં જ દેખાવા લાગ્યું. ઊંટ પણ હરખાયું.

વર્ષો વીત્યાં. કદીક કદીક ઊંટ આડું થાય, આરબનું મન કોચવાય, પણ વળી પાછાં એકમેકને મનાવી લે. આમ કરતાં કરતાં એક વાર આરબ ઊંટને લઈને યાત્રાએ નીકળ્યો. જે ઊંટને આરબે પાળ્યુંપોષ્યું હતું, તે નીકળ્યું એવું તોફાની કે આરબને પીઠે બેસાડવાને બદલે, પોતે જ એની પીઠે સવાર થયું. બિચારો આરબ!

ચાલતાં ચાલતાં આવ્યા એક રણમાં. ત્યાં પડાવ નાખ્યો, ને તંબૂ તાણ્યો. ધીખતો ઘામ ગયો, ને પાછળ રાત આવી કડકડતી ટાઢી પડવા લાગી. આરબ તો સૂતો તંબૂની અંદર ને ઊંટને બાંધ્યું બહાર. રાત જેમ જામતી ગઈ તેમ તેમ ટાઢ વધતી ગઈ. ઊંટ અકળાયું. એણે મનમાં વિચાર્યું: આરબ અંદર સૂવે ને હું બહાર થીજું

શરીર પણ અંદર ઘાલ્યું. અંદર તો જગા રહી નહીં. ઊંટ જેમ જેમ અંદર જતું જાય, તેમ તેમ આરબ બહાર નીકળતો જાય. ઊંટ આખું તંબૂમાં ભરાઈ બેઠું, ને કકડતી ઠંડીમા આરબ બહાર આવી પડયો. આરબની હાલત તો પોતાના જ વતનમાં બેવતન આદમી જેવી થઈ પડી!

આરબ તો કંટાળ્યો. એણે કહ્યું: 'હવે તો ટળ મારા બાપ, તેં તો હદ કરી.' પણ ઊંટ જેનું નામ! ન હાલ્યુ, ન ચાલ્યું; ઊલટું લાતે લાતે આરબને પીટવા લાગ્યું, ને અઢારે વાંકાં અંગનો વિષમ પરિચય કરાવવા લાગ્યું. જાણે કહેતું હોય કે: 'જા, જા, આ તંબૂ તો મારે માટે છે. ટળવું હોય તો તું જ ટળને!'

અભાગી હિન્દુસ્તાનની સ્થિતિ આ બિચારા આરબ જેવી થઈ પડી છે. અંગ્રેજોએ ધીરેધીરે પગપેસારો કરી, પોતાની સત્તાની નાગચૂડ એની આસપાસ એવી વીંટાળી દીધી કે એમાથી છૂટવાના ભગીરથ પ્રયત્નો કરતા કરતાં યે વર્ષો નીકળી જાય. કયાં મોગલ સમ્રાટોના દબદબાભર્યા દરબારોમાં માથાં નગાવતા ગરીબ ગાય જેવા વેપારી પરદેશીઓ, ને કયાં આજના, લાઠી, બંદૂક, અશ્રુવાયુ ને મશીનગનોથી અહિંસક ટોળાંને નિશાન બનાવતા જડ શાસકો!

હિન્દી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ તે આ શાસકો સામેની એકધારી લડતનો ઉજ્જવલ, રચનાત્મક ને પ્રગતિશીલ ઇતિહાસ છે. એ લડત ભારતવર્ષ પોતાની અનોખી રીતે છેલ્લાં છવીસ વર્ષથી તો એકધારી લડી રહ્યું છે. ગાંધીજીએ શોધેલાં સત્ય, અહિંસા, અભય, અસહકારનાં તદ્દન નવીન શસ્ત્રોએ સજ્જ થયેલા હિન્દના સપૂતોએ જગતની સામે યુદ્ધકલાનો એક નવીન આદર્શ રજૂ કર્યો છે.

ફ્રાન્સ, અમેરિકા, રશિયા, સ્પેન કે ચીન–જગતનું કોઈ પણ સ્વાતંત્ર્યયુદ્ધ જોતાં કે તેના આંતરપ્રવાહનો તાગ કાઢતાં એક વાત દીવા

જેવી સ્પષ્ટ જણાય છે કે એ યુદ્ધ હિંસક હતું, પરંતુ એ યુદ્ધથી સત્તા મેળવવાની પદ્ધતિમાં એમને જેટલાં વર્ષો લાગ્યાં તેના કરતાં હિન્દને ઓછાં લાગ્યાં છે કે લાગશે એમ તો કેમ કહી શકાય? પરંતુ એનાથી હિન્દનું અકલ્યાણ કે દુર્ગતિ નથી થવાનાં એ નક્કી.

હિંદને સ્વાતંત્ર્યપંથે કૂચ કરાવનાર યોદ્ધાઓની છબી તો સૌનાં હૃદયમાં છપાયેલી જ છે, પણ કેટલાક વિશિષ્ટ પ્રસંગો કે કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓનો પરિચય જરા ઊંડાણમાં જઈ, જરા વ્યાપક દૃષ્ટિએ કરવો જરૂરી છે. આપણા સ્વાતંત્ર્ય ઉદ્યાનના પ્રથમ બાગવાનો વિદેશી હતા એ તો હવે અતિપરિચિત હકીકત છે. ૧૮૮૫માં ભલા એલન હ્યુમે પોતાના પ્રયાસોનું ફળ જોયું, મહાસભાની સ્થાપનાથી. શરૂઆતનાં કેટલાંયે વર્ષોનો મહાસભાનો પ્રધાન સૂર હતો અંગ્રેજી નીતિરીતિમાં શ્રદ્ધાનો, અંગ્રેજ રાજ્ય પ્રત્યે વફાદારી ને ભક્તિનો. પરંતુ અંગ્રેજોએ પેલા 'જીંટવેડા' કરવા માંડયા ત્યારથી કેટલાક ચતુર નીતિજ્ઞો સમજી ગયા કે વિનવણીનો અર્થ નિર્માલ્યતા થાય છે, સુજનતાનો અર્થ દૈન્ય થાય છે; ને દાદાભાઈએ ૧૯૦૬માં સ્વરાજની હાકલ કરી. ત્યારપછી આવી લોકમાન્યની હાકલ સ્વરાજના જન્મસિદ્ધ અધિકારની, ૧૯૧૬માં. ને પછી ક્ષિતિજ પર નવા તારાનો ઉદય થયો–મોહનદાસ કરમચંદ ગાંધીનો. એમણે અહિંસા ને અસહકારથી લડવાનું શીખવ્યું. ૧૯૨૯માં ઇન્કિલાબ ઝિંદાબાદ ને સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણાથી હિન્દની દિશાઓ ખળભળી ઊઠી, ને સત્યાગ્રહની લડતો ઊપડી, ને છેવટ ૧૯૪૨માં ગાંધીજીએ નવો મંત્ર આપ્યો કરેંગે યા મરેંગે, ને અંગ્રેજોને સલાહ આપી કે હિન્દ છોડો. દરમિયાન સુભાષબાબુએ પરદેશી દુઃખદ રાજ્યના અંતિમ અવશેષને નષ્ટ કરવા માટે જે ચિનગારીની ખોટ હતી તે આઝાદ હિન્દ ફોજ ઊભી કરી, પૂરી પાડી. એમણે પોકાર કર્યો: 'ચલો દિલ્લી'; ને સગર્વ

સૂત્ર ઉચ્ચાર્યું 'જય હિન્દ' ઘડાતા ઇતિહાસની નજીક આથી વધુ જવુ નકામુ છે, સિવાય કે ત્રણ પરદેશીઓની સાથે, લીગ–મહાસભાની વાટાવાટના ડૂબેના તરાપા તરફ જરા આગળી ચીંધી સતોષ માની લઇએ જરા વિગતે આ વાતો જોઈએ

અસતોષમા જ ક્રાતિના બીજ રહેલા છે ભારતવર્ષમા યે રાજકીય અસતોષની જ્વાળા તો ભભૂકતી જ હતી, પરતુ તેની પાછળ કોઈ યોજના કે વ્યવસ્થા ન હોવાને લીધે, બળવો નિષ્ફળ ગયો ત્યારપછી વીફરતી જતી હિન્દની પ્રજાને સસ્કારે ને સસ્કૃતિએ વટલાવવાના ઉદ્દેશથી અગ્રેજી શિક્ષણનો બૃહદ્-પ્રચાર શરૂ થયો આનાથી ફાયદો થયો એટલો કે બીજા દેશોની દેખાદેખીએ પણ પોતાના દેશના ઉત્કર્ષ માટે કઈક કરવુ જોઇએ એવુ ભાન કેટલાકમા જાગ્રત થયુ પણ હજી એ બીજદશામા હતુ

એવામા પસાર થયુ ઈલ્બર્ટ બિલ યુરોપિયનોના મુકદ્દમા હિન્દી ન્યાયાધીશો ચલાવી શકે ને એમને શિક્ષા ફરમાવી શકે એવો અધિકાર એમા આપવામા આવ્યો હતો યુરોપિયન પત્રોએ ખળભળાટ કરી મૂકયો, આકરી ટીકા કરી ગોરામડળના આ રગભેદના અપમાનથી હિન્દનો પ્રસુપ્ત પ્રાણ જાગી ઊઠયો ઘા કારી હતો, ને સહેજે રૂઝે એમ નહોતો ઠેરઠેર સગઠન થયા ને મહાસભાનુ પ્રથમ અધિવેશન મુબઇમા ભરાયુ

એ જમાનો વિપ્લિવિનવૃત્તિનો હતો એમા બગાળ મોખરે હતુ એને અકુશમા લેવા સરકારે ત્યાની શિક્ષણપદ્ધતિનુ સૂત્ર હાથમા લીધુ ને બીજુ સર્વ કર્યું કોમી ધોરણે બગાળના ભાગલા પાડવાનુ ઇગ્લાડના રેનેસાની આણે ગર્જ સાગી પ્રતિકાર થતા ધરપકડો થઇ. પણ એક રીતે જે થયુ તે ઠીક જ થયુ ક્રાતિકારોનો આમાંથી જન્મ થયો પજાબે પગ રાય મિનાગા

૧૯૧૪મા યુરોપમા વિગ્રહ ફાટી નીકળ્યો. ક્રાંતિકારોનું માનવુ હતુ કે પરિસ્થિતિનો પૂરેપૂરો લાભ ભારતવર્ષે ઉઠાવવો જ જોઇએ પરંતુ મહાસભા સરકારને પક્ષે રહી ને પોતાની શુભનિષ્ઠાનુ એક વધુ ઉદાહરણ પૂરુ પાડયુ બીજી બાજુ, હિન્દના રાજકીય મંચ પર ગાધીજીએ ૧૯૧૬મા દેખા દીધી યુદ્ધ ખતમ થતા પોતે આપેલી સેવા બદલ હિન્દ આઝાદી મિનારાઓ ચણતુ હતુ, પણ મળ્યા મોર્લિ-મિન્ટો સુધારા હતા તેટલા હક્કો પણ છીનવાઈ ગયા એનો વિરોધ થયો તિલકે સ્વરાજ્યના જન્મસિદ્ધ હક્કની ઘોષણા કરી પણ એ અનાજ શાસકોના કાન સુધી ન પહોચ્યો ઊલટુ, પંજાબના અત્યાચારો ને જલિયાનવાલા બાગના હત્યાકાંડો રચાયા જનરલ ડાયરની પ્રાણઘાતક ગોળીએ હજારો નિર્દોષોના પ્રાણ લીધા, ને એ વીર કાર્ય માટે જનરલ ડાયરને માનચાંદ મળ્યા !

પરંતુ આ નાદીરશાહી પ્રદર્શનોએ લોકજાગૃતિના આદોલનને હિન્દભરમા ફેલાવાની તક આપી ગાધીજીને પણ સરકારમાથી શ્રદ્ધા ઊઠી ગઇ અમૃતસર, કલકત્તા, નાગપુરના મહાસભાના અધિવેશનોમા ગાધીજી પ્રત્યે જ સૌની મીટ મંડાઈ રહી હતી જગતના ઇતિહાસમા અશ્રુતપૂર્વ, અદૃષ્ટપૂર્વ, અદ્દભુત એવુ સામુદાયિક અહિંસક પ્રતિકારનુ નવુ શસ્ત્ર એમણે લોકોને આપ્યુ ને એનો મર્મ સમજાવ્યો જે પ્રજાના હથિયાર સુસભ્ય ને સુસંસ્કૃત વિદેશી શાસકોએ ઝૂટવી લીધા હોય, ને હથિયારનો ઉપયોગ જેને ન આવડતો હોય. તેને માટે આ નવુ હથિયાર હતુ હિંદને નવુ દિશાસૂચન મળ્યુ એક નવો જ પ્રયોગ હિન્દની ભૂમિ પર શરૂ થયો

૧૯૨૦ પછી આજસુધીનો ઇતિહાસ એટલે યુગપુરુષ ગાધીજીના પ્રતાપમય જીવનનો ઇતિહાસ એવુ પ્રભાવી એમનું વ્યક્તિત્વ છે, એવી અદ્દભુત એમની કાર્યરીતિ છે. એમણે જાણે હળીકેશનો

પાઞ્ચજન્ય શંખ વગાડ્યો, ને વૃદ્ધ ને યુવાન, સ્ત્રી ને પુરુષ, બાળક ને કિશોર સૌનો યુગેયુગથી સૂતેલો આત્મા જાણે ઝબકીને જાગી ગયો. સૌએ જોયું તો દલિત, પીડિત, શોષિતોનો તારણહાર તેમને તેડી રહ્યો હતો. રાજકારણ તો ખરું જ, પણ તેનાથી ભિન્ન એવો રચનાત્મક કાર્યક્રમ આપીને એમણે દેશની સૂરત બદલી નાખવાનો કીમિયો દાખવ્યો ૧૯૨૨થી ૧૯૨૯ સુધીનો આ જ કાર્યક્રમ હતો.

પણ ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખે રાવીતટે પંડિત જવાહરલાલે સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરીને, એમના પુરોગામીઓ કરતાં એક પગલું આગળ ભર્યું. ૧૯૩૦ ની ૨૬મી જાન્યુઆરીના દિનને રાષ્ટ્ર સ્વાતંત્ર્યદિન તરીકે ઊજવ્યો, પણ સરકારના પેટના પાણી હાલ્યા નહીં ગાંધીજીએ પોતાની અગિયાર માગણીઓ રજૂ કરી, તોય સંતોષકારક ઉત્તર ન મળ્યો. છેવટે એમણે દાંડીકૂચ આરંભી ૧૨મી માર્ચે. સવિનય કાનૂનભંગના અગ્નિતણખા દેશ આખામાં ફેલાઈ ગયા. ગાંધીજી પકડાયા, બીજાયે અસંખ્ય લોકો પકડાયા પુરુષમોવડી સ્ત્રીઓ રણાંગણે આવી. સરકારે વર્તમાનપત્રોનાં મોં સીવી લીધાં, પણ પ્રચંડ લોકશક્તિનાં પૂર સામે સરકાર ઊભી ન રહી શકી. એણે નમતું આપ્યું. પછી તો ગંગાનાં નીર કેટલાયે વહી ગયાં. ગોળમેજીનો જલસો પૂરો થયો, વગડુકમોનાં પ્રદર્શનો ભરાયાં, મત્યાગ્રહનું આંદોલન શરૂ થયું, પૂના કરાર થયા, ને છેવટ ૧૯૩૫માં દિલ્હી સરકારી ધારા અનુસાર ચૂંટણીઓ થઈ, જેમાં આઠ પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો ચૂંટાયાં કેમનેવાનાં કાર્યો થયાં, ને દેશવાસીઓ બંધારણીય માર્ગે આગળ વધવા લાગ્યા

ને પશ્ચિમના રંગમંચ પરથી નમ્રુમેરી ને તૂર્કીના, હિમાન ને ઓબ્જના બયાનમ, ફેંસલા મંજૂર થયા. બીજું વિશ્વયુદ્ધ જર્મની શરૂ કર્યું સમતિ વિના હિંદને એ યુદ્ધમાં ભાગીદાર

બનાવાયુ હોવાથી, પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં, ને ૧૯૪૧મા વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો. અનેકોને તુરંગવાસ મળ્યો, ને સુભાષબાબુ ગૂમ થયાના સમાચારથી દેશે ને સરકારે આંચકો અનુભવ્યો. જગતભરની પ્રજાઓને સ્વાધીનતા બક્ષવાનું વચન આપતા આટલાન્ટિક ખતપત્રની પ્રેસિડન્ટ રુઝવેલ્ટે જાહેરાત કરી તે પણ આ જ અરસામાં. પણ એમા હિન્દનુ નામ નહોતુ ને પાછળથી પ્રતીતિ થઇ તે પ્રમાણે તો એ ખતપત્ર માત્ર કાગળિયામાં જ હતું!

૧૯૪૨મા સર સ્ટેફર્ડ ક્રીપ્સ આવ્યા. હિન્દુસ્તાનને અડધી રાતે ઊંઘમાંથી ઉઠાડી સ્વરાજ્ય એના હાથમા મૂકી દેવાનો એમને તો ઘણો ઉમળકો હતો, પરંતુ કમનસીબે એમણે શરૂ કરેલી વાટાઘાટો ભાગી પડી, ને યુદ્ધકાળ દરમિયાન સ્વતંત્ર સરકારની રચના થઈ શકવાની એમણે લાચારી બતાવી, ને લીધે તેઓ એ પાછા વળ્યા. દરમિયાન પૂર્વના બારણા પર જાપાનના ટકોરા પડી રહ્યા હતા સિંગાપોર પડી ચૂક્યુ હતુ હિન્દની ભૂમિ પર જાપાનીઓના ઓળા પડતા દેખાતા હતા. પણ સરકારે એ બધીય વાતો પર બેદરકારીનો અંચળો ઢાંકી દીધો હતો ક્રીપ્સ ગયા, ને હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન હતો તેથી ઉમેરતા ગયા. ગાંધીજીએ કટોકટીના સમય પર લીગને ગમે તે પ્રકારે સમજાવી લો ને દેશની રક્ષા કરો એવી સલાહ આપી

તે પછી આવી ૧૯૪૨ની સાલ. ત્યારે ગાંધીજીએ બ્રિટિશરોના લાભની વાત ઉચ્ચારી કે હિન્દ છોડી જાઓ. પણ એનો અર્થ અવળો કર્યો તખ્તા બેઠેલા ઉરે પોતાનો પંજો પૂરેપૂરો બતાવ્યો. ઇશુ ખ્રિસ્તના આ વચનને ધર્મપુસ્તક માનનાર ને દર રવિવારે દેવળમાં જઈ જગતશાંતિ માટે પ્રાર્થના કરનાર એ ધર્મીઓએ આઘાત આપ્યો. નેતાઓ જેલમા પુરાયા. ગાંધીજીએ જેલમા અનશનવ્રત શરૂ કર્યું. એકવીસ દિવસ અગ્નિમા તપી પાર નીકળ્યા. જેલમા જ મહાદેવભાઇ

અને કસ્તૂરબાને ખોયા છેવટ શરીરપ્રકૃતિ કથળતા છૂટયા ને તે પછી નિષ્ફળ ગાંધી-ઝીણા મંત્રણાઓ થઇ

યુદ્ધ પૂરુ થયુ યુદ્ધકાળ દરમિયાન ને તે પછીયે અન્નવસ્ત્રે દેશની કેવી દુર્દશા કરી છે તેનુ ઉદાહરણ બગાળના નાગાભૂખ્યા દુષ્કાળે પૂરુ પાડયુ

બ્રિટનમા ચર્ચિલશાહીનુ અવસાન થયુ, ને મજૂરસરકાર ટોચ્ચાપર આવી હિંદને સ્વતંત્રતા આપવાના ઉદ્દેશથી પ્રધાન ત્રિપુટીને હિંદ મોકલવામા આવી જરૂરી બિનજરૂરી અનેક નેતા, ઉપનેતાઓની મુલાકાતો લેવાઇ એકમેકને સપડાવવાના અનેક દાવપેચ ગોઠવાયા સિદ્ધાંતોના મુદ્દા પર મહાસભા, લીગ સાથે સમજૂતી પર ન આવી શકી વચગાળાની સરકારનો મહાસભાએ બહિષ્કાર કર્યો, તો લીગે બને સરકારને સ્વીકારી, ને પાછી બનેને મુબઇમા ઠરાવ કરી ફગાવી દીધી આ સૌનું પરિણામ આવ્યુ ધૂળ ને ઢેફા ! ને મહાસભા પોતાને માર્ગ આગળ વધી મજૂરસરકારના વચનોને કસોટીએ ચઢાવવા રાષ્ટ્રપતિ જવાહરલાલની સરદારી નીચે વચગાળાની સરકાર અસ્તિત્વમા આવી તરત જ મુબઇમા પસાર કરેલા ઠરાવને ફગાવી દઈ, ઝીણાએ આ સરકારમા પોતાના 'ચોખવાતો' ગોઠવી દીધા ! ને આજે ભાવિની કોઈ નિશ્ચિતતા વિના, દેશના આ આ કટોકટીના સમયે, વચગાળાની સરકારના સભ્યો દેશનુ ભલુ કરવા યથાશક્તિ પ્રયત્નો કરી રહ્યા છે

બસ સાઠ વર્ષથી મહાસભાએ જે માર્ગ કાપ્યો છે તે પગદંડી કેવી હતી, ત્યા કોના કોના પદચિહ્નો પડ્યા છે, ત્યા કેવી મથામણો અનુભવાઇ છે, ત્યા કોણે વિસામા સ્થાપ્યા છે, કોણે પરબો માડી છે, કોણે ઝાડ રોપ્યા છે, કોણે વિકટ ઝાડીઓ કાપી છે, કોણ દીવો બની ટગમગી રહ્યુ છે, એનો પરિચય આપવાનો આ પુસ્તકનો હેતુ

છે. એમાં મહાસભાના ઇતિહાસની કડીબદ્ધ વાતો નથી, છતાં મહાસભાના મહારથીઓના જીવનકાર્યની રૂપરેખા વાંચતાં, એની નીચેના આંતરપ્રવાહને જોતાં, એ કડીઓ પણ સહેજે જોઈ શકાય એમ છે. 'રક્ષ દેવ તું મહારાજા'થી માંડીને 'તમે ટળો' સુધીનો ઇતિહાસ આમ આમાં છૂટોછવાયો વિખરાયેલો પડ્યો છે. જેને સળંગ ઇતિહાસ વાંચવો છે તેને માટે ડૉ. પટ્ટાભી જેવા ઇતિહાસકાર ક્યાં નથી? અહીં તો કોઈનાં છાયાચિત્રો છે, કોઈનાં રેખાચિત્રો, કોઈની છબીઓ, કોઈનો ફોટો, ને કોઈકની આખી કહાણીયે મળશે.

પુસ્તકને મનસ્વી રીતે સાવ નહીં, પણ મેં કલ્પેલી યોજના અનુસાર ત્રણ મંડળમાં વહેંચ્યું છે. પ્રથમ મંડળમાં મહાસભાના કાર્યમાં સક્રિય ફાળો આપનાર ને સહાનુભૂતિ ધરાવનાર આપણા પરદેશી સહયોગીઓનાં જીવન અને કાર્યનું નિરૂપણ છે. બીજામાં, રાષ્ટ્રને સ્વાતંત્ર્યપંથે ધીરેધીરે પણ મક્કમ ડગલે આગેકૂચ કરાવવામાં માર્ગદર્શન દેનાર અને રાષ્ટ્રપતિ તરીકે જેમને શિરે મુકુટ આરોપાયો છે તેવા પ્રોજ્જવલ માનવદીપકોના જ્યોતિરંગોનું વિશ્લેષણ છે, તો ત્રીજામાં એથી ભિન્ન એવા, છતાં એટલા જ મહત્ત્વના, રાષ્ટ્રદેહનું ઘડતર કરનાર સમર્થ પ્રજાપતિઓના જીવનની ઝલક છે. આ બધા તાણાવાણા બેમાં વચ્ચે જે પટ વણાયો છે તેનું પોત કેવું છે તે તો વાચક જ પરમાણી શકે. મહાસભાના ઘડવૈયાઓનાં જીવન તો ખુલ્લી કિતાબ જેવાં છે. એમાં ડોકિયું કરનારને બધું જ અનાવૃત પડેલું દેખાશે. ને ઇતિહાસ નથી ચાલતો કે નથી વધતો, એટલે એમાં પડેલાં સ્થળ સમય ને પ્રસંગોનાં પ્રતિબિંબો સ્થિર થઈ રહે છે, ને જોનાર તે પણ યથાતથ જોઈ શકે છે, એટલે બને છે એવું કે આવા પ્રકારના ચરિત્રગ્રંથોમાં ચિત્રો તો સરખાં જ રહે; ફેર હોય માત્ર દૃષ્ટિનો ને નિરૂપણનો. ને

હું નમ્રતાથી માનું છું કે આ જ પ્રકારનાં અન્ય પુસ્તકો કરતાં આ પુસ્તક એ રીતે તો જુદું જ છે. કોઇને એમ ન લાગે તો તેનો ઉત્તર તો એટલો જ હોઇ શકે કે આજનું આપણું જીવન રાજકારણથી જુદું પાડી શક્ય એમ નથી, ને તેથી આપણા રાજકીય અગ્રણીઓનાં જીવનની વાતોને જેટલી વાર આપણા જીવનમાં ઉતારીને તે દ્વારા ઉત્કર્ષ સાધીશું તે ઓછું જ છે.

આ પુસ્તક તૈયાર કરતાં અનેક પુસ્તકો, અનેક સામયિકો ને પુસ્તિકાઓની સહાય લીધી છે, એ બદલ એ લેખકો ને તંત્રીઓનો અહીં પરોક્ષ આભાર માનું છું. સવિશેષ તો 'મહાસભાના પ્રમુખો', 'હમારે નેતા', ને 'ચિત્રમય જગત'ને મેં આધારભૂત ગણ્યાં છે. એમનું અનુગામી આ સર્જન એટલું જ ઉપયોગી ને સફળ નીવડે એવી સાથે આશા સેવું છું; ને મારા યુવાન મિત્ર પ્રશાંત (મુંબઇ) માટે હું કશું લખું એ એમને રુચવાનું નથી, માની એમને વિશે મૌન સેવું છું.

'મહાસભાના મહારથીઓ'ના જીવન અને કાર્યની પ્રજાને પિછાણ કરાવવામાં નિમિત્ત માત્ર બનનાર ભાઈશ્રી નંદલાલભાઇને તથા રમણલાલ શેઠને તો કેમ જ ભુલાય!

૫, અરદેસર દાદી ક્રોસ લેન,
સી. પી. ટેંક મુંબઇ–૪.
તા. ૨૯–૧૧–૧૯૪૬

મધુકર રાંદેરિયા

---

સુધારો: પૃ૪ ૮૯ પર છપાયેલ ફોટો મઝહર હોવિદારી શ્રી. રાસબિહારી બોઝનો છે.

# અનુક્રમ

## મંડળ પહેલું : પરદેશી સહયોગીઓ

એલન ઑકટેવિયન હ્યુમ
જ્યૉર્જ યૂલ
વિલિયમ વેડરબર્ન
આલ્ફ્રેડ વેબ
સર હેનરી કૉટન
ડૉ. એની બિસેન્ટ

પરંતુ જેણે અનેક સુવર્ણયુગો માણેલા, સમૃદ્ધિ ને વૈભવની પરાકાષ્ટા જેણે ભોગવેલી, જેનો સૂર્ય અહોનિશ પ્રખર તેજે તપતો અને બીજા નાના ગ્રહો ઉપગ્રહોને એ તેજે ઝંખવતો તે ભારતે એ ગુલામીની પરદેશી જંજિરો તોડવાનો પ્રથમ પ્રયાસ કર્યો ૧૮૫૭માં.

આ મહા આંદોલનનું પરિણામ અલબત્ત નિષ્ફળતામાં આવ્યું, અને ૧૮૫૮ના નવેંબરની પહેલી તારીખે અલ્લાહાબાદના દરબારમાં વંચાયેલા મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાને પરિણામે શાંતિ ને વિશ્વાસનું વાતાવરણ પેદા થવા ગાંડ્યું, પરંતુ એ દેખાતા શાંતિમય વાતાવરણની રાખ હેઠળ વેર અને અસંતોષનો અગ્નિ હજી ભભૂકતો હતો. ને લોકોના આ અસંતોષના અગ્નિમાં જાણે ઘી બની હોમાવા આવ્યા હોય તેમ દુકાળો પડયા. લાખો માણસો મોતને શરણ થતા રહ્યા, ને એ તરફ ઉદાસીન, ઉપેક્ષિત રહી, હિન્દી-સરકારે દિલ્લીમાં મોટો દરબાર ભર્યો. અફઘાનયુદ્ધે તિજોરીઓ ખાલી તો કરી જ દીધી હતી; ને બીજી બાજુ મહેસૂલી પદ્ધતિની સખતાઈ, લાંચરૂશવતી જુલમી સિપાઇખાતું, ખરચાળ ને અગવડભર્યો ન્યાયવહીવટ, હથિયારબંધી અને જંગલના કાયદાઓનો કડક અમલ-વગેરેથી જનતામાં અવિશ્વાસનાં મૂળ ઊંડે ને ઊંડે જઈ રહ્યાં હતાં. શિક્ષિત વર્ગ પણ કેળવણીના ક્ષેત્રમાં હિન્દીઓ પ્રત્યેના અસમાન વર્તનથી અસંતુષ્ટ થયો હતો, ને લોર્ડ લિટનના મનસ્વી અમલ દરમિયાન જાહેર સભાઓ, છાપખાનાંની

સ્વતંત્રતા, વિદ્યાપીઠો તથા સ્થાનિક સ્વરાજ્યના હક્કો પણ ખૂંચવાઇ જવાથી એ અસંતોષ વધ્યો હતો. મનમાં સૌને ભીતિ હતી કે કદાચ 'બળવો' ફરી ફાટી નીકળે !

મહાસભાના મિત્ર જેવા સર વિલિયમ વેડરબર્ને ૧૮૭૬થી '૮૦ સુધીના લોર્ડ લિટનના કારભારને કમનસીબ, આપખુદ ને પ્રગતિવિરોધી તરીકે વર્ણવી, એ ઝારશાહીને પરિણામે હિન્દ ફરી બળવાની સીમાએ પહોંચી ગયું હતું એમ ચોખ્ખું જણાવ્યું છે. ને એ સાચું જ છે. ૧૮૭૫માં દક્ષિણના ખેડૂતોએ બ્રિટિશ અદાલતોની, શાહુકારોના લેણા પેટે ખેડૂતોની જમીન તેમને કબજે અપાવવાની નીતિના પ્રતિકારરૂપે બળવા કર્યા, શાહુકારોને લૂટ્યા, કેટલાક કિસ્સાઓમાં ખૂન પણ થયાં; લૂટફાટો થઇ, જપ્ત થઇ ગએલી મિલકત પાછી મેળવવા માટે હુમલાઓ થયા. હા, આ બધા પાછળ કદાચ વ્યવસ્થાનો અભાવ હશે ને તેથી બીજો બળવો જન્મી ન શક્યો, પરંતુ આના પરથી પ્રજાના હૃદયમાં સળગી રહેલી આગ કેવી કાતિલ હશે તેનો ખ્યાલ તો સહેજે આવે એમ છે.

આમ, અલ્લાહાબાદ દરબારના ઢંઢેરાએ વ્યક્ત કરેલી આશાઓ નિરાશામાં પરિણમી; એમાં અપાયેલાં શુભ વચનો માત્ર શબ્દોની શોભા જ બની રહ્યાં. છતાં હતાશ થયેલી જનતાના તે વખતના નેતાઓએ લોકોને પોતાના હક્કોનું ભાન કરાવી આપવાના શુભ ઉદ્દેશથી થોડીક સંસ્થાઓની સ્થાપના કરી.

સત્તાવનના બળવા પછી જે શાંતિએ દેખા દીધી

હતી, તેમાં શિક્ષણસંસ્થાઓ નીકળી હતી. પાશ્ચાત્ય રાષ્ટ્રોના રાજકીય તત્ત્વજ્ઞાનનો પ્રચાર થવા લાગ્યો હતો. સામાજિક અને શૈક્ષણિક પ્રશ્નો વિષે લોકો વિચાર કરતા થયા હતા, અને આ સૌનું પ્રતિબિંબ તે સંસ્થાઓમાં દેખાય છે. ૧૮૫૧માં, બંગાળમાં પ્રસન્નકુમાર ટાગોર અને ડૉકટર રાજેન્દ્રલાલ મિત્રે બ્રિટિશ ઇંડિયા એસોસિયેશન કાઢ્યું, ને મુંબઇમાં શેઠ જગન્નાથ શંકરશેટ તથા દાદાભાઇ નવરોજીએ બોમ્બે એસોસિયેશન સ્થાપ્યું. ૧૮૭૮માં મદ્રાસના 'હિંદુ' પત્રે પોતાના રાજકીય જીવનની શરૂઆત કરી, ને પૂનામાં રા. બ. નુલકર, ચિપળૂણકર વગેરેએ સાર્વજનિક સભાનું સંસ્થાપન કર્યું. ૧૮૭૬માં બંગાળમાં સુરેન્દ્રનાથ બેનરજીએ ઇંડિયન એસોસિયેશનની સ્થાપના કરી; ૧૮૮૪માં બંગાળમાં નેશનલ લીગ, મદ્રાસમાં મહાજનસભા અને મુંબઇમાં ૧૮૮૫માં બોમ્બે પ્રેસિડન્સી એસોસિયેશન સ્થપાયાં. આ બધી સંસ્થાઓ સરકારી વહીવટ પર માત્ર ટીકા કરતી.

ઇંગ્લાંડમાં આજ વખતે જોન બ્રાઇટ, હેનરી ફૉસેટ, અને ચાર્લ્સ બ્રેડલો હિન્દુસ્તાનના હિતચિંતક તરીકે પાર્લામેન્ટમાં લડત ચલાવતા હતા, હિન્દુસ્તાનમાં ખુદ એ જ રીતે સર હેનરી કૉટન, સર વેડરબર્ન અને એ. ઓ. હ્યુમ સરકારી નોકરો હોવા છતાં હિન્દ પ્રત્યે શુભ લાગણી ધરાવતા હતા.

એલન ઑક્ટેવિયન હ્યુમ જાતે સ્કૉચ ગૃહસ્થ હતા. ૧૮૭૦થી '૭૯ સુધી ગૃહખાતાના મંત્રી હતા, ને દશ વર્ષ

નોકરી કર્યા પછી, હિન્દી જનતાના કલ્યાણ માટે કંઇક કરવાના ઉદ્દેશથી રાજીનામું આપ્યું. ૧૮૮૩માં કલકત્તા વિદ્યાપીઠના યુવાન ગ્રેજ્યુએટોને ઉદ્દેશીને એમણે એક પત્ર લખ્યો, ને માતૃભૂમિની નિઃસ્વાર્થ સેવા માટે કાર્ય કરવાની ધગશવાળા માત્ર પચાસ જુવાનોની માગણી કરી. એમણે લખ્યું કે, 'જો માત્ર આટલા પચાસ જણ, પોતાના એશઆરામ ને મોજમજા છોડી ન શકે તો તુરતમાં પ્રગતિની કશી આશા રાખશો નહિ. અને એનો અર્થ એટલો જ કરજો કે હિન્દને પોતાને માથે છે તેનાથી વધુ સારી રાજવ્યવસ્થા જોઇતી નથી, તેમ જ તે તેને માટે યોગ્ય પણ નથી.'

દેશના સુશિક્ષિત વર્ગને આ વાતે તુરત જ આકર્ષ્યા અને આ પત્રે ઊહાપોહ જગાવ્યો. પુષ્કળ વાદવિવાદ ને ચર્ચા થયાં. બંગાળમાં, જ્યાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર ઘણો થઇ ચૂક્યો હતો, ત્યાંનો, શિક્ષિતવર્ગ કોઇ પણ જાતની પ્રતિનિધિત્વવાળી રાજ્યવ્યવસ્થાને પોતાનું ધ્યેય માનતો હતો. બંધારણીય અને કાયદેસરના માર્ગોમાં એને સંપૂર્ણ શ્રદ્ધા હતી. આ વર્ગની જે પોતાની ફરિયાદો હતી તે મોટે ભાગે વહીવટી હતી, અને તેનો નિકાલ લાવવાની સાચી રીત, એ ફરિયાદોને યોગ્ય રીતે બ્રિટિશ શાસકોના કાન પર લાવવાની છે એવી એમને શ્રદ્ધા હતી. તેમની નજર હમેશ ઇંગ્લાંડની પાર્લામેન્ટ પર રહેતી. બ્રિટિશ પ્રજાની ને શાસકોની શુભેચ્છા વિષે એમના મનમાં રજ માત્ર શંકાને સ્થાન નહોતું. ને આ જ

વિશ્વાસ જુદાં જુદાં મંડળોની સ્થાપનામાં કારણભૂત હતો. આ મંડળોના સંસ્થાપકોને ને સહકાર્યકર્તાઓને હ્યુમના પત્રે વિચાર કરતા કરી મૂક્યા.

સુરેન્દ્રનાથ બેનરજીએ અને તેલંગે હિન્દુસ્તાનમાંના આગેવાન રાજપુરુષોને એકત્ર બોલાવવા એમ નક્કી થયું, અને એક રાષ્ટ્રવ્યાપી વિશાળ સંમેલનની યોજના આ રીતે જન્મ પામી. હ્યુમના ઉદ્દેશો અને વિચારસરણી સાથે એમને પોતાનું ઘણું સામ્ય જણાયું. નાતાલના દિવસો દરમિયાન પૂનામાં આવું સંમેલન ભરવું એમ નક્કી થયું, ને તે મુજબનો એક પરિપત્ર કાઢવામાં આવ્યો. એ પરિપત્રના અગત્યના મુદ્દાઓ નીચે મુજબ હતા :

'આ પરિષદ મુંબઈ, બંગાળ અને મદ્રાસ પ્રાંતમાંના અંગ્રેજી ભાષામાં પાવરધા આગેવાન રાજદ્વારીઓની બનશે.

'આ પરિષદનો ઉદ્દેશઃ (૧) રાષ્ટ્રીય પ્રગતિના કાર્યમાં સહૃદય પરિશ્રમ કરનાર બધા સેવકનો અન્યોન્ય પરિચય કરાવવો. (૨) નવા વર્ષના રાજકીય કાર્યક્રમ માટે ચર્ચા અને નિર્ણય કરવા. આ સભા પરોક્ષ રીતે ભાવિ પાર્લામેન્ટની જનની છે, અને આ કાર્ય બરોબર ચાલે તો હિન્દુસ્તાન પ્રાતિનિધિક સંસ્થાને માટે લાયક નથી એ આક્ષેપનો ઉત્તર મળે. (૩) આ સભામાં પૂનાના મિત્રોને બાદ કરતાં મુંબઈ ઇલાકો, સિંધ, વરાડ મળીને વીસ જણ આવશે. મદ્રાસ તથા દક્ષિણ બંગાળમાંથી પણ વીસ વીસ આવશે, ને

વાયવ્ય પ્રાંત, પંજાબ તથા અયોધ્યા પ્રાંતમાંથી દશ દશ પ્રતિનિધિઓ આવશે.'

આ ઉપરાંત આ પરિપત્રમાં પરિષદના સ્થળ વિશે, સ્વાગતમંડળ વિશે, ટાંગા-ભાડા, રહેવાની જગા, ભોજનખર્ચ વગેરે વિશે સૂચનાઓ હતી.

આ પ્રમાણે મહાસભાની સંસ્થાપનાનો પરિપત્ર તૈયાર થયા પછી, આ પ્રથમ હિન્દી રાષ્ટ્રીય સંઘટનાના સૂત્ર સંચાલનનું કામ પણ એ. ઓ. હ્યુમને જ સોંપવામાં આવ્યું. આને માટે તેઓ ઇંગ્લાંડ જતા પૂર્વે, તે વેળાના વાઇસરોય લૉર્ડ ડફરીનને મળ્યા. હ્યુમનો મૂળ ખ્યાલ તો એવો હતો કે મહાસભાએ રાજકીય પ્રશ્નની ચર્ચા ન કરતાં માત્ર સામાજિક પ્રશ્નોપર જ ધ્યાન કેન્દ્રિત કરવું. પરંતુ મુલાકાત દરમિયાન લૉર્ડ ડફરીનને પોતાના વિચારો વ્યક્ત કરતાં જણાયું કે 'અંગ્રેજોના હિતને માટે તેમ જ ખુદ હિંદની પ્રજાને લાગે વળગે છે ત્યાં સુધી તેના પોતાના હિતને ખાતર હિન્દી રાજદ્વારીઓ વરસમાં એકવાર એકઠા મળીને સરકારી વહીવટની ખામીઓ દર્શાવે તેમ જ તેને કેમ સુધારવી તે વિષે સૂચનાઓ કરે, એ ખરેખર ઇચ્છનીય છે.'

જે સ્થળે મહાસભાનું અધિવેશન મળે તે પ્રાંતનો ગવર્નર જ તે અધિવેશનનો અધ્યક્ષ બને એવી હ્યુમની સૂચનાનો પણ લૉર્ડ ડફરીને અસ્વીકાર કર્યો, ને સરકારી અધિકારીને એ પદ મળે તેના કરતાં પ્રજા જેનામાં વિશ્વાસ

વ્યક્ત કરી જેને એ પદ સોંપે તેને જ તે અપાય એમ જણાવ્યું. આ રીતે જોતાં મહાસભાને રાજકીય સ્વરૂપ આપવામાં લૉર્ડ ડફરીન જ કારણભૂત હતા. પણ કોને ખબર આની પાછળ કોઇ દ્વિમુખી રાજનીતિ ન હોય ? છતાં એમના આશીર્વાદ મેળવાયા, ઈંગ્લાંડમાં પેનશન ખાતાના અમલદારો અને એંગ્લો-ઇંડિયનોની શુભેચ્છાઓ પણ મેળવાઇ અને મહાસભાની સ્થાપનાનું ખાતમુહૂર્ત ઊજવાયું.

આ રીતે એલન ઑક્ટેવિયન હ્યુમનું નામ મહાસભાના આદ્ય સંસ્થાપક તરીકે ને પછી તુરત તેના સંચાલક તરીકે સદાકાળ માટે નોંધપાત્ર રહેશે, ને લોકશિક્ષણ, પોલિસસુધારા, આબકારી, વર્નાક્યુલર પ્રેસ, ગામડું, ખેતી, વગેરે પ્રશ્નો એમણે જે તીવ્ર બુદ્ધિશક્તિ ને કાર્યક્ષમતા દાખવ્યાં છે તે પણ કોઇ કદી ભૂલી શકે એમ નથી.

'પ્રથમ અંગ્રેજ રાષ્ટ્રપતિ'

## જ્યોર્જ યૂલ

૧૮૮૮ની સાલમાં ભરાયેલા અલ્લાહાબાદના ચોથા અધિવેશનના પ્રમુખ તરીકે એક અંગ્રેજ હિતચિંતકને સ્થાપીને, હિન્દની પ્રજાએ પુરવાર કરી આપ્યું કે મહાસભા કોઇ એક પક્ષ કે જાતિની પ્રતિનિધિસંસ્થા નથી. એમાં હિન્દુ, પારસી, મુસલમાન, અંગ્રેજ સૌનો સાથ ને સહકાર છે.

એ અંગ્રેજ તે કલકત્તાની એક પ્રસિદ્ધ બ્રિટિશ પેઢીના મુખ્ય સંચાલક મિ૦ જ્યોર્જ યૂલ. યૂલે હિંદના પ્રશ્નોમાં ઊંડો રસ લીધો છે. ઇંગ્લાંડનાં સ્થાપિત હિતો સામે ધીરે પણ મક્કમ પગલે ચળવળ શરૂ કરનારી સંસ્થાના સુકાની તરીકે એક અંગ્રેજ આવે, એ બનાવ ઇતિહાસમાં અપૂર્વ ને અસાધારણ ગણાવો જોઇએ, એટલું જ નહિ પણ આ બનાવે હિન્દની ગુલામી પર ચિરકાલની મહોરછાપ મારવાની ઉત્કટ અભિલાષા સેવતા, હિન્દુ-મુસ્લિમો વચ્ચે વૈમનસ્યનાં બીજ વાવવાની પ્રવૃત્તિ આદરનારા એવા સંયુક્ત

પ્રાંતના લેફ્ટનન્ટ ગવર્નર (૧૮૮૮) ઑકલેન્ડ કૉલવિનને સીધો ને સચોટ જવાબ વાળ્યો છે.

યૂલને ખુદ લાગતું હતું કે, છે તેવી રાજ્યવ્યવસ્થામાં ધરમૂળમાંથી પલટો આવવો જોઇએ. કાયદા કાઉન્સિલમાં હિન્દીઓને વધારો મળવો જોઇએ. બની શકે ત્યાં સુધી એમાં પ્રજાનું પ્રતિનિધિત્વ હોવું જોઇએ. કાઉન્સિલની અર્ધી જગાઓની ચૂંટણી થવી જોઇએ, ને અર્ધી જગાઓની નિમણૂક સરકાર દ્વારા થાય. કારોબારી મંડળના હાથમાં ભલે 'વેટો' નો અધિકાર રહે, પણ સવાલો પૂછવાનો હક્ક પ્રતિનિધિઓને રહેવો જોઇએ.

યુલના અધ્યક્ષસ્થાન તળે બીજો અગત્યનો બનાવ તે વેશ્યાધારા અંગેનો છે. આ અધિવેશનને ઈંગ્લાંડમાંના હિન્દના હિતચિંતકોને સહકાર આપવાનું કબૂલ્યું. આ હિતચિંતકો, હિન્દમાં સ્ટેટ તરફથી ચાલતી વેશ્યાગીરીને લગતા તમામ કાયદાકાનૂનો પાછા ખેંચવવા માટે પ્રયત્નો કરી રહ્યા હતા.

આ વિચક્ષણ દીર્ઘદષ્ટિવાળા પુરૂષે જોયું કે આગ ભડકો લઈ ઊઠે તે પહેલાં એને કાબૂમાં લેવી જરૂરી છે. પ્રજામાં અસંતોષ વ્યાપક બની જાય, ને હિંદ-ઈંગ્લાંડના સંબંધો તૂટી જાય તે પહેલાં આવા ઉપાયો લેવા જોઇએ, ને પ્રજાને સંતોષવી જોઇએ. પરંતુ બળવાન નોકરશાહી પોતાના પગ તળે ચગદાયેલી ગુલામ જનતાને કેમ કરીને ઊઠીને ઊભી થવી જોઇ શકે ? આવી ગુલામીનો સામનો

કરનારી હરેક પ્રવૃત્તિને શત્રુ અને રોગની માફક મૂળમાંથી જ ડામી દેવી જોઇએ એવી પ્રવૃત્તિઓ શરૂ કરી. અલ્લાહાબાદના અધિવેશન માટે મંડપ બાંધવા જમીન આપવાને અધિકારીઓએ નકાર્યું. મહાસભાની પહેલી બે ત્રણ બેઠકોની સફળતા જોઇ, ભવિષ્ય માટે ચોંકી ઊઠેલી નોકરશાહીના હાથમાં કૉલવિન જેવું વાજિંત્ર ઠીક વેળાએ આવી પહોંચ્યું હતું. કૉલવિને એવું દર્શાવવાનો પ્રયત્ન કર્યો કે મુસ્લિમો મહાસભાની પ્રવૃત્તિનો વિરોધ કરે છે. એ. ઓ. હ્યુમે એક લંબાણ પત્ર દ્વારા કૉલવિનને આનો રદિયો આપ્યો, ને એટલેથી જ વાત ન પતી.

મહાસભાની બેઠક વેળા, યુરોપિયન તત્ત્વોના વિરોધની વચ્ચે, લખનૌની સુન્ની કોમના આધ્યાત્મિક નેતા તરફથી, મહાસભાને ટેકો આપતું એક આવેદન, શેખ રઝા હુસેન ખાને રજૂ કર્યું. 'મુસ્લિમો નહીં, પરંતુ મુસ્લિમોના સત્તાસ્વામીઓ મહાસભા પ્રત્યે વિરોધની દૃષ્ટિથી જુએ છે.' આમ હિન્દ-મુસ્લિમ વચ્ચે ભાગલા પડાવી રાજ કરવાની રીતિ તરફ ખુદ મુસ્લિમોએ કેવો પ્રતિકાર કર્યો તેનું આના પરથી સ્પષ્ટ દર્શન થાય છે.

યૂલે સરકાર તરફથી ઊભી કરવામાં આવેલી રૂકાવટોને તોડીફોડી નાખી, આફતોનો સામનો કર્યો, ને પોતાને શિરે રાષ્ટ્રની જનતાએ રાષ્ટ્રપતિ તરીકેની જે જવાબદારી લાદી હતી તેને સફળતાથી પાર ઊતારી. જિંદગીનાં પાછલાં

વર્ષો પણ એમણે હિન્દી મહાસભા પ્રત્યે એ જ મમત્વ ને લાગણીથી ગાળ્યાં હતાં.

મહાસભાની જે શાખા ઇગ્લાંડમાં હતી તેને પણ પગભર કરવા, ને પોષવા ઉત્તેજવાની પ્રવૃત્તિ એમણે ચાલુ રાખી. ૧૮૯૦ ને ૧૮૯૧માં જ્યોર્જ યૂલે હિન્દની બજાવેલી સેવાઓની કદરરૂપે, તે તે વર્ષના અધિવેશનમાં અભિનંદનના ખાસ ઠરાવ પસાર થયા.

પણ એમની ભલી લાગણીઓનો પ્રવાહ જારી રહે, ને દેશનું સુકાન અવારનવાર તેઓ સંભાળી શકે તે પહેલાં તો ૧૮૯૨ની સાલમાં એમનું અવસાન થયું.

卐

# વિલિયમ વેડરબર્ન

(૧૮૩૬-૧૯૧૮)

૧૮૩૬ના માર્ચની ૨૫ મીએ એમનો જન્મ થયો, ને ૧૯૧૮ના માર્ચની ૨૫ મીએ એમનો દેહ પડયો. પૂરાં બ્યાસી વર્ષનું આયુષ્ય માણી, જન્મ અને મૃત્યુ ઉભયની એકી દિવસે લહાણી માણતા હિન્દના આ અંગ્રેજ હિતચિંતકે હિન્દની સેવામાં જીવનનાં મહામૂલાં પચાસ વર્ષ સોંપ્યાં છે. ભારતમાતાના એ સેવક હતા, ને મહાસભાના મિત્ર હતા.

૧૮૩૬ની સાલમાં ગ્લુસ્ટરશાયરમાં તેમનો જન્મ થયો. વિદ્યાપીઠનું શિક્ષણ પ્રાપ્ત કરી, આઇ. સી. એસ.ની પરીક્ષા આપી, ૧૮૬૦માં તેમણે મુંબઇ સરકારની નોકરી સ્વીકારી. નોકરીમાં તેમણે વિવિધ હોદ્દાઓ ભોગવ્યા. જીલ્લા મેજિસ્ટ્રેટ બન્યા, ને ન્યાયાધીશ બન્યા; ધારાસભાના સભ્ય થયા, ને મુંબઇ સરકારના રાજકીય મંત્રી બન્યા. આ સમય દર-

મિયાન તેમણે જગતના તાત ગણાતા એવા હિન્દના કિસાનની કરુણ દશા જોઇ, અને હિન્દમાં રહી એનો ઉદ્ધાર કરવાનાં સ્વપ્નાં સર્જવા માંડયાં. અને એ માટે, એમની કુશાગ્ર બુદ્ધિ તુરત જોઇ શકી કે હિન્દના પ્રશ્નોને પરદેશીઓના કાન સુધી પહોંચાડવા માટે ખુદ ઇંગ્લાંડમાં જ જોરશોરથી પ્રવૃત્તિ થવી જોઇએ.

૧૮૮૫ના અધિવેશનના વર્ષે જ તેઓ નોકરીમાંથી છૂટા થયા, અને હિન્દના જાહેર જીવનમાં જોડાયા. હિન્દના પ્રશ્નોને અંગ્રેજ પ્રજા સમજી શકે, હિન્દ તરફ તેઓ સહાનુભૂતિથી જોઇ શકે, અને આમની સભામાં તેને વિશે આંદોલન પેદા કરી શકાય એ હેતુથી, ઇંગ્લાંડમાં મહાસભાની શાખા સ્થપાઇ. સર વિલિયમે આ શાખાદ્વારા ઝુંબેશ ઉઠાવી, અને હિંદના પ્રશ્નોને ત્યાંના રાજકારણમાં અગ્રસ્થાને સ્થાપ્યા.

એમની આ સેવાઓના બદલામાં, હિન્દની જનતાએ એમને ૧૮૮૯માં મુંબઇમાં મળેલી પાંચમી મહાસભાબેઠકના અધ્યક્ષ નીમ્યા. રાષ્ટ્રપતિ તરીકે ફરી એક અંગ્રેજને ચૂંટીને હિન્દે ઇંગ્લાંડ તરફના પોતાના બન્ધુભાવનું ગૌરવ કર્યું. ને સર વિલિયમે પણ પચીસ વર્ષ સુધી જે દેશનું પોતે લૂણ ખાધું છે, તેનું લૂણ હલાલ કરવા માટે, જીવનનાં બાકીનાં વર્ષો ખરચવાની પોતાની ઉમેદ વ્યક્ત કરી. હિન્દનો કારભાર તથા પાર્લામેન્ટ વિષે તેમણે પોતાનું મંતવ્ય દર્શાવ્યું કેઃ

'હિન્દુસ્તાનના કારભાર પર પાર્લામેન્ટની સત્તા કેવી

રીતે સ્થાપન થાય એ જ આપણો મોટો ને અંતિમ પ્રશ્ન છે. એ જો સિદ્ધ થાય તો બધું બરાબર થઇ જાય. હિન્દનો પ્રશ્ન ઈંગ્લાંડ પહોંચાડવાનું કાર્ય ઘણું સરલ છે. ગ્રેટ બ્રિટનના રાજવંશના મહાપુરુષોએ અને પાર્લામેંટે હિન્દના કારભાર અંગે કેટલાંક વિશાળ ને ઉદાર તત્ત્વોનું પ્રતિપાદન કર્યું છે, અને એ પ્રત્યે હિન્દની જનતા સંતુષ્ટ છે; પણ ખરી મુશ્કેલી તો એ તત્ત્વોના આચરણની બાબતમાં છે. એનો અમલ થાય અને એમણે આપેલાં વચનોનું પાલન થાય, એ માટે હિંદુસ્તાનની પ્રભાવી સત્તા ઈંગ્લાંડના હાથમાં કેવી રીતે જાય એજ ખરો પ્રશ્ન છે.'

આ અધિવેશનમાં ૧૮૮૯ પ્રતિનિધિઓ એકઠા મળ્યા હતા. ૧૮૯૩માં આમ સભાના સભ્ય બનવાની ઉમેદવારી દાદાભાઈએ તથા સર વિલિયમે જાહેર કરી, ને બેઉ એ પદે ચૂંટાયા, ને એમના પ્રયત્નોથી હિન્દી પ્રશ્નો તરફ આમ-સભાના સભ્યોની દૃષ્ટિ પ્રથમ વાર ખેંચાઇ. વર્ષો સુધી 'આમ-સભાની રાજકીય સમિતિ' અને 'ફ્રેમિન યુનિયન'ના પ્રમુખ તરીકે અને નાણાંસમિતિના સભ્ય તરીકે તેમણે હિન્દી પ્રશ્નો પાછળ વાણી અને કલમનું જોર વાપર્યું.

૧૯૦૪માં વિલાયતથી આવી, તેમણે સર હેનરી કોટનને પ્રમુખપદે મળેલી મુંબઇની વીસમી મહાસભા બેઠકમાં હાજરી આપી હતી.

મિયાન તેમણે જગતના તાત ગણાતા એવા હિન્દના કિસાનની કરુણ દશા જોઈ, અને હિન્દમાં રહ્યે એનો ઉદ્ધાર કરવાનાં સ્વપ્નાં સર્જવા માંડયાં. અને એ માટે, એમની કુશાગ્ર બુદ્ધિ તુરત જોઈ શકી કે હિન્દના પ્રશ્નોને પરદેશીઓના કાન સુધી પહોંચાડવા માટે ખુદ ઈંગ્લાંડમાં જ જોરશોરથી પ્રવૃત્તિ થવી જોઈએ.

૧૮૮૫ના અધિવેશનના વર્ષે જ તેઓ નોકરીમાંથી છૂટા થયા, અને હિન્દના જાહેર જીવનમાં જોડાયા. હિન્દના પ્રશ્નોને અંગ્રેજ પ્રજા સમજી શકે, હિન્દ તરફ તેઓ સહાનુભૂતિથી જોઈ શકે, અને આમની સભામાં તેને વિશે આંદોલન પેદા કરી શકાય એ હેતુથી, ઈંગ્લાંડમાં મહાસભાની શાખા સ્થપાઈ. સર *વિલિયમે આ શાખાદ્વારા ઝુંબેશ ઊઠાવી,* અને હિંદના પ્રશ્નોને ત્યાંના રાજકારણમાં અગ્રસ્થાને સ્થાપ્યા.

એમની આ સેવાઓના બદલામાં, હિન્દની જનતાએ એમને ૧૮૮૯માં મુંબઈમાં મળેલી પાંચમી મહાસભાબેઠકના અધ્યક્ષ નીમ્યા. રાષ્ટ્રપતિ તરીકે ફરી એક અંગ્રેજને ચૂંટીને હિન્દે ઈંગ્લાંડ તરફના પોતાના ભક્તિભાવનું ગૌરવ કર્યું. ને સર વિલિયમે પણ પચીસ વર્ષ સુધી જે દેશનું પોતે લૂણ ખાધું છે, તેનું લૂણ હલાલ કરવા માટે, જીવનનાં બાકીનાં વર્ષો ખરચવાની પોતાની ઉમેદ વ્યક્ત કરી. હિન્દનો કારભાર તથા પાર્લામેન્ટ વિષે તેમણે પોતાનું મંતવ્ય દર્શાવ્યું કેઃ

'હિન્દુસ્તાનના કારભાર પર પાર્લામેન્ટની સત્તા કેવી

રાખીને અનેક લેખો દ્વારા, પ્રવચનો દ્વારા, નાનાં મોટાં પુસ્તકો દ્વારા, હિંદની સેવા કરવાના એક માત્ર નિઃસ્વાર્થ ઉદ્દેશથી પ્રેરાઇ, કાર્ય કર્યું છે; અને અંગ્રેજ પ્રજા સમક્ષ હિંદને માથે વીતેલાં અનેક સંકટોની રાવ કરી છે, હિન્દની કરુણ સ્થિતિની જાહેરાત કરીને તેના ઉદ્ધાર માટેના પ્રયાસો કરવાની વિનંતી કરી છે. ૧૯૧૮માં તેમની શારીરિક સ્થિતિ નબળી પડી, ને તે જ વર્ષમાં એમનું દેહાવસાન થયું. જિંદગીનાં પચાસ વર્ષ, પરભોમને પોતાની ભોમ માની, તેને અર્થે તન મન અને ધનથી કામ કરનાર આ પરદેશી મિત્ર સૌની ભાવાંજલિના અધિકારી છે.



'આયરિશ મિત્ર'

## આલ્ફ્રેડ વેબ

આયર્લૅંડના આ વતની, પોતાના વતનની, પારિસ્થિતિ જેવી હિન્દની પણ પરિસ્થિતિ જોઇ, હિન્દ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા થયા. સ્વરાજ્ય માટે જેવી ભગીરથ જહેમત આયર્લૅંડ કરતું હતું, જેવા અટપટા પ્રશ્નો આયર્લૅંડના હતા, તેવી જ જહેમત ને તેવા પ્રશ્નો હિન્દના હતા, એટલે પોતાના વતનની સ્વતંત્રતા માટે ઊંડો રસ ધરાવતા આ આયરિશ મિત્રે હિન્દ તરફ પણ મમત્વની લાગણી વ્યક્ત કરી.

આમની સભામાં આલ્ફ્રેડ વેબ સભ્ય હતા. એમને મદ્રાસમા મળેલી ૧૮૯૪ની સાલની દશમી મહાસભાબેઠકના પ્રમુખ બનાવી, હિંદે એક ઔર પરદેશીને પોતા તરફ આકર્ષ્યા. દાદાભાઇ અને વ્યોમેશચંદ્રએ પણ આ વરણીમાં સારો ભાગ લીધો. એમનો ઉદ્દેશ હતો, આમની સભામાં

બને એટલા વધારે સભ્યોને હિન્દના પ્રશ્નોમાં રસ લેતા કરવાનો.

મહાસભાનો બાલ્યકાળ તે ઉગ્ર લડતનો ઇતિહાસ નથી. પડતું, આખડતું, રડતું, ઉઝરડા ખમતું બાળક જેમ પોતાના માબાપ પ્રત્યે મીટ માડી રહે તેમ હિંદની આ મહાસભા બ્રિટન પ્રત્યે ઊંડી વિશ્વાસની લાગણીથી જોતી. સીધી લડતનો કોઇને ખ્યાલ આવવો પણ તે વેળા અશક્ય હતો, એટલે બ્રિટિશ પ્રજાની શુભ લાગણીઓ જગાડી, તેને હિન્દી પ્રશ્નો તરફ ખેંચવાની પ્રવૃત્તિ જ મહાસભાની બેઠકોનું પ્રધાન ધ્યેય હતું. આમસભાઓની જનની ગણાતી બ્રિટનની આમની સભા છાપરે ચડી સમાનતા અને સામ્રાજ્ય એકતાની વાતો કરતી. બ્રિટનની શુભનિષ્ઠા ને શુભ ન્યાયપરાયણતામાં શ્રદ્ધા જાહેર થતી, અને મહાસભાનું ઘણુંખરું કાર્ય વિલાયતમાં જ ચાલતું. ને તેય કેવું? થોડાક માણસો હિન્દના પ્રશ્નોને અછડતો સ્પર્શ કરતા, થોડાક લેખ લખાતા, ને વરસે એકાદ વાર એકાદ બે સવાલ જવાબ થતા. બસ!

હિન્દની આઝાદીનુ સ્વપ્નુ તો કોઇ મહા ભાગને હજી સાંપડ્યુ જ નહોતુ, કદાચ સાપડે એવી સંભાવના યે નહોતી. દેશની દુર્દશા દેખાતી હતી, પણ તેના તત્ત્વોપાય તરીકે પ્રાર્થનાઓ, વિનંતીઓ, અરજીઓથી જ સંતોષ વળતો. એટલે સામ્રાજ્યની એકતા વિષે જ બોલતાં આલ્ફ્રેડ વેબે કહ્યુંઃ

'આયરિશ મિત્ર'

## આલ્ફ્રેડ વેબ

**આ**યર્લેંડના આ વતની, પોતાના વતનની, પરિસ્થિતિ જેવી હિન્દની પણ પરિસ્થિતિ જોઇ, હિન્દ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા થયા. સ્વરાજ્ય માટે જેવી ભગીરથ જહેમત આયર્લેંડ કરતું હતું, જેવા અટપટા પ્રશ્નો આયર્લેંડના હતા, તેવી જ જહેમત ને તેવા પ્રશ્નો હિન્દના હતા, એટલે પોતાના વતનની સ્વતંત્રતા માટે ઊંડો રસ ધરાવતા આ આયરિશ મિત્રે હિન્દ તરફ પણ મમત્વની લાગણી વ્યક્ત કરી.

આમની સભામાં આલ્ફ્રેડ વેબ સભ્ય હતા. એમને મદ્રાસમા મળેલી ૧૮૯૪ની સાલની દશમી મહાસભાબેઠકના પ્રમુખ બનાવી, હિંદે એક ઔર પરદેશીને પોતા તરફ આકર્ષ્યા. દાદાભાઇ અને વ્યોમેશબાબુએ પણ આ વરણીમાં સારો ભાગ લીધો. એમનો ઉદ્દેશ હતો, આમની સભામાં

'સ્વપ્નશિલ્પી'

## સર હેનરી કૉટન

(૧૮૪૫-૧૯૧૫)

જન્મે હિન્દી અને સંસ્કાર સંસ્કૃતિએ પરદેશી વ્યક્તિને સૌથી પ્રથમ જુદાં જુદાં રાજ્યોનું ફેડરેશન સ્થાપન કરવાનું સ્વપ્નું લાધ્યું હતું. ૧૯૦૪માં મુંબઈમાં મળેલા મહાસભાના વીસમા અધિવેશન વેળા એમણે ઉદ્ઘોષણા કરીઃ

'હિન્દી દેશભક્તોનું ધ્યેય સ્વતંત્ર અને જુદાં જુદાં રાજ્યોનું 'યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ ઇંડિયા' જેવું ફેડરેશન સ્થાપન કરવાનું છે. દેશમાં નિર્માણ થયેલી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ આગળ અત્યારનો બ્રિટિશ કારભાર ટકી નહિ શકે. જેટલું હિન્દ ઇંગ્લાંડ સાથે બંધાયેલું છે, તેટલું જ ઇંગ્લાંડ પણ હિન્દ સાથે સંકળાયેલું છે..... પુનર્રચનાની ક્રિયા હમેશાં ધીરી હોય છે, છતાં ધીરે કદમે જ પરિપૂર્ણ થાય છે; ને

'સામ્રાજ્યની એકતાને આપણે દૃઢતાથી વળગી રહ્યા છીએ. એને માટે કશો પ્રશ્ન ઉપસ્થિત કરવો એ પણ વૃથા છે. આપણે એને માટે પ્રશ્ન પૂછતા નથી, ને પૂછવાની ઇચ્છા પણ સેવતા નથી. અમને લાગે છે કે નાનાં નાનાં રાષ્ટ્રોનો સમય હવે પૂરો થયો છે. એ નાનાં નાનાં રાષ્ટ્રો વચ્ચે ઝઘડાઓ થાય છે, લડાઇ થાય છે, અને પરિણામે એ રાષ્ટ્રો જગતને અશાંતિના ઉપદ્રવમાં હોમી દે છે. માટે એવાં નાનાં રાષ્ટ્રો, બીજાં અત્યંત પ્રભાવી ને સત્તાશીલ રાષ્ટ્રોને આશ્રયે પોતાની ઉન્નતિ સાધે એ જ હિતકર છે. પરિણામે એની જનતા સુરક્ષિત રહેશે, ને ખરી સ્વતંત્રતા માણી શકશે.'

આ ઉપરાંત આ વર્ષની બેઠકમાં ન્યાયખાતાના ઊંચા હોદ્દાઓ પર ભરતી કરવા વિશે, સંસ્થાનોમાં વસતા હિંદીઓની પરિસ્થિતિ વિશે, અને જાહેરાતપત્રો અંગે સરકારી જાહેરાત રદ કરવા વિશેના ઠરાવો થયા.

આલ્ફ્રેડ વેબ પોતાના વતનના મામલામાં પાછળથી એટલા ગુંથાઇ ગયા, કે હિન્દને પોતાનું સર્વસ્વ સોંપી ન શક્યા. ૧૯૦૮માં તેઓ મૃત્યુ પામ્યા.

'સ્વપ્નશિલ્પી'

## સર હેનરી કોટન

(૧૮૪૫-૧૯૧૫)

જેમણે હિન્દી અને સંસ્કાર સંસ્કૃતિએ પરદેશી વ્યક્તિને સૌથી પ્રથમ જુદાં જુદાં રાજ્યોનું ફેડરેશન સ્થાપન કરવાનું સ્વપ્નું લાધ્યું હતું. ૧૯૦૪માં મુંબઈમાં મળેલા મહાસભાના વીસમા અધિવેશન વેળા એમણે ઉદ્ઘોષણા કરીઃ

'હિન્દી દેશભક્તોનું ધ્યેય સ્વતંત્ર અને જુદાં જુદાં રાજ્યોનું 'યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ ઇંડિયા' જેવું ફેડરેશન સ્થાપન કરવાનું છે. દેશમાં નિર્માણ થયેલી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ આગળ અત્યારનો બ્રિટિશ કારભાર ટકી નહિ શકે. જેટલું હિન્દ ઇંગ્લાંડ સાથે બંધાયેલું છે, તેટલું જ ઇંગ્લાંડ પણ હિન્દ સાથે સંકળાયેલું છે..... પુનર્રચનાની ક્રિયા હમેશાં ધીરી હોય છે, છતાં ધીરે કદમે જ પરિપૂર્ણ થાય છે; ને

'સામ્રાજ્યની એકતાને આપણે દૃઢતાથી વળગી રહ્યા છીએ. એને માટે કશો પ્રશ્ન ઉપસ્થિત કરવો એ પણ વૃથા છે. આપણે એને માટે પ્રશ્ન પૂછતા નથી, ને પૂછવાની ઇચ્છા પણ સેવતા નથી. અમને લાગે છે કે નાનાં નાનાં રાષ્ટ્રોનો સમય હવે પૂરો થયો છે. એ નાનાં નાનાં રાષ્ટ્રો વચ્ચે ઝઘડાઓ થાય છે, લડાઇ થાય છે, અને પરિણામે એ રાષ્ટ્રો જગતને અશાંતિના ઉપદ્રવમાં હોમી દે છે. માટે એવાં નાનાં રાષ્ટ્રો, બીજાં અત્યંત પ્રભાવી ને સત્તાશીલ રાષ્ટ્રોને આશ્રયે પોતાની ઉન્નતિ સાધે એ જ હિતકર છે. પરિણામે એની જનતા સુરક્ષિત રહેશે, ને ખરી સ્વતંત્રતા માણી શકશે.'

આ ઉપરાંત આ વર્ષની બેઠકમાં ન્યાયખાતાના ઊંચા હોદ્દાઓ પર ભરતી કરવા વિશે, સંસ્થાનોમાં વસતા હિંદીઓની પરિસ્થિતિ વિશે, અને જાહેરાતપત્રો અંગે સરકારી જાહેરાત રદ કરવા વિશેના ઠરાવો થયા.

આલ્ફ્રેડ વેબ પોતાના વતનના મામલામાં પાછળથી એટલા ગુંથાઇ ગયા, કે હિન્દને પોતાનું સર્વસ્વ સોંપી ન શકયા. ૧૯૦૮માં તેઓ મૃત્યુ પામ્યા.

'સ્વપ્નશિલ્પી'

## સર હેનરી કૉટન

(૧૮૪૫-૧૯૧૫)

જન્મે હિન્દી અને સંસ્કાર સંસ્કૃતિએ પરદેશી વ્યક્તિને સૌથી પ્રથમ જુદાં જુદાં રાજ્યોનું ફેડરેશન સ્થાપન કરવાનું સ્વપ્નું લાધ્યું હતું. ૧૯૦૪માં મુંબઇમાં મળેલા મહાસભાના વીસમા અધિવેશન વેળા એમણે ઉદ્દઘોષણા કરીઃ

'હિન્દી દેશભક્તોનું ધ્યેય સ્વતંત્ર અને જુદાં જુદાં રાજ્યોનું 'યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ ઇંડિયા' જેવું ફેડરેશન સ્થાપન કરવાનું છે. દેશમાં નિર્માણ થયેલી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ આગળ અત્યારનો બ્રિટિશ કારભાર ટકી નહિ શકે. જેટલું હિન્દ ઇંગ્લાંડ સાથે બંધાયેલું છે, તેટલું જ ઇંગ્લાંડ પણ હિન્દ સાથે સંકળાયેલું છે..... પુનર્રચનાની ક્રિયા હમેશાં ધીરી હોય છે, છતાં ધીરે કદમે જ પરિપૂર્ણ થાય છે; ને

એ ધોરણ આપણી દૃષ્ટિ સમક્ષ રાખવું જોઇએ. હિન્દી દેશભક્તો પોતાના રાષ્ટ્રના ભૂતકાળ તરફ ભારે સ્વાભિમાનપૂર્વક જુએ છે, અને તેઓ જાણે છે કે એક દિવસ જૂનો વૈભવ એઓ જરૂર પ્રાપ્ત કરી શકશે. એ ધ્યેય સિદ્ધ કરવા માટે જ તેઓ મથી રહ્યા છે; એટલે એમાં ગમે તેવાં વિઘ્નો આવે, કે ગમે તેટલો કાળ વ્યતીત થાય તો પણ અંતે તો તેઓ સફળ થશે જ.' અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના બંધારણ જેવા હિન્દના બંધારણનો આદર્શ આ રીતે એમણે રજૂ કર્યો.

હેનરી કોટનનો જન્મ મદ્રાસમાં ૧૮૪૫ના સપ્ટેંબરની તેરમીએ જોસફ જોન કોટનને ત્યાં થયો. પિતા સનંદી નોકરીમાં હતા. પિતામહ જોન કોટન ઇસ્ટ ઇંડિયા કંપનીના અધિકાર નીચે, કલેકટરથી ડાયરેકટર બન્યા હતા, ને પ્રપિતામહ કેપ્ટન જોસફ કોટને પણ કંપની સરકારની નોકરીથી શરૂઆત કરી ડાયરેકટરની પદવી પ્રાપ્ત કરી હતી.

ઓક્ષફર્ડ અને કિંગ્સ કૉલેજમાં અભ્યાસ કરી, બાવીશ વર્ષની વયે સનંદી નોકરીની પરીક્ષા પસાર કરી તેઓ હિન્દ આવ્યા, લગભગ અગિયાર વર્ષ સુધી—એટલે ૧૮૭૮ સુધી—બંગાળના મિદનાપોર જિલ્લામાં આસિસ્ટન્ટ મેજીસ્ટ્રેટને પદે રહ્યા, ને પછી યે કલેકટર તરીકે ને રેવન્યૂના મંત્રી તરીકે, પોલિસ કમિશ્નર તરીકે, કોરપોરેશનના પ્રમુખ તરીકે, ને બંગાળ સરકારના મુખ્ય મંત્રી તરીકેના હોદ્દા

સંભાળેલા. પછી બંગાળની ધારાસભાના સભ્ય બન્યા; ત્યાંથી સરકારના ગૃહમંત્રી થયા, ને આસામના ચીફ કમિશ્નરનો હોદ્દો પણ ભોગવ્યો. એમની આવી વિવિધ સેવાઓને કારણે સરકારે તેમને ૧૮૯૨માં સી. એસ. આઇનો, ને પાછળથી 'સર'નો ખિતાબ આપ્યો હતો.

આવા હોદ્દાઓ ભોગવનારને જુદા જુદા પ્રદેશોમાં ફરવું જ પડે; ને સર હેનરીને પણ આવા પ્રવાસો દરમિયાન હિન્દની પરિસ્થિતિનું સહેજે જ્ઞાન પ્રાપ્ત થયું. પુસ્તકોમાંથી વાંચીને કશું જાણી શકાય તેથી વિશેષ સત્યનિષ્ઠ આધારો એમની આંખોએ જોયા. એમણે જોઇ પ્રજામાં પ્રવર્તતી દારુણ ગરીબાઇ, ને સરકારની તે તરફની ઉદાસીનતા ને શંકા. આ પરદેશીનું હૃદય ઘવાયું, એને દુઃખ થયું. હિન્દીઓ અંગ્રેજો કરતાં બુદ્ધિશક્તિમાં લેશ માત્ર ઊતરતા નથી એની પ્રતીતિ થતાં વેંતજ એણે એ વિષે ઊહાપોહ જગાવ્યો, ને હિન્દના શાસનમાં હિન્દીઓને અધિકાર મળવો જોઇએ એવો મત પ્રદર્શિત કર્યો. ને સાથે સાથે વેગવતી કલમને પણ ઝાલી. ૧૮૭૬માં 'ભારતવર્ષની માગણી ને ઇંગ્લાંડનું કર્તવ્ય' નામક લેખે સરકારી પક્ષમાં, અને બ્રિટનમાં ભારે ઊહાપોહ મચાવ્યો. ૧૮૮૫માં 'ન્યૂ ઇન્ડિયા' નામના પુસ્તકે પણ એવું જ આંદોલન પેદા કર્યું.

એ ધોરણ આપણી દૃષ્ટિ સમક્ષ રાખવું જોઇએ. હિન્દી દેશભક્તો પોતાના રાષ્ટ્રના ભૂતકાળ તરફ ભારે સ્વાભિમાનપૂર્વક જુએ છે, અને તેઓ જાણે છે કે એક દિવસ જૂનો વૈભવ એઓ જરૂર પ્રાપ્ત કરી શકશે. એ ધ્યેય સિદ્ધ કરવા માટે જ તેઓ મથી રહ્યા છે; એટલે એમાં ગમે તેવાં વિઘ્નો આવે, કે ગમે તેટલો કાળ વ્યતીત થાય તો પણ અંતે તો તેઓ સફળ થશે જ.' .અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના બંધારણ જેવા હિન્દના બંધારણનો આદર્શ આ રીતે એમણે રજૂ કર્યો.

હેનરી કૉટનનો જન્મ મદ્રાસમાં ૧૮૪૫ના સપ્ટેંબરની તેરમીએ જોસફ જોન કૉટનને ત્યાં થયો. પિતા સનંદી નોકરીમાં હતા. પિતામહ જોન કૉટન ઇસ્ટ ઈંડિયા કંપનીના અધિકાર નીચે, કલેકટરથી ડાયરેકટર બન્યા હતા, ને પ્રપિતામહ કેપ્ટન જોસફ કૉટને પણ કંપની સરકારની નોકરીથી શરૂઆત કરી ડાયરેકટરની પદવી પ્રાપ્ત કરી હતી.

ઑક્સફર્ડ અને કિંગ્સ કૉલેજમાં અભ્યાસ કરી, બાવીશ વર્ષની વયે સનંદી નોકરીની પરીક્ષા પસાર કરી તેઓ હિન્દ આવ્યા, લગભગ અગિયાર વર્ષ સુધી—એટલે ૧૮૭૮ સુધી—બંગાળના મિદનાપોર જિલ્લામાં આસિસ્ટન્ટ મેજીસ્ટ્રેટને પદે રહ્યા, ને પછી યે કલેકટર તરીકે ને રેવન્યૂના મંત્રી તરીકે, પોલિસ કમિશ્નર તરીકે, કોર્પોરેશનના પ્રમુખ તરીકે, ને બંગાળ સરકારના મુખ્ય મંત્રી તરીકેના હોદ્દા

૧૯૦૫માં આમસભામાં જવા માટે એમણે ઉમેદવારી નોંધાવી. સફળ થયા, ને ત્યાં પણ એ જ રટણ, એ જ ધૂન. હિન્દનું હિત એમણે એવું ઝંખેલું, ને સેવેલું.

૧૯૧૫માં હિન્દે પોતાનો આવો નિઃસ્વાર્થી મિત્ર, અને રાજકીય સ્વપ્નશિલ્પી ગુમાવ્યો. સર હેનરી કૉટન મૃત્યુ પામ્યા, ને પોતાની પાછળ ઉજ્જ્વળ કારકિર્દીનું સ્મરણ મૂકતા ગયા.



મતભેદ દર્શાવવામાં એમણે કદી આંખની શરમ કે હોદ્દાની લાલચનો ડર સેવ્યો નથી. લોર્ડ કર્ઝનની હિન્દ પ્રત્યેની નીતિ તરફ એમણે તીવ્ર અસંતોષ વ્યક્ત કર્યો હતો.

પણ સત્તાધીશોના કાન આવા અવાજો પ્રત્યે હમેશ બહેરા હોય છે. પ્રજાની દાઝ કયે દિવસે કયા શાસકે સાંભળી છે ? વાઇસરોયની કાઉન્સિલમાં દર્દભરી છતાં જુસ્સાવાળી વાણીમાં એમણે આસામના અભાગિયાઓનું દુઃખ ગાયું ત્યારે એમનું લોહી તો સહેજે ઊકળી આવ્યું, પરંતુ તેનો પ્રત્યાઘાત સત્તાધીશો પર પણ થયો. મતભેદ વધતો ચાલ્યો. ઉચ્ચ પદે રહેવું કઠિન થઇ પડયું, ને પરિણામે ૧૯૦૨ માં રાજીનામું પેશ કરી, તેમણે વિલાયત તરફ પ્રયાણ કર્યું.

વિલાયત જઇને યે આ જીવને જંપ નહોતો. હિન્દ પ્રત્યે એવી શુભનિષ્ઠા પેદા થઇ હતી, ને એવી સન્નિષ્ઠ લાગણીઓ જન્મી હતી કે ત્યાં પણ આવાં જ આંદોલનો એમણે ચાલુ રાખ્યાં. આવી મહત્ત્વની સેવાઓ હિન્દી જનતાએ જોઇ, જાણી ને લાયકને લાયક માન આપવાનો મનસૂબો કરી, ૧૯૦૪ના મુંબઇ અધિવેશન માટે એમને રાષ્ટ્રનાયક તરીકે સ્વીકાર્યા, ને એ નાયકની નેતાગીરીએ, એની દીર્ઘદર્શિતાએ, બુદ્ધિવિવેકે ને કાર્યશક્તિએ દેશને આગે કદમના માર્ગ પર મૂકી દીધો.

૧૯૦૫માં આમસભામાં જવા માટે એમણે ઉમેદવારી નોંધાવી. સફળ થયા, ને ત્યાં પણ એ જ રટણ, એ જ ધૂન. હિન્દનું હિત એમણે એવું ઝંખેલુ, ને સેવેલુ.

૧૯૧૫માં હિન્દે પોતાનો આવો નિઃસ્વાર્થી મિત્ર, અને રાજકીય સ્વપ્નશિલ્પી ગુમાવ્યો. સર હેનરી કૉટન મૃત્યુ પામ્યા, ને પોતાની પાછળ ઉજ્જવળ કારકિર્દીનું સ્મરણ મૂકતા ગયા.



'સત્યનાં અનુયાયી'

## ડૉ. એની બિસેન્ટ

(૧૮૪૭-૧૯૩૩)

**'મા**રી સમાધિ પર બીજું કાંઇ ન લખતાં એટલુ જ લખજો કે 'એણે હમેશ સત્યને અનુસરવાનો પ્રયત્ન કર્યો હતો.' ડગલે ને પગલે, અંતરાત્માના અવાજને ઓળખીને તેને અનુસરનાર વ્યક્તિ પોતાની મૃત્યુ નોંધ પણ આથી લાંબી શું કામ વાંછે? ને સત્યનું આચરણ એ જ ડૉ. બિસેન્ટના જીવનની મુખ્ય પ્રવૃત્તિ છે.

એક આયરિશ દંપતી પોતાનું વહાલ એક નાનકડી દેખાવડી છોકરી પર ઠાલવતાં જણાય છે. પુરુષ મહાપંડિત છે, એની જીભે કેટલીયે ભાષાઓ સહજતાથી રમી રહે છે. સ્ત્રી ધાર્મિક વૃત્તિની ને સંસ્કારી છે, એની નસોમાં પૂરેપૂરું આયરિશ લોહી વહે છે; જ્યારે પુરુષ અડધો આયરિશ છે. એ છોકરી છે એની. ૧૮૪૭ના ઓકટોબરની પહેલી તારીખે

લંડન શહેરમાં જન્મ પામી છે. નાની એની ધીરે ધીરે મોટી થતી જાય છે. માતાપિતાની સંસ્કાર છાંયડી હેઠળ ખીલતી જાય છે, ને પાંચ વર્ષ વિતાવે છે, ત્યાં તો એના પિતા અવસાન પામે છે. માને આઘાત થાય છે. કદીક વિધિને પણ ઉપરાઉપરી ઘા કરવામાં આનંદ આવે છે, એટલે થોડા જ દિવસમાં એના ભાઈને પણ કાળદૂત ઉપાડી લે છે. મા ને દીકરી એકાંતમાં બેસી બેબાકળાં બની જાય છે.

પણ એનીના જીવનમાં અચાનક પલટો આવ્યો. મિસ બેરિયટ નામની કોઈ બાઈ એક દિવસ એને ત્યાં આવી, ને એને પોતાને ત્યાં લઈ ગઈ. ત્યાં એના અભ્યાસ જીવનની પ્રથમ ઉષા ઊગી. ઝાડની ડાળીઓએ ઝૂલો બાંધી એની હીંચકતી, ને બાઈબલની ગાથાઓ ગાતી, ને મહાકવિ મિલ્ટનના 'પેરેડાઈઝ લોસ્ટ'માંથી ભાવ નીતરતી સુંદર કાવ્યમય પંક્તિઓ લલકારતી. જાણે કવિતાને જ ઝૂલે ઝૂલતી હોય તેમ એનીની આંખ સામે કલ્પનારમ્ય સૃષ્ટિ ખડી થઈ જતી, અને જગતની સ્થૂળ, અરૂપ, મલિન વહેવારસૃષ્ટિ લુપ્ત થઈ જતી. એનીનું જીવન આમ આ રંગે રંગાતું ગયું. ઓગણીસ વર્ષની સુંદર એનીના હાથની માગણી એકવાર એક જુવાન પાદરીએ કરી. લગ્ન શું, જીવન શું, લગ્ન સાધના શી વગેરે કોયડાઓના ઉકેલ પાછળ હજી યુવતી એનીનું મન પરોવાયું હતું. એટલે લગ્નયોગ

દેશ આપે, ઇશુની કીર્તિ ગાથા જે હમેશ ગાય તેની જ પત્નીને એમાં શ્રદ્ધા ન હોય એ કેવું? પતિને ન રુચ્યું. પુત્રને પોતાની પાસે રાખી, માદીકરીને ઘરમાંથી વળાવી દીધાં, ને છૂટા છેડા લીધા!

નિરાધાર અને પતિથી તિરસ્કૃત એનીએ હિંમત ન છોડી, પણ એક ખાનદાન ધનવાન કુટુંબમાં ખાનગી કામ કરવા માંડ્યું. ને આપત્તિ એમનો કેડો છોડે તે પૂર્વે માતા ગુજરી ગયાં. જગતમાં વહાલથી ને ગર્વથી જેને પોતાનું કહી શકે એવું એનીને માટે કોઇ ન રહ્યું. એમણે એક જુદું ઘર વસાવ્યું; લેખો લખવા માંડયા, પત્રિકાઓ લખવા માંડી ને જેમ તેમ ઉદર નિર્વાહ માટે પૈસા કમાવા માંડયા.

દિવસ આખો અભ્યાસ કરે, બ્રિટિશ મ્યુઝિયમમાં બેસી પુસ્તકો વાંચે, એમાંથી જ્ઞાનનું દોહન કરી, ચિત્તનું પાત્ર ભરે, ને જીવનના કોયડા ઉકેલે. એવામાં 'નેશનલ સેક્યુલર સોસાયટી' નામના મંડળના સ્થાપક, હિંદના હિત-ચિંતક, અને ધાર્મિક આડંબર, દંભ, ને વહેમો સામે જાહેર રીતે બળવો પુકારનાર ચાર્લ્સ બ્રેડલોની એમને ઓળખાણ થઇ. એમના મંડળમાં એ જોડાયાં. સુધારક અને વિકસિત માનસ ધરાવવાનો દાવો કરનાર સમાજે એમને વિષે અનેક ભુતાનાં ફેલાવ્યાં, હીન આરોપો મૂક્યા, અને એમનું ખૂન કરવા સુધીની ધાકધમકીઓ આપી. એમના પતિએ અદાલતે જઇ, પોતાની પુત્રીની માગણી

કરી. એની વકીલ લીધા વિના અદાલતમાં હાજર થયાં, મુકદ્દમો લડ્યાં, હાર્યાં, ને આંખમાં આંસુ સાથે પુત્રીથી છૂટા પડ્યાં. થઇ રહ્યું, જગતની જાળમાં એને લિપટાવનાર એક ચતન્યમાયા દૂર થઇ.

લગભગ અઢાર વર્ષ સુધી એમણે ચાર્લ્સ બ્રેડલો સાથે સંબંધ જાળવી રાખી, ધર્મના ખૂણાખાંચરાઓમાં ભરાઇ રહેલાં દંભ, અજ્ઞાન, વહેમ, અંધશ્રદ્ધા વગેરેનાં જાળાં સાફ કર્યાં, ને પછી એમનાથી છૂટા પડયાં. સમાજવાદનું આકર્ષણ થયું, ને તેમાં ભળ્યાં. જગત વિખ્યાત નાટ્યકાર જ્યોર્જ બર્નાર્ડ શૉ સાથે મૈત્રી થઇ, ને એની સાથે ફરી તેઓએ બીજી દુનિયા જોઇ. જગતનાં દીન ને પીડિત ને બેકાર રક્ત ચૂસાયેલા માનવીઓની એમણે એક નવી જમાત જોઇ. એમની વચ્ચે એમણે ફરવા માંડયું. મજૂરોના કલ્યાણ માટે એમણે પ્રયત્નો આદર્યા. કારખાનામાં હડતાળો પડવા લાગી ને માલિકોને મળીને એમણે મજૂરોની સ્થિતિ સુધારવા માટે એમના પર દબાણ કર્યું.

પણ એનીને જીવનની આ બાજુ ઉપરાંત, મનના આનંદની પરિસીમા પમાડે એવું પણ જોવા જાણવા મળ્યું. ૧૮૮૯ની સાલમાં, એક સામયિકના તંત્રીએ એનીના હાથમાં અવલોકન માટે પુસ્તક મૂકયું, 'સિક્રેટ ડૉક્ટ્રિન્સ'નું. એનીએ એ પુસ્તક વાંચ્યું અને મનહૃદયનાં અંધારા રહી ગયેલા ખૂણાઓમાં પ્રકાશ ફેલાવા લાગ્યો. વિ-જ્ઞાનની જ્યોત જાણે

ઝબૂકી ગઇ, અને એક નવી ભાવનામય સૃષ્ટિ પરથી અંધાર-પિછોડો ઊપડી ગયો. મેડમ બ્લેવેટ્સ્કીને તેઓ મળ્યાં, ને 'થિયોસોફિકલ સોસાયટી'માં જોડાયાં. જીવને આખરનો પલટો આ લીધો. બ્રહ્મવિદ્યાના ધામ સમા ભારતવર્ષ પર એમણે મીટ માંડી, ને ૧૮૯૩માં તેઓ હિંદ આવ્યાં. લંડનમાં જન્મેલી આ વિદુષી બાઇએ ત્યારપછી ભારતવર્ષને જ પોતાની માભોમ ને કર્મભોમ માન્યું છે.

હિન્દુસંસ્કૃતિના તીર્થધામ સમા વારાણસીને કાંઠે એમણે થાણું સ્થાપ્યું; જગતના ધર્મોનો અભ્યાસ શરૂ કર્યો, એમાંથી સાર સાર્યો, ને જગતની સામે બંધુત્વના અમોલા પાઠ રજૂ કર્યા. જળોની માફક હિન્દની જુનવાણી જનતાને વળગી રહેલા વહેમો દૂર કરવાનો એમણે ભગીરથ પ્રયાસ આદર્યો, ને એ માટે શિક્ષણ જેવું બીજું ઉત્તમ સાધન કોઇ નથી એ દૃષ્ટિએ ૧૮૯૬માં કાશીમાં જ 'સેન્ટ્રલ હિન્દુ કોલેજ' સ્થાપી. પશ્ચિમી કેળવણીથી સંસ્કૃતિને ટોચે ચડી બેસવાનો મિથ્યા ગર્વ ધારણ કરતા, ને હિન્દને ધિક્કારતા હિન્દના તરુણોને સાચી સાન આપવાનો જ આ પ્રયાસ હતો. આજની 'બનારસ હિન્દુ યુનિવર્સિટી'નો પાયો આમ વસ્તુતઃ એની બિસેન્ટે જ તે વેળા નાખ્યો હતો. વિદ્યાપીઠે એમનું બહુમાન કરવા માટે એમને ડી. એલ.ની માનભરી પદવી આપી. એની બિસેન્ટ ડૉક્ટર એની બિસેન્ટ થયાં.

૧૯૦૬માં બંગાળના ભાગલા પડયા તે અંગે જે આંદોલન શરૂ થયું તેમાં આવેશમય જુવાનોએ શાળા ને કોલેજનો ત્યાગ કર્યો. રાજકીય આંદોલનમાં સાથ આપવાની જુવાનોની આ પ્રવૃત્તિને એની બિસેન્ટ ન અપનાવી શકયાં. એનાં ફળ એમને લાભદાયી ન જણાયાં ને એમણે વિરોધ કર્યો. પરિણામે એમની જ આ વિચારસરણીનો વિરોધ થયો; વગોવાયાં પણ ઠગ્યાં નહિ.

૧૯૦૭માં તેઓ થિયોસોફિકલ સોસાયટીના પ્રમુખપદે આવ્યાં, ને એ કાર્યને પૂરતા ખંતથી પાર પાડવા માટે એમણે એકીસાથે અનેક પ્રવૃત્તિઓ આદરી. પ્રતિવર્ષ વિશ્વ-યાત્રાએ નીકળતાં, લેખો લખતાં, પ્રવચનો કરતાં, પુસ્તકો લખીને પ્રસિદ્ધ કરતાં, ને એક સ્ત્રીને પણ યોગ્ય કાર્યક્ષેત્ર અને કાર્ય કરવાની તક મળે તો એ શું કરી શકે તેનું જીવંત ઉદાહરણ ખડું કરી દીધું.

૧૯૧૪માં 'કૉમનવિલ' નામનું સાપ્તાહિક અને 'ન્યૂ ઇંડિયા' નામનું દૈનિક એમણે શરૂ કર્યું, અને આ પ્રવૃત્તિથી હિન્દના રાજકારણમાં ઝંપલાવ્યું. ૧૯૧૪માં મહા વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું તેથી તે વર્ષ, ને પછી ૧૯૧૫, ૧૯૧૬, ૧૯૧૭નાં ત્રણ વર્ષ હિંદના રાજકારણમાં, જાગૃતિની દૃષ્ટિએ ઘણાં મહત્ત્વનાં વર્ષો છે. ૧૯૦૮ થી ૧૯૧૫ સુધીમાં શું બન્યું તેનું સંક્ષિપ્ત વર્ણન ડૉ. પટ્ટાભિ સીતારામય્યા પોતાના મહાસભાઇતિહાસમાં નીચે પ્રમાણે કરે છે:

'૧૯૦૮ થી ૧૯૧૫ સુધીના સમયમાં મહાસભા પૂર્ણપણે ઉદારમતવાદીઓના હાથમાં ગઇ હતી. તેમણે ફરીથી રાજનિષ્ઠા વ્યક્ત કરવાનું, શાસકોને અરજી-વિનંતીઓ કરવાનું બ્રિટિશ પ્રજાનો અનુનય કરવાનું, ને હિન્દી નોકરીશાહીનો નિષેધ કરવાનું, પોતાનું રાજકારણ શરૂ કર્યું. રાષ્ટ્રવાદી લોકનેતાઓની પાછળ સરકારી કોરડો ફરતો હતો. ૧૯૦૮માં લોકમાન્ય તિલકને તુરંગવાસ મળ્યો, ત્યારે બધા ઉદારદળવાળા સરકારને જઈ મળ્યા. લોકમાન્યે પોતાની મુક્તિ પછી હિન્દુસ્તાનનાં દુઃખો ને હિન્દી સ્વરાજ્યની માગણી જાહેરમાં મૂકવા માટે 'હોમરુલ'ની ચળવળ શરૂ કરી. અત્યાર સુધી માત્ર થિઓસોફિસ્ટ ગણાતાં, ને રાજકારણથી વેગળાં રહેલાં મિસિસ ઍની બિસેન્ટે એકદમ રાજકારણના ક્ષેત્રમાં ઝંપલાવ્યું ને હોમરુલ માટે પ્રચંડ ચળવળની ધુરા પોતાના હાથમાં લીધી.' હોમરુલ એજ આ વર્ષો દરમિયાન મહાસભાની લડતની ઘોષણા હતી.

ઈ. સ. ૧૯૧૫માં ઍની બિસેન્ટે મહાસભામાંનાં ઉદાર અને ઉદ્દામદળો વચ્ચે સમાધાન કરાવવાના પ્રયાસો કર્યા, પણ સફળ ન થયાં. પણ બીજે જ વર્ષે બન્ને વચ્ચે એકતા સ્થપાઇ અને લખનૌ મહાસભામાં બન્ને દળોનું ભેગું અધિવેશન ભરાયું. લખનૌમાં લોકમાન્ય તિલક, ખાપર્ડે, રાસબિહારી ઘોષ, સુરેન્દ્રનાથ, ઍની બિસેન્ટ એરુંડેલ, વાડિયા અને ગાંધીજી જેવી જુદી જુદી વિચારપધ્ધતિની વ્યક્તિઓ

એક જ મંચ પર સાથે બેઠી. ને તે જ વર્ષનો બીજો અગત્યનો બનાવ તે હોમરુલ લીગની સ્થાપના. ફેબ્રુઆરીની ૧૬ મીએ પૂનામાં લોકમાન્યે એની સ્થાપના કરી. ત્યારપછી છ મહિને એની બિસેન્ટે પણ પોતાની 'ઑલ ઇંડિયા હોમરુલ લીગ' હિલચાલની શરૂઆત કરી. ૧૯૧૭માં આ આંદોલને સારું જોર પકડ્યું, અને એને પરિણામે દેશભરમાં જાગૃતિ આવી. સરકારે દમનનાં સખત પગલાં લીધાં. એની બિસેન્ટનાં બે સામયિકો પાસેથી મોટી રકમની જામીનગીરી માગવામાં આવી ને તે જપ્ત કરવામાં આવી. આજ સુધી એમણે બજાવેલી સેવાઓની કદરરૂપે, ૧૯૧૭માં એમને કલકત્તાની બત્રીસમી મહાસભા બેઠક માટે પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યાં. એમની હોમરુલની ઘોષણા ઠેરઠેર પહોંચી ગઇ હતી, ને સ્થળે સ્થળે એવી લીગો સ્થપાઇ ચૂકી હતી. પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં એમણે જણાવ્યું:

'આપણા નવા ધ્યેય માટે હું એટલું જ કહીશ કે આપણે બ્રિટિશ સરકારને ૧૯૧૮માં એક બિલ પસાર કરવાનું કહીએ, કે ઓસ્ટ્રેલિયાની કૉમનવેલ્થના જેવું સ્વરાજ્ય હિન્દુસ્તાનમાં સ્થાપન થવું જોઇએ. આ કાયદાનો અમલ બની શકે તો ૧૯૨૩માં, ને મોડામાં મોડો ૧૯૨૮ માં થવો જોઇએ. એ દરમિયાનનાં પાંચ દસ વરસમાં બ્રિટિશોના હાથમાંની સત્તા હિન્દી પ્રજાના હાથમાં આવી જવી જોઇએ. બ્રિટિશની સાથેનો આપણો સંબંધ વસાહતોના જેવો હોવો જોઇએ.'

એમની રાજકીય પ્રવૃત્તિઓથી સરકાર ચોંકી ઊઠી, ને ૧૯૧૭ના જૂનની ૧૫મીએ એમને પકડવામાં આવ્યાં. પરંતુ આના પ્રતિકારરૂપે તો ચળવળે વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. મિ. ઝીણા પણ આમાં જોડાયા. મહાસભાએ બિસેન્ટને છોડાવવા માટે 'શાંત પ્રતિકાર'ની યોજના પર વિચાર ચલાવવા માંડયા. વાતાવરણ તંગ થઈ ગયું. ને પરિણામે સપ્ટેમ્બરની ૨૬મીએ સરકારે એમને છોડી મૂક્યાં. હિન્દી વજીર મિ. મોંટેગ્યુ અને વાઈસરોય લૉર્ડ ચેમ્સફર્ડે દેશનો પ્રવાસ કર્યો, અને એમની આ હિલચાલ પ્રત્યે બિસેન્ટે સહાનુભૂતિ દર્શાવી એમને સાથ આપવાની હાકલ કરી. ૧૯૧૮નું વર્ષ એ હાકલના જ પડઘા પાડે છે.

૧૯૨૦માં ગાંધીજી જનતાની નજરમાં ચડયા. એમણે બ્રિટિશ સરકાર સામે અસહકાર કરવાનો સંદેશ આપ્યો. ડૉ. એની બિસેન્ટ સહમત ન થઈ શકયાં, ને તેમણે વિરોધ ઊઠાવ્યો. ગાંધીજી દક્ષિણ આફ્રિકાની લડત, ચંપારણની લડત, ખેડાની લડત ને અમદાવાદના મિલમજૂરોની હડતાલના સફળ સંચાલનથી લોકોમાં સારો આદર પામ્યા હતા. એમનો વિરોધ કરવામાં બિસેન્ટે પોતાની લોકપ્રિયતા ગુમાવી, છતાં ડગ્યાં નહીં. બલકે ગાંધીજીએ ખુદ એમની નીડરતાને વધાવી લઈ, જાહેરમાં વખાણી. લોકપ્રિયતાનો મોહ છોડીને પણ જે વ્યક્તિ પોતાને જે વેળા જે સાચું લાગે તે વ્યક્ત કરે તેમાં જ તેની મહત્તા છે.

એમણે ત્યારપછી ‘કૉમનવેલ્થ ઑફ ઇંડિયા બિલ’ ઘડ્યું, ને એને પાર્લામેંટમાં દાખલ કરાવવાના પ્રયત્નો કરવા માંડયા. એ સમય દરમિયાન હિન્દમાં હિન્દુમુસ્લિમ એકતા નિર્બળ થતી ચાલી, રાજકીય પક્ષો વચ્ચે પ્રજાની શક્તિ ખૂટવા લાગી, ને એની બિસેન્ટે ત્યારથી વાણીનો સંયમ કેળવવા માંડયો.

૧૯૨૭–૨૮ દરમિયાન વળી રાજકારણના ક્ષેત્રમાં ઉગ્રતા આવી. નિરાશા ને નિરુત્સાહને સ્થાને ઠેરઠેર આશા ને ઉત્સાહનો સંચાર થયો. જલિયાનવાલા બાગના અત્યાચારો પછી, જો સાર્વત્રિક વિરોધ કોઇ વાર ઊઠયો હોય તો તે બ્રિટિશ સરકારના આ કૃત્ય સામે કે તેમણે ૧૯૨૭ના નવેમ્બરમાં સાઇમન કમિશનની નિમણૂકની જાહેરાત કરી તેમાં એક પણ હિન્દીને આમેજ નહોતો કર્યો. એની બિસેન્ટે આ કૃત્યને ‘દાઝયા પર ડામ’ દેવા જેવું કહ્યું. મુંબઇની ભૂમિ પર સાઇમન કમિશને ૧૯૨૮ના ફેબ્રુઆરીની ૩ જી તારીખે પગ મૂકયો ને તુરત ભડકો થયો. આના જ અનુસંધાનમાં સાંસ્થાનિક સ્વરાજ્યના પાયા પર રચાયેલી, ‘નહેરુ અહેવાલ’ની યોજના ઘડાઇ. આ રિપોર્ટ ઘડીને પ્રજાએ જગતની સામે પોતાની મુરાદો રજૂ કરી. ડૉ. બિસેન્ટે આ કાર્યને ઉપાડી લીધું. પણ એમનું વૃદ્ધ થતું જતું શરીર હવે વધારે પ્રવૃત્તિઓનો ભાર સહી શકે એમ નહોતું. એમની તબિયત લથડવા માંડી, ને તેઓ પથારીવશ થયાં. તેઓ મદ્રાસમાં, અડ્યારમાં બેસી ગયાં; ને ૧૯૩૩ના સપ્ટેમ્બરની

વીસમી તારીખે તેમનો જીવનદીપક હોલવાઇ ગયો. જગતના વિશાળ વિરાટ પટ પરથી એક મહામૂલી જ્યોતિ જાણે હોલવાઇ. ગાંધીજી લખે છેઃ હિન્દ જીવશે ત્યાં લગી હિન્દને સર્વસ્વ સમર્પનાર ડૉ. બિસેન્ટની સેવાઓ તાજી રહેશે.'

ક્યાં જન્મભોમ લંડન ને ક્યાં કર્મભોમ હિન્દ ! ક્યાં પાશ્ચાત્ય સંસ્કારો ને ક્યાં પૌર્વાત્ય જીવનદૃષ્ટિ ! ક્યાં રંગ-રાગ વિલાસની સૃષ્ટિ ને ક્યાં બ્રહ્મવિદ્યાનો ઊંડો અભ્યાસ ! ક્યાં સ્વતંત્ર દેશમાં વેઠેલી યાતનાઓ ને ક્યાં ગુલામ દેશને સ્વતંત્ર કરવા ઉપાડેલાં આંદોલનો ! કેવું ભવ્ય, નિતાંત સુંદર ને પવિત્ર, કાર્યપરાયણ જીવન ! ડૉ. બિસેન્ટની અજબ કાર્યશક્તિ, એમનો અપૂર્વ બુદ્ધિવૈભવ, એમનું મીઠું વ્યક્તિત્વ, અગાધ જ્ઞાન, પ્રતિભા, ને જીવનદૃષ્ટિ, એમને જગતની મહાન વિભૂતિઓમાંની એક બનાવવામાં સો સાથે કામે લાગી ગયાં, હતાં; ને સ્વદેશ કે પરદેશ નહીં, પણ દેશેદેશે, એવી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ એમને સંપાદિત થઇ.

મહાસભાના ક્ષેત્રમાં એમણે એકલે હાથે નવા વિચારો, નવું બુદ્ધિબળ, નવાં સાધનો, વ્યવસ્થાની તદ્દન મૌલિક એવી પદ્ધતિ, ને નવી દૃષ્ટિ ઉમેર્યાં છે. હિન્દી રાજકારણને એમણે પોતાની અક્ષય કાર્યશક્તિથી નવું ચેતન આપ્યું છે. આવી સ્ત્રીશક્તિને હિન્દનો આજનો ઊગતો આત્મા ને ગઇકાલનો આથમેલો આત્મા જે કંઈ ભવ્ય અંજલિ અર્પે તે સર્વ ઓછી જ છે.

## મંડળ બીજું : સ્વાતંત્ર્ય પંથના પ્રદીપો :

વ્યોમેશચન્દ્ર બેનરજી
દાદાભાઇ નવરોજી
સર ફિરોજશાહ મહેતા
સર સુરેન્દ્રનાથ બેનરજી
રમેશચન્દ્ર દત્ત
ગોપાલકૃષ્ણ ગોખલે
ડૉ. રાસબિહારી ઘોષ
પંડિત મદનમોહન માલવિયા
પંડિત મોતીલાલ નહેરુ
લાલા લજપતરાય
ચિત્તરંજન દાસ
મૌલાના અબ્દુલ કલામ આઝાદ
મૌલાના મહમદઅલી
મોહનદાસ ગાંધી
સરોજિની નાયડુ
ડૉ. મુખ્તાર અહમદ અનસારી
વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ
બાબુ રાજેન્દ્રપ્રસાદ
પંડિત જવાહરલાલ નહેરુ
સુભાષચન્દ્ર બોઝ

‘સુ-રાજ્યનું બ્રાહ્મમુહૂર્ત’

## શ્રી વ્યોમેશચન્દ્ર બેનરજી

(૧૮૪૪–૧૯૦૬)

હિન્દી રાષ્ટ્રનો ઇતિહાસ પોતાની પહેલી પગલી માંડે છે, ૧૮૮૫ની સાલમાં, આજે ઇતિહાસકાર એ વર્ષના મૂલ્ય જેટલાં આંકે તેટલાં ઓછાં છે. ૧૮૮૫ની ૨૮મી ડિસેમ્બરે એક એવી ઘટના બની જેણે હિન્દવાસીઓનાં અંતરમાં એક નવી શકિત, નવી ચેતના, નવી પ્રેરણા ભરી દીધી. તે પુણ્યતિથિએ હિન્દી મહાસભાનું પ્રથમ અધિવેશન ભરાયું.

પૂનાના ભાગ્યમાં મુંબઇની ઇર્ષ્યા કરવાનું સર્જાયું હશે તેથી પૂનામાં કોલેરાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો, ને મહાસભાના અધિવેશનના સ્થાન તરીકે પૂનાને બદલે મુંબઇની વરણી થઇ. લોર્ડ રેનું નામ અધ્યક્ષપદે સૂચવાયું; પણ સરકારી અધિકારી એ પદે ન હોય એમ નક્કી થયે, કલકત્તાની વરિષ્ઠ અદાલતના પ્રસિદ્ધ વકીલ મહાભાગ વ્યોમેશચંદ્ર બેનરજીની પસંદગી થઇ.

ઉત્સાહથી મુંબઈ થનગની રહ્યું. અશ્રુતપૂર્વ, અભૂતપૂર્વ એવું કંઈક આજે એને આંગણે ચમકી રહ્યું હતું. ઋષિમુનિઓના વેદધ્વનિથી ગાજતી, એમના યજ્ઞયાગથી પુનિત થયેલી ભરતભોમનું ભાવિ ઘડવા માટે દેશદાઝથી પ્રેરાયેલા મહાનુભાવીઓ અહીં એકઠા મળ્યા હતા.

શ્રી લક્ષ્મીનારાયણના મંદિર પરની ધજા એવી જ ફરફરી રહી છે, પણ એથી યે અદકો તરવરાટ મંદિરની જોડે આવેલા ગોકુળદાસ તેજપાલ સંસ્કૃત વિદ્યાલયના સભાગૃહમાં પ્રવેશતા સજ્જનોનો દેખાય છે. ઘડિયાળમાં બારના ટકોરા થાય છે. સભાગૃહ ભરાઈ ગયું છે. જુદા જુદા પ્રાંતોમાંથી પધારેલા ૭૨ પ્રતિનિધિઓ પોતપોતાને સ્થળે વિરાજી ગયા છે. ભારતના રાજકારણના ક્ષેત્રમાં વાવવાને જે બીજ એઓ લઈને આવ્યા છે, એમાંથી એક વિરાટ વટવૃક્ષ અનેક શાખાપ્રશાખા પસારતું ઊગી નીકળશે એવી રમ્ય, સર્જનાત્મક કલ્પના એમની ચિત્તભોમમાં કદી ઊગી હશે ખરી? જુઓ, પેલી બાજુથી ચાલી આવે છે, ધીરે પણ મક્કમ પગલે; મોં પર નિશ્ચયની છાપ છે, હૃદયમાં અદમ્ય ઉત્સાહ ને દેહમાં અધિકું બળ છે એવા દેશના નાયકો. પેલા દાદાભાઈ નવરોજજી, સાથે ન્યાયમૂર્તિ કાશીનાથ તેલંગ, ને સ્વાગત પ્રમુખ ફિરોજશાહ મહેતા, વાચ્છા, મંડલિક, નારાયણ ગણેશ ચંદાવરકર, રહિમતુલ્લા સન્યાણી, રંગય્યા નાયડુ, લાલા મુરલીધર, સભાપતિ મુદલિયાર, વીર રાઘવાચાર્ય,

આનંદા ચાર્લુ, ચિપળૂણકાર, ગોપાળરાવ આગરકર, વામન આપટે, સુબ્રહ્મણ્યમ્ અય્યર ને બીજાઓ. આ અધિવેશનમાં સરકારી પગેણાઓને પણ આગ્રહપૂર્વક નિમંત્રણ મોકલાયું છે, ને તેથી જ પેલા આવી પહોંચ્યા છે ન્યાયમૂર્તિ રાનાડે, ડૉ. ભાંડારકર, પ્રો. કાથવટે, દી બ રઘુનાથરાવ, ડૉ વાઈટ–મદ્રાસના કલેકટર વગેરે.

આખું સભાગૃહ જાણે મોટા સંથાગારનું સ્વરૂપ ધારણ કરી રહ્યું હતું કોઈ મહત્ત્વના નિર્ણયો અહીં થવાના હતા. કોઈ વિશ્વકર્મા અહીં નવસૃષ્ટિનું નિર્માણ કરવાના હતા, કોઈ પ્રજાપતિ અહીં આજે નવા ઘાટ ઘડવાના હતા ને ડૉ. એની બિસેન્ટ આજની ઘડીને ભારતમુક્તિના ઇતિહાસની ભવ્યગંભીર ઘડી તરીકે બિરદાવે છે અને એ ઘડીએ ભારતના ઇતિહાસનું પહેલું પ્રકરણ–પહેલા પ્રકરણનું પહેલું પાનું લખવાના કાર્ય માટે વ્યોમેશચંદ્ર બેનરજીએ હાથ લંબાવ્યો.

એ જમાનામાં વ્યોમેશબાબુ હિંદવાસીઓમાં આગલી પંક્તિમાં ગણાતા એમનું વ્યક્તિત્વ વિલક્ષણ હતું, દેખાવ શાંત ને સ્મિત–છટાથી શોભેલા વાળ ને ભરાઉ દાઢીમૂછ એ દેખાવના નવી પ્રતિભા રોપતા બુદ્ધિ ભારે તેજલી ને કુશાગ્ર હતી, ને મીઠા સ્વભાવે એમની આસપાસ અનેક નેક મિત્રોનું વૃંદ રચી દીધું હતું ધન અઢળક હતું, પણ ધનથી આવતા અઢળક મદથી તેઓ દૂર હતા આ બધા

આગવાં લક્ષણોએ તેમને પોતાના દેશભાઈઓનાં હૃદયમાં અપ્રતિમ સ્થાન અપાવ્યું હતું.

૧૮૪૪ના ડિસેમ્બરમાં બંગાળના ખિદિરપુર ગામમાં એમનો જન્મ થયો હતો. એમની પાછલી બે પેઢીઓએ વકીલાતના ધંધામાં સારી ખ્યાતિ પ્રાપ્ત કરેલી. મુશ્કેલી, દુ:ખ કે ચિંતાના ઓળા એ સુભાગી કુટુંબમાં કદી ઊતર્યા નહોતા. એમના પિતાશ્રી ગિરીશચંદ્ર 'જજ અને બૅનરજી' નામની પેઢીમાં આડતિયા (એટર્ની) હતા; એમના પિતામહ પીતાંબર બૅનરજી પણ કલકત્તામાં આડતિયા હતા.

વ્યોમેશબાબુનું બચપણ કોઈ વિશિષ્ટતાથી અંકિત નથી, પરંતુ સત્તર વર્ષની વયે જ્યારે વિનીતની પરીક્ષાની તેઓ તૈયારી કરતા હતા, ત્યારે તેમના પિતાએ તેમને શાળા છોડાવી, એક મિ. ડાઉનિંગ નામના આડતિયાને ત્યાં કારકુન બનવાની તાલીમ અપાવવી શરૂ કરી. પણ એક વર્ષ, જેમતેમ આ નવા શેઠને નિભાવી લઈ, મિ. ગેક્ષેન્ડર્સ નામના બીજા આડતિયાને ત્યાં રહ્યા. ત્યાં મુકદ્દમાના દસ્તાવેજો ને દલીલ તૈયાર કરવાના કાર્યમાં નિપુણતા મેળવી.

અઢાર વર્ષના, યુવાનીને ઊંબરે હાલ જ આવીને ઊભેલા આ બિનઅનુભવી છતાં ધગશિયા જુવાને, લોકોમાં શિક્ષણ ફેલાવી, નવા વિચારો દ્વારા જાગૃતિ આણવાની શુભ

નિશ્ચયથી 'બંગાળી' નામનુ એક પત્ર કાઢ્યુ. માતૃભોમ માટે કશુંક કરવુ જોઇએ એ એમની નિરંતરની ધૂન હતી. શું કરવુ, એ તો કોયડો જ હતો, પરંતુ એ પળે જે સૂઝ્યુ તે તેમણે કર્યું.

જીવનનિર્વાહના એક સાધન તરીકે એમણે વકીલાતનો ધંધો સ્વીકાર્યો હતો. પરંતુ ગમે તે ધંધામા પૂરતી નિપુણતા મેળવ્યા સિવાય, સફળ નથી થવાતુ એ જાણતા હોઇ, તેમણે વકીલાતના ધંધામા ઉચ્ચતર શિક્ષણ પ્રાપ્ત કરવાના પ્રયાસો ચાલુ જ રાખ્યા ને દૈવયોગે એ તક સાપડી ગઇ. શેઠ રૂસ્તમજી જમશેદજી નામના એક પારસી સદ્‌ગૃહસ્થે કાયદાના અભ્યાસ માટે શિષ્યવૃત્તિ આપવાની જાહેરાત કરી હતી વ્યોમેશબાબુએ એમા ઝુકાવ્યુ પ્રાથમિક પરીક્ષા આપી, ઉત્તીર્ણ થયા, ને મનની મુરાદ બર આવી. વીસ વર્ષની વયે, ૧૮૬૪મા તેમણે વિલાયત જવા માટે હિન્દનો કાઠો છોડયો.

વિલાયત જઇને ત્યાના રંગે રંગાયા વિના, અભ્યાસ પાછળ જ ચિત્ત પરોવી, ત્રણ વર્ષમા, ૧૮૬૭ની સાલમાં તેઓ બેરિસ્ટર પણ થઇ ગયા. બીજે વર્ષે હિંદ પાછા ફર્યા, ને તુરત કલકત્તાની વરિષ્ટ અદાલતમાં એડવોકેટ બન્યા. બેરિસ્ટર તરીકે વરિષ્ટ અદાલતમાં કામ કરનાર તેઓ પ્રથમ હિંદી હતા

પરંતુ પેલો જરીપુરાણો રંગદ્વેષ અહીં પણ આવીને નડયો. હિંદુસ્તાનનો એક કાળો આદમી ગઈ કાલે, પોતાને જ દેશ જઈ ત્યાંની ઉપાધિ પ્રાપ્ત કરી આવી આજે પોતાની સામે હરીફ તરીકે ઊભો રહે એ વાત ઊજળા દૂધ જેવા અંગ્રેજ બેરિસ્ટરોથી કેમ સાંખી શકાય? પણ તેનો કોઈ ઉપાય નહોતો. પોતાની સૂક્ષ્મ બુદ્ધિશક્તિથી તેમણે પોતાનું સ્થાન નિશ્ચિત કરી લીધું, ને તે એટલી હદ સુધી કે દર માસે લગભગ દશ હજારની તેમની આવક થતી રહી. ને પછી તો એમની બાદશાહી રહેણીકરણી ને ઉમરાવ જેવા ઠાઠે સૌને દિંગ કરી દીધા. બંગાળ સરકારે એમને ત્રણ વાર ન્યાયાધીશનું પદ સોંપવા માંડયું, પણ તેમણે એ આગ્રહ પાછો ઠેલ્યો.

વ્યોમેશબાબુનો યુગ એટલે પશ્ચિમી અસરની હિંદમાં પરાકાષ્ટાનો યુગ. અંગ્રેજોના રીતરિવાજ, અંગ્રેજી ઢબછબ, અંગ્રેજોનો પહેરવેશ, અંગ્રેજોની વિચારસરણી–આ સૌ પાછળ હિંદનો નવયુવાન વર્ગ ઘેલો બની ગયો હતો. હિંદભૂમિમાં રહેવા છતાં હિંદી રીતરિવાજોથી વર્તન કરવું એ જુનવાણી ગણાતું. હિંદી સંસ્કાર ને સંસ્કૃતિ પર ધૂળ વળવા માંડેલી, ને વ્યોમેશબાબુ પણ એ રંગે રંગાયા. પૂરી અંગ્રેજી પધ્ધતિએ તેઓ રહેતા. હસ્તધૂનન કરતા તે ય એ રીતે, ને સિગારેટ સળગાવી પીતા તે ય એ જ રીતે! ને એથી યે આગળ વધી, એમણે તો વિલાયતમાં એક મકાન રાખ્યું. વર્ષના છ માસ

તેઓ ત્યાં ગાળતા. તેમનાં બાળકો ત્યાં શિક્ષણ લેતાં, ને લગ્નસંબંધ પણ ત્યાં જ બાંધતાં. પરંતુ વ્યોમેશબાબુએ પોતાની જીવનરીતિને ન અનુસરનાર પ્રત્યે કદી સૂગ બતાવી નથી, કે નથી ભવાં ઊચાં કર્યાં. એથી વિશેષ એમણે આવાં કહેવાતા સમાજસુધારાનાં રાજકારણ સાથે કદી ભેળવી દીધા નથી. સમાજસુધારાનાં ચિન્હો તરીકે ભલે હિંદની વિધવાઓ ફરી ન પરણે, સ્ત્રીઓને સમાનાધિકાર ન હોય, બાળલગ્ન ન અટકે, કે હિન્દી કન્યાઓને પરદેશમાં કેળવણી ન અપાય, છતાં તેથી એવું ફલિત નથી જ થતું, કે રાજકીય પ્રવૃત્તિઓ અટકી જાય, અથવા રાજકીય સુધારાઓનું નામનિશાન પણ આ દેશમાં ન હોય. વ્યોમેશબાબુનો એવો સ્પષ્ટ મત હતો.

કલકત્તાની વિદ્યાપીઠના ફેલો તરીકે, ૧૮૮૫માં વ્યોમેશબાબુ ચૂંટાયા, ને એમણે વિદ્યાપીઠ તરફથી જ બંગાળની ધારાસભામાં સ્થાન મેળવ્યું, ને એ સ્થાન પર રહીને એમણે શિક્ષણના ક્ષેત્રમાં સુધારા દાખલ કર્યા.

૧૮૮૫માં આથી અધિક માન એમને પ્રાપ્ત થયું, રાષ્ટ્રપતિ તરીકેનું રાષ્ટ્રીય મહાસભાના પહેલા અધિવેશનમાં પ્રમુખપદેથી એમણે મહાસભાનું ધ્યેય વ્યક્ત કર્યું:

- 'સામ્રાજ્યના જુદા જુદા પ્રદેશોમાં કાર્ય કરનારાઓ એકઠા થઈને, આપણા દેશના પ્રશ્નો પર વિચાર કરે,

તેમની વચ્ચે મિત્રાચારી વધે, ને તેઓ અન્યોન્યની નિકટ આવે....

- 'આપણા દેશને ચાહનારા લોકોના અંતરમાંથી વર્ણના, ધર્મના, ને પ્રાંતિક બાબતોને લગતા પૂર્વગ્રહો ભૂંસાઈ જાય, ને તેમની વચ્ચે મિત્રતાભર્યો સંબંધ બંધાય; લૉર્ડ રિપને વાવેલા રાષ્ટ્રીય એકતાના બીજનો વિકાસ કરી, રાષ્ટ્રીયત્વની ભાવનાને વિકસાવવી, પૂર્ણ કરવી....

- 'મહત્ત્વના સામાજિક પ્રશ્નોની ચર્ચા કરી, કેળવાયેલા લોકોનો એ વિશેનો મત પરિપક્વ થયા પછી એનો અધિકૃત રીતે સંગ્રહ કરવો....

- 'બાર મહિનાના ગાળા દરમિયાન હિન્દી રાજકર્તાઓએ શું કરવું તે નક્કી થવું જોઈએ....બ્રિટને હિન્દુસ્તાનના હિત માટે ઘણું જ કર્યું છે, ને એને માટે એ દેશ એના તરફ આભારની લાગણી વ્યક્ત કરે છે. અમે ઇચ્છીએ છીએ કે રાજ્યકારભારનો પાયો વિશાળ બનાવવામાં આવે, ને પ્રજાને એમાં યોગ્ય ભાગ લેવા દેવામાં આવે....

પ્રમુખ સ્થાનેથી ઉચ્ચારેલા આ શબ્દો પાછળ રહેલી, બ્રિટન પ્રત્યેની ઊંડા આભારની લાગણી સ્પષ્ટ છે. બ્રિટિશ રાજ્યમાં તેમને તથા તે જમાનાના એમના સહયોગીઓને અપૂર્વ વિશ્વાસ તથા દૃઢ શ્રદ્ધા હતાં. દેશનું કલ્યાણ તો

અંગ્રેજોથી જ થશે એ મનોદશાએ તેઓ જીવનભર વફા-
દાર રહ્યા.

મહાસભાના હેતુઓ, એના આદર્શો, ને એની સ્થા-
પના પાછળ રહેલા વિચારોની આમ એમણે ઝાંખી કરાવી,
ને પછી ઠેઠ સુધી આ કાર્ય પાછળ એમણે પોતાનું આયુષ્ય
વિતાવ્યું. મહાસભા તરફથી એમની મમતાની કદર કરી,
૧૮૯૨ ની સાલમાં, અલ્લાહાબાદની આઠમી મહાસભા બેઠ-
કમાં એમને ફરીવાર રાષ્ટ્રપતિ બનાવવામાં આવ્યા.

૧૮૮૫ના આ પહેલા અધિવેશનમાં જે ઠરાવો થયા
તે પર ઊડતી નજર નાખતાં, તત્કાલીન રાજનેતાઓની કેવી
દૂરંદશી ને કેવી રાજકીય સમજ ને દૃષ્ટિ હતાં તેનો ખ્યાલ
આવે છે. એક શાહી કમિશન નીમીને, હિંદી રાજ્યકારભા-
રની તપાસ કરવી, સ્ટેટ સેક્રેટરીની કાઉન્સિલ રદ કરવી,
મધ્યસ્થ તેમ જ પ્રાંતિક ધારાસભાઓની સુધારણા કરવી,
લશ્કરી ખર્ચમાં કાપ મૂકવો, તથા કપાસની આવક પર કર
નાખવો, હિંદી સનંદી નોકરીઓની પરીક્ષા હિંદમાં લેવી
વગેરે પ્રશ્નો પર આ બેઠકમાં ચર્ચાઓ થઇ. ન્યાયમૂર્તિ
રાનાડેએ પણ એક ઠરાવ પર ભાષણ કર્યું, ને આમ મહાન
ઉત્સાહ વચ્ચે, મહારાણી વિક્ટોરિયાના જયનાદો વચ્ચે,
અંગ્રેજી અમલ પ્રત્યે મમતાની લાગણી વચ્ચે, પહેલું
અધિવેશન પૂરું થયું.

સભાગૃહ ખાલી થવા લાગ્યું. અંદર અંદર વાતચીતો ને વિચારો થવા લાગ્યા. વ્યોમેશચન્દ્ર તરફ માનની અપૂર્વ લાગણીથી ને ભક્તિથી આગંતુકો જોવા લાગ્યા, ને ફરી બીજે વર્ષે મળવાનાં સ્વપ્નાં સેવતાં, ને વર્ષ દરમિયાન રાષ્ટ્રની પ્રગતિ કરવાની યોજના ઘડતાં સૌ છૂટા પડયા.

૧૯૦૨માં વ્યોમેશબાબુ વિલાયત ગયા. કુટુંબ સાથે ત્યાં વસ્યા. ત્યાં રહી પ્રિવી કાઉન્સિલમાં વકીલાત કરવા માંડી, ને હિંદ જેવી જ સફળતા ત્યાં પણ પ્રાપ્ત કરી.

દાદાભાઈ નવરોજીની માફક આમની સભાના સભ્ય બનવાની એમની ઉમેદ બર આવે તે પહેલાં તો તેમને આંખોનું દર્દ લાગુ પડ્યું. એ રોગ પ્રાણઘાતક નીવડ્યો. ૧૯૦૬ના જુલાઈ માસની એકવીસમી તારીખે વ્યોમેશબાબુએ ૬૨ વર્ષે પ્રાણ તજ્યા.

ગોલ્ડરની ભૂમી પર એમની અંત્યેષ્ટિ ક્રિયા થઈ. દાદાભાઈએ સુરાજ્યના બ્રાહ્મમુહૂર્તની મંગલ ઘંટા વગાડનાર આ પ્રથમ રાષ્ટ્રપતિને ભાવભરી અંજલિ આપી કહ્યું : 'માતૃભૂમિ માટે વ્યોમેશબાબુએ જે કર્યું છે તે આપણે કદી ભૂલીશું નહીં.'

卐

'સ્વરાજ્યનો કુકકુટનાદ'

## શ્રી. દાદાભાઈ નવરોજી

(૧૮૨૫-૧૯૧૭)

હિન્દના દાદા તરીકે સુપ્રસિધ્ધ દાદાભાઈ નવરોજીએ હિન્દ દેશના કરોડો માનવીઓના કાનમાં મોહનમંત્ર ફૂંક્યો: સ્વરાજ, ને સૂતેલી જનતા સળવળી ઊઠી. દિગંતમાં એણે દીઠું તો ગુલામીની રજની વીતી રહી હતી; સ્વતંત્રતાનું ભરભાંખળું દેખાતું હતું ને એ રમ્ય દૃશ્ય તરફ પ્રથમ આંગળી ચીંધનાર વ્યક્તિને હિન્દે 'દાદા' કહી સન્માન્યા.



૧૮૭૬માં, કલકત્તામાં ભરાયેલા મહાસભાના બીજા અધિવેશનના પ્રમુખ તરીકે દાદાભાઈએ ઘોષણા કરી:

'મારા વ્યક્તિગત અનુભવ પરથી હું જણાવું છું કે ઈંગ્લેંડના દિલને આપણા રાષ્ટ્રના કલ્યાણ સિવાય બીજી એકે વાત વધુ વહાલી નથી. આપણે જો વધારે જોરથી બૂમ પાડીશું, વધારે જહેમતથી બૂમ પાડીશું તો આપણો એ પોકાર તેમના કાર્યરત અંતઃકરણ સુધી પહોંચ્યા વિના રહેશે નહીં, ને પછી આપણને જણાશે કે આપણું બોલવું ફોગટ નથી ગયું.'

૧૮૮૫થી જ નહીં, પણ તેનાયે ત્રણ દસકા પૂર્વે આ મહર્ષિએ આ રાષ્ટ્રનું અકલ્યાણ થતું જોયું હતું. ઘોર દશા જોઇ હતી, પ્રજાનું અધઃપતન થતું જોયું હતું, ને પરિણામે એમની આંતરડી કકળી ઊઠી હતી, છતાં ઈંગ્લાંડના અંતઃકરણ પર કેવી અપૂર્વ શ્રદ્ધાથી એમણે વાણી ઉચ્ચારી છે! વળી બીજાં સાત વર્ષ વીતે છે. ફરી એકવાર હિન્દની જનતા દાદાભાઇને રાષ્ટ્રપતિ તરીકે ચૂંટી કાઢે છે, ને તે વેળા ૧૮૯૩માં લાહોરમાં તેઓ સભા ગજવી બોલે છેઃ

'જો હિન્દી લોકોને તેમના પ્રયત્નના ને સાધનોનાં ફળ ભોગવવા દીધાં હોત, અને હિન્દી જનતા તથા બ્રિટિશ સત્તાધીશો વચ્ચે મીઠો સંબંધ સ્થાપાયો હોત, અને હિન્દ સંતુષ્ટ અને સુખી હોત તો અરધા ડઝન રશિયાની યે પરવા કરવાની બ્રિટિશોને જરૂર ન પડત. એવા સંજોગોમાં હિન્દી લોકો, પોતાના છેલ્લા માનદણ્ડ સુધી લડયા હોત,

ને છેલ્લી કોડી સુધી મદદ કરતા રહ્યા હોત, ને પોતાના ભાગનો બોજો તેમણે ઊઠાવ્યો હોત ....આપણુ નસીબ અને આપણો ભવિષ્યકાળ બેઉ આપણા હાથમાં છે. આપણે આપણી જાત પ્રત્યે પ્રમાણિક રહીશું, આપણા વૈભવ ને સુધારા માટે જોઈએ તેટલો ત્યાગ કરીશુ તો બ્રિટિશો જેવા ન્યાયપ્રિય અને સત્ પ્રવૃત્તિવાળા લોકોની સાથે બંધાયેલો સંબધ એળે નહી જાય.

દાદાભાઈને એક પક્ષે હિન્દી-બ્રિટિશ સબંધ સારે નથી એવી સભાનતા હતી, બીજે પક્ષે એ સંબંધ વ્યર્થ નહીં જાય એવી શ્રદ્ધા પણ હતી. આ બેની વચ્ચે અટવાતુ માનસ તે, તે કાળના હિન્દના રાજકીય વાતાવરણનું પ્રતિબંબ છે. પણ દુરદેશ ને વ્યુત્પન્ન વિદ્વાન એવા દાદાભાઈના હાથમા રાષ્ટ્રની લગામો હતી ત્યા સુધી હિન્દ નિશ્ચિંત હતું એ માન્યતાએ ફરીથી ૧૯૦૬ માં કલકત્તા અધિવેશનના પ્રમુખ પણ એમને બનાવ્યા. ૧૯૦૬ ના એ યાદગાર વર્ષ પર જવા પૂર્વે દાદાભાઈના જીવનની ઝાંખી કરવી જરૂરી છે,

૧૮૨૫ના સપ્ટેમ્બરની ચોથીએ મુંબઈમાં તેમનો જન્મ થયો બાળવયમા જ પિતાને ગુમાવ્યા, પરંતુ સમજુ ને શાણી માતાએ એમની કેળવણી પ્રત્યે લેશમાત્ર દુર્લક્ષ્ય ન કર્યું. નાણાંથી કંગાલ આર્થિક સ્થિતિને પરિણામે સમજાવી

માતા કદીક રુગી જઇ, પુત્રને રળતો કરવાના વિચાર સેવે, ત્યાં નાનો બાળક વિદ્યાની રસિકતાથી પ્રેરાયેલો માને મનાવી, અભ્યાસ જારી રાખે.

દાદાભાઇ એલફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં અભ્યાસ કરતા હતા, તે વેળા વિદ્યાર્થી તરીકેની એમની કારકિર્દી ઘણી ઉજ્જવળ હતી. મુંબઇના કેળવણી મંડળના અંગ્રેજ પ્રમુખે તો એમને વધુ અભ્યાસ અર્થે વિલાયત જવાની સલાહ આપી, આર્થિક સહાયતા કરવાનું પણ વચન આપ્યું. પણ સંજોગો વિપરીત હતા, ને દાદાભાઇએ વિદ્યાભ્યાસનાં વર્ષોનો નિચોડ એલફિન્સ્ટન શાળામાં શિક્ષક તરીકે ફરવા માંડયો. થોડા જ સમયમાં એલફિન્સટન કોલેજમાં તેઓ ગણિતના પ્રાધ્યાપક નિમાયા. ૧૮૪૫ થી ૧૮૫૫ નો એ ગાળો. આધ્યાપકપદે આવનાર તેઓ પ્રથમ હિન્દી હતા.

આ દાયકા દરમિયાન .માત્ર દાદાભાઇએ ગણિતના દાખલાઓ પાછળ બુદ્ધિનું હીર નીચોવી નહોતું નાખ્યું, બલકે મુંબઇના જાહેર જીવનમાં એમણે અજબ ચેતના ફેલાવી. એમના પ્રયાસો વડે જ કન્યાકેળવણીની ચળવળ શરૂ થઇ; વિદ્યાર્થીઓનું સાહિત્યીક ને વૈજ્ઞાનિક મંડળ, ગુજરાતી જ્ઞાન-પ્રચારક સભા, મુંબઈ એસોસિયેશન, પારસી ધર્મસુધારક મંડળ, વિકટોરિયા મ્યુઝિયમ અને એડવર્ડ મ્યુઝિયમ તથા પૂતળી પાઠશાળા જેવી અનેક સંસ્થાઓ શરૂ કરી દાદાભા-

ઈએ મુંબઈને પ્રવૃત્તિનાં નીરમાં નાહતું કરી દીધું. ને આ વિવિધ પ્રવૃત્તિઓને પોષવા, ને વેગ આપવા ૧૮૫૧ માં 'રાસ્ત ગુફ્તાર' નામનું પત્ર શરૂ કર્યું.

૧૮૮૫માં તેઓ 'કામા કંપની'ની લંડનની પેઢીના સંચાલક તરીકે વિલાયત ગયા. ત્યાં માત્ર વેપાર પૂરતી કે ધનોપાર્જન પૂરતી શક્તિઓને કુંઠિત ન કરતાં એમણે હિન્દી પ્રશ્નો વિશે, ત્યાંનાં સામયિકોમાં લેખો લખી પ્રચાર કરવા માંડ્યો. અંગ્રેજોને હિન્દ હિન્દીઓ અને હિન્દની સાચી સ્થિતિથી વાકેફ કરવા માંડ્યા. આ માટે 'લંડન ઇન્ડિયન સોસાયટી' અને 'ઇસ્ટ ઇન્ડિયન એસોસિયેશન' નામની બે સંસ્થાઓ શરૂ થઇ, અને એમણે કાર્યનું સૂત્ર સંભાળી લીધું.

ચૌદ વર્ષે ત્યાંથી હિંદભૂમિમાં પાછા ફર્યા ત્યારે હિંદવાસીઓએ આ ઊગતા સિતારાનું શાહી ઠાઠથી સન્માન કર્યું, ત્રીસ હજાર રૂપિયાની થેલી સમર્પણ કરી. ને દાદાભાઈએ પણ જે પ્રજાનું હતું તે પ્રજાના હિતમાં જ ખર્ચવાનું યોગ્ય ધાર્યું.

પછી ચાર વર્ષ હિંદમાં રહી, તેમણે હિન્દની સ્થિતિ જોઇ. એ દૃશ્યથી એ કકળી ઊઠ્યા, એમણે જબાનને વહેતી મૂકી, કલમને બોલતી કરી. ૧૮૭૩ માં પાર્લામેન્ટની સિલેક્ટ કમિટી પાસે જુબાની આપવા તેઓ પાછા વિલાયત

ગયા; ને ત્યાંથી બીજે વર્ષે પાછા ફર્યા. ૧૮૭૪માં વડોદરાના દીવાનપદે ગયા.

૧૮૮૫માં મુંબઇની કાઉન્સિલમાં તેમને સ્થાન મળ્યું. એ જ સાલ મુંબઇમાં સ્થપાયેલી મહાસભા માટે ઉત્સાહભેર એમણે કાર્ય કર્યું. દાદાભાઇએ આમની સભાના સભ્ય થવા માટે હવે પ્રયત્નો કર્યા, પણ સફળતા ન મળી. હિન્દ પાછા ફર્યા, ને ૧૮૮૬માં ભરાયેલી કલકત્તા મહાસભા અધિવેશનના પ્રમુખ ચૂંટાયા. ૧૮૮૭માં ફરી વિલાયત ગયા. ૧૮૯૨માં પાર્લામેંટની ચૂંટણી થઇ. એમાં એમને સફળતા વરી. આ સ્થાન પ્રાપ્ત કરનાર પણ તેઓ જ પહેલા હિન્દી હતા. હિન્દની પ્રજાએ, આ વાતનું ગૌરવ અનુભવતાં, એમને લાહોર મહાસભાના પ્રમુખ તરીકે ફરી ચૂંટી કાઢી તેમનું વળી અપૂર્વ સન્માન કર્યું.

દાદાભાઇએ પાર્લામેંટમાં જે ઝુંબેશ ઉઠાવી હતી તેનો પડઘો પડયો. પરિણામે ૧૮૯૫માં એક શાહી કમિશન, હિન્દની આર્થિક સ્થિતિની તપાસ કરવા માટે નીમાયું. ત્રણેક વર્ષમા ત્યાંની વિનીત સરકાર અધિકારેથી ઊઠી જતાં, પાર્લામેંટ બરખાસ્ત થઇ. ૧૯૦૫ની ચૂંટણી વેળા દાદાભાઇએ ફરી ઉમેદવારી કરી, પણ નિષ્ફળ નીવડ્યા ને પછી આવ્યું ૧૯૦૬નું વર્ષ. મહાસભાએ એકવીસ વર્ષોનું આયુષ્ય ભોગવી લીધું હતું. લોકોમા ચેતના ને જાગ્રતિ આવી ગયા હતા, પણ હજી પરિસ્થિતિના ઉકેલ માટેના માર્ગો શોધાતા રહ્યા,

થોડાનુ આચરણ થતું રહ્યુ, ને થોડા વાદવિવાદે પડયા. હિન્દની પ્રજાએ દાદાભાઇમા પોતાનો અનહદ વિશ્વાસ જાહેર કરતાં, કલકત્તામા પણ પ્રમુખ તરીકે–રાષ્ટ્રપતિ તરીકે એમને જ શિરે તાજ આરોપ્યો

ને દાદાભાઇએ–સ્વરાજ્યના આપણા એ આદિ મંત્ર-દ્રષ્ટાએ પોકાર પાડયો· ચાર ઠરાવ પસાર થયા સ્વરાજ્ય, બહિષ્કાર આંદોલન, સ્વદેશી ચળવળ અને રાષ્ટ્રીય કેળવણી.

૧૯૦૫ની ૧૬ મી ઓકટોબરે કોમી ધોરણે બંગાળના ભાગલા પડી ચૂકયા હતા. પ્રજામા નવો જુસ્સો પેદા થઇ ચૂકયો હતો. હિન્દુ–મુસ્લિમ રમખાણોના ચિહ્નો દેખાતાં હતાં. વટહુકમ અમલમા આવી ગયો હતો. લશ્કરી પોલિસ અને સાદી પોલિસ વધી પડી હતી, અને બારિસાલમા મળેલી પ્રાંતિક પરિષદને, પોલિસે શાંતિ સ્થાપવાના ઉદ્દેશથી, શાંતિનો ભંગ કરી, વિખેરી નાખી. મહાસભાના વાતાવરણમા બહિષ્કારનો જુસ્સો જન્મી ચૂકયો હતો એટલુ જ નહીં, વાયુવેગે વધી રહ્યો હતો. લોર્ડ કર્ઝનનો શાહી દમનદોરનો કોરડો દેશને ખૂણેખૂણે ફરી વળ્યો હતો. પ્રજા રોષે ભરાઇ હતી, કારણ સંસ્કાર અને સંસ્કૃતિની એકતા અનુભવતા બંગાળના ભાગલા પડી ગયા હતા બ્રિટિશ પ્રજાની ઈન્સાફની વૃત્તિમા પ્રજાને લેશમાત્ર વિશ્વાસ રહ્યો નહોતો ને તે વેળા, તેર વર્ષો પૂર્વે ઉચ્ચારેલા વચનોથી જુદા જ વચનો દાદાભાઇએ ઉચ્ચાર્યાં, મહાસભાની વ્યાસપીઠ પરથી :

'યુનાઈટેડ કિંગ્ડમમાં જે પ્રમાણે બધો કારભાર, બધી નોકરીઓ બધા ખાતા ને બધી બાબતો લોકોના હાથમાં છે તે જ મુજબ હિન્દીઓના તાબામાં બધી નોકરીઓ, કારભાર, ને ખાતા ને વિગતો હોવી જોઈએ, એવી અમે પૂર્ણ અધિકારથી માગણી કરીએ છીએ અમારે કોઈની મહેરબાનીની નથી જોઈતી, અમે માત્ર ન્યાય માગીએ છીએ અને બ્રિટિશ નાગરિક તરીકેના અમારા અધિકાર માગીએ છીએ ઝીણી ઝીણી વિગતોમાં ઉતરવાને બદલે, એક જ શબ્દમાં અમે જણાવી દેવા માગીએ છીએ કે અમને અત્યારે યુનાઈટેડ કિંગ્ડમ, અને વસાહતોમાં છે તેવું સ્વ-રાજ્ય જોઈએ છે અમારી તકરારો દૂર કરવાનો એક માત્ર મુખ્ય ઉપાય સ્વ-રાજ્ય છે અમારી આશાઓ, અમારી શક્તિ ને અમારી મોટાઈનું કેન્દ્રસ્થાન અમારું સ્વરાજ્ય જ છે'

આમ આઝાદીના બ્રાહ્મમુહૂર્તની મંગલ ઘંટા વગાડવાનું માન વ્યોમેશબાબુને ફાળે ગયું, તો સ્વરાજનો કુકડ્નાદ, સ્વરાજ્યનો આત્મઘોષ, સ્વ-રાજ્યનો મોહનમંત્ર કે મુક્તિમંત્ર ઉચ્ચારવાનું, ને હિન્દીજનોને તેમના ઉદ્ધારની ઉષાનું સૌથી પહેલું સ્વપ્ન બતાવવાનું ગૌરવ દાદાભાઈને ફાળે જાય છે

ઉદામ નહીં ને ઉદાર નહીં એવા નાદાએ જીવનભર સતત કાર્યપરાયણતા પછી, એંશ્યાશી વર્ષે નિવૃત્તિ લી

કારી. કેવી છટા! કેવો જુસ્સો! કેવી શક્તિ! કેવી વેધક બુદ્ધિ! કેવી નિર્ભીકતા! પણ વૃધ્ધાવસ્થાએ શરીરને કથ-ળાવી નાખ્યું, ને એમણે મુંબઈ પાસેના, વરસોવા નામના પરામાં વાસો કર્યો. પરંતુ હિન્દના દેશનેતાઓને જ્યારે જ્યારે રાજકારણના પ્રશ્નો મૂંઝવતા ત્યારે તેમની દૃષ્ટિ સૌથી પહેલી પડતી વરસોવા પર. શાસ્ત્રોકત સો વર્ષનું નહીં, પણ બાણું વર્ષનું આયુષ્ય ભોગવી, ૧૯૧૭ના જૂનની ૩૦ મી તારીખે એ મહર્ષિએ જીવનનો છેલ્લો શ્વાસ ઘૂંટયો, ને છેલ્લા શ્વાસ સુધી એમણે હિન્દના ઉદ્ધાર સિવાય બીજું કાર્ય કર્યું નથી.



# સર ફિરોજશાહ મહેતા

(૧૮૪૫-૧૯૧૫)

સર ફિરોજશાહ મહેતા એટલે મુંબઈના સિંહ. પ્રભાવી વ્યક્તિત્વ, રાજકીય પરિસ્થિતિનો ઊંડો ને વ્યાપક અભ્યાસ, ઉચ્ચ પ્રકારની પ્રતિભા, વાણીની અદ્‌ભુત છટા અને સામાજિક ઉચ્ચ દરજ્જો, આ બધા ગુણોએ ફિરોજશાહને સહેજે મહાસભાના મોવડીઓમાં અગ્રસ્થાન અપાવ્યું



૧૮૪૫ની ચોથી ઓગસ્ટે મુંબઈમાં એમનો જન્મ થયો હતો. નાનપણથી જ બુદ્ધિ કુશાગ્ર તો ખરી. ૧૮૬૧માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી,

ત્રણ ચાર વર્ષે બી. એ. થઇ, બૅરિસ્ટર થવા માટે વિલાયત ઊપડયા ને ત્રણ વર્ષમાં એ પરીક્ષા પણ સફળતાથી પાર ઊતારી હિંદ પાછા ફર્યા. હિંદમાં પણ એની બુધ્ધિશક્તિએ એમને ધંધામાં યારી આપી, ને હિંદભરના નિષ્ણાત કાયદાશાસ્ત્રીઓની પ્રથમ પંક્તિમાં એમની ગણના થવા લાગી.

હિંદના રાજકારણમાં એમનો હાથ પકડી, રાજમાર્ગે ઉતારનાર દાદાભાઇ નવરોજી, સાથે સાથે વ્યોમેશચંદ્ર બૅનરજી અને મનમોહન ઘોષ જેવી પીઠ, અનુભવી વ્યક્તિઓની મિત્રતાનો લાભ સાંપડતાં, આ દીપક વધુ ઉજ્જવલતાથી પ્રકાશવા લાગ્યો.

૧૮૭૨માં મુંબઇની સુધરાઇસભામાં એમને સભ્ય તરીકે સ્થાન મળ્યું. સુધરાઇસભાએ એમની વર્ષોની કામગીરી ને એકધારી સેવાની કદર, ત્રણવાર એમને પ્રમુખ તરીકે ચૂંટીને કરી હતી. ફિરોજશાહે મુંબઇના ઘડતરમાં સારો જેવો ફાળો આપ્યો છે, એ વાત મુંબઇગરાઓ કદી વીસરી શકે એમ નથી.

બોમ્બે પ્રેસિડન્સી એસોસિયેશનની સ્થાપનામાં ન્યાયમૂર્તિ કાશીનાથ તેલંગ અને તૈયબજી તથા બીજા મહાજનો સાથે તેઓનો પણ હિસ્સો હતો.

૧૮૮૫માં મુંબઇમાં ભરાયેલા પ્રથમ મહાસભા અધિવેશનના સ્વાગત પ્રમુખ તરીકે તેમને નિમવામાં આવેલા. ને

પછી તો ૧૮૮૯માં,ને ૧૯૦૪માં પણ સ્વાગત પ્રમુખ તરીકે એમણે જ જવાબદારી ઉપાડી લીધેલી.

૧૮૯૦માં કલકત્તામાં ભરાયેલા છઠ્ઠા અધિવેશન વેળા રાષ્ટ્રપતિ તરીકે એમની વરણી થઇ. અને ખરેખર દાદાભાઇ પછી બીજા કોઇ પારસી ગૃહસ્થ એ ઉચ્ચ માનના અધિકારી હોય તો તે ફિરોજશાહ જ હતા. ફિરોજશાહ તે વેળા ઉદારદળના (Moderates) પ્રસિદ્ધ નેતા હતા. બ્રિટિશ રાજ્યકર્તાઓની ન્યાયપરાયણતામાં એમને અવિચલ શ્રદ્ધા હતી. અંગ્રેજો પ્રકૃતિએ જ ન્યાયી ને નિષ્પક્ષ હોય છે, અને હકીકતો જાણ્યા પછી સત્ય ને ન્યાયને માર્ગેથી કદી ચળતા નથી એવો એમને દૃઢ વિશ્વાસ હતો. આથી પ્રજાની મુશ્કેલીઓને દૂર કરવા માટે કારણો અને દલીલો સહિત વકીલાત કરવી, વિજ્ઞપ્તિઓ કરવી અને નવા સુધારા તથા નવા અધિકારો માટે નમ્રતાપૂર્વક માગણી કરવી એ જ તેમનો સ્વીકૃત કાર્યક્રમ હતો. આવી અરજીઓ ઘડવાની ને માગણીઓ કરવાની એક કળા પણ તેમને વરી ચૂકી હતી. વકીલ શબ્દરચનાનું કૌશલ્ય, ને વાણીનો વિલાસ આ બે મુખ્ય સાધનો હતાં. ઉદારદળવાળાઓની દૃષ્ટિ જ સરકાર પ્રત્યે મંડાએલી રહેતી.

કલકત્તાની એ વ્યાસપીઠના મંચ પરથી ગર્જના કરતાં તેમણે જણાવ્યું :

'લોકોની વિવેકપુરઃસર વકીલાત કરીને, ઉદાર રાજનીતિની માગણી કરવી, એ જ મહાસભાને માટે શોભાસ્પદ છે. અને આ માગણીનો ઈંગ્લાંડના શાણા રાજપુરુષો છેવટે સ્વીકાર કરશે એ વિશે મને લેશમાત્ર શંકા નથી. આંગ્લ સંસ્કૃતિ અને કેળવણીના જીવન્ત અને ફલદાયી સિધ્ધાંતોમાં મને અગાધ આસ્થા છે.'

હિન્દની ભૂમિ પર અંગ્રેજોના આગમનથી, અંગ્રેજી જીવન તથા સમાજની, નૈતિક, રાજકીય, ઔદ્યોગિક અને સામાજિક વિચારધારાઓ તથા તેનાં બળોથી અને અંગ્રેજો સાથેના સંબંધથી હિંદને પારાવાર લાભ થવાનો છે, ને એમાં ઈશ્વરનો જ કોઈ સંકેત છે એમ આ આગેવાનો માનતા, અને રાજભક્ત ગણાવામાં ગૌરવ લેખતા. આમ છતાં આ વફાદારો, દેશ પ્રત્યેના પ્રેમ અને ભક્તિમાં પણ કોઈથી ઊતરતા નહોતા. દેશની ગરીબાઈના દુઃખમાંથી જ તો મહાસભાની સ્થાપના થઈ હતી.

લોર્ડ સેલિસબરીએ જણાવેલું કે પ્રતિનિધિત્વવાળું રાજતંત્ર પૂર્વના દેશોની પ્રથા તથા માનસને અનુકૂળ આવે એમ નથી. આમ કરી એણે હિન્દી પ્રજાઓની માગણીઓનો સ્વીકાર કરવાની ના પાડી. પણ પ્રમુખસ્થાનેથી ફિરોજશાહે તેનો સચોટ રદિયો આપ્યો હતો.

૧૮૯૪માં તેઓ વડી ધારાસભામાં ચૂંટાયા, અને ત્રણ વર્ષ લગી એના સભ્ય રહ્યા. મુંબઈની વિદ્યાપીઠની સેનેટ

તથા સિન્ડિકેટના પણ તેઓ સભ્ય હતા, અને યુનિવર્સિટી બિલનો સખત વિરોધ કર્યો હતો. એ જ સાલમાં મદ્રાસની મહાસભાએ, મહાસભાના થોડા ઠરાવો રજૂ કરવા માટે, વાઇસરૉય લૉર્ડ એલ્જિન પાસે એક પ્રતિનિધિમંડળ મોકલવાનું ઠરાવ્યું, ત્યારે ફિરોજશાહ તે મંડળમાંના એક સભ્ય હતા, અને એવું જ બહુમાન, ૧૯૦૦ની સાલના મોળમા લાહોર અધિવેશન વેળા એમને આપવામાં આવ્યું હતું. ૧૮૯૯માં લખનૌની ૧૫મી બેઠક વખતે એમની હિન્દી મહાસભા સમિતિના સભ્ય તરીકે નિમણૂક કરવામાં આવી હતી.

૧૯૦૭ની સાલમાં સૂરતમાં અધિવેશન ભરાયું, ત્યારે ઉદારદળ તરફથી એમણે એમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો. કોમી ધોરણે બંગાળના ભાગલા પાડવામાં આવ્યા હતા, અને બંગભંગની હિલચાલને અંગે પ્રજામાં રાષ્ટ્રીય ચૈતન્યનુ મોજું ફરી વળ્યું હતું. પ્રજાનો એક ભાગ, આ ચળવળને વેગ આપવા અધીરો હતો, ત્યારે બીજો ભાગ, બ્રિટિશ શાસકોની બુદ્ધિશક્તિમાં વિશ્વાસ રાખતો હતો. તેને લીધે મહાસભામાં ભાગલા પડ્યા, ને કમનસીબે કશા કામકાજ વગર સૂરતની મહાસભા વિખરાઇ ગઇ. આ પછી તો ફિરોજશાહ લગભગ દૃષ્ટિમર્યાદામાંથી બહાર નીકળી ગયા હતા, પરંતુ ૧૯૦૯માં લાહોરમાં મહાસભાના ચોવીસમા અધિવેશનના પ્રમુખ તરીકે એમની પાછી વરણી થઇ. પરંતુ બેઠકના છ દિવસ પૂર્વે જ એમણે પ્રમુખ તરીકેનું રાજીનામું

પેશ કરી દીધું. પરિણામે એમને સ્થાને પંડિત મદનમોહન માલવીયાને નિયુક્ત કરવામાં આવ્યા.

પ્રજામાં રાષ્ટ્રીયત્વની ભાવના ફેલાવવા અને રાષ્ટ્રીય આંદોલનોને સબળ બનાવવા તથા તેનો પ્રચાર કરવાના ઉદ્દેશથી ૧૯૧૩ની સાલમાં તેમણે 'બોમ્બે ક્રોનિકલ' નામનું અંગ્રેજી દૈનિક પત્ર શરૂ કર્યું.

૧૯૧૬ની ઐતિહાસક મહત્ત્વથી ભરપૂર લખનૌ મહાસભા વેળા જુદા પડેલા પક્ષો પાછા એકઠા થયા. મહાસભા અને મુસ્લિમ લીગ વચ્ચે સહકાર સધાયો, અને લોકમાન્ય તિલકે પોતાનો સ્વરાજ્યહકનો ઉદ્ઘોષ કર્યો; પણ ફિરોજશાહ મહેતા આમ એકત્ર થયેલી અને એકતા પામેલી મહાસભાનું સુકાન ફરી સંભાળે, તેમાં સક્રિય ફાળો આપે, અને દેશને પોતાના નિશ્ચિત ધ્યેય તરફ દોરી જાય તે પૂર્વે જ ૫મી નવેમ્બરે અવસાન પામ્યા.

મુંબઈના સિંહની ગર્જના તે વેળા ડારતી નહોતી પણ શાંત હતી, કારણ એ સિંહ વિનીત હતો, ઉદાર હતો. એને ઈંગ્લાંડ ને હિન્દુસ્તાનનો સંબંધ દુનિયાની અસંખ્ય ભાવિ પેઢીઓને માટે મહાન આશીર્વાદ જેવો બની જવો જોઈએ એવી શ્રદ્ધા હતી, આશા હતી, ઇચ્છા હતી, ને તેથી જ એ ગર્જનાથી રાજકર્તાઓનાં અંતઃકરણ કદી ભય પ્રકંપિત થયાં નથી.

'વૈખરીનું સ્વામીત્વ'

## સર સુરેન્દ્રનાથ બેનરજી

(૧૮૪૮-૧૯૨૫)

ઈ.સ. ૧૮૯૨માં બંગાળના આ કેસરીએ સગૌરવ ઘોષણા કરી જણાવ્યું કે 'આપણે એક મહાન અને સ્વતંત્ર સામ્રાજ્યની પ્રજા છીએ, અને દુનિયાના સૌથી ઉદાત્ત રાજ્યબંધારણની છાયામાં રહીએ છીએ.' ઈંગ્લાંડની સંસ્કૃતિને તેઓ વિશ્વની સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિ માનતા, હિંદ ઈંગ્લાંડની સંબંધ યોજનાને દૈવી પ્રસાદ માનતા, અને ઇંગ્લાંડને રાજકીય અને નૈતિક બાબતોમાં હિંદને ગુરુપદે સ્થાપતા, અને પ્રતિદિન પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થતા કે હિંદ પર ઈંગ્લાંડનું છત્ર સદાકાળ ટકી રહે.

ફિરોજશાહ મહેતા જેવા જ સુરેન્દ્રનાથ ઉદારદળના પ્રમુખ નેતા હતા; ને તે જમાનાના ઉદારદળના માનવીઓની જે બ્રિટિશપરાયણ મનોદશા હતી તે જ સુરેન્દ્રનાથની પણ હતી.

૧૮૪૮માં કલકત્તામાં તેમણે જીવનનો પ્રકાશ સૌથી પહેલીવાર જોયો. એમના પિતા શ્રી. દુર્ગાચરણ એક નિપૂણ ને વિખ્યાત ડોક્ટર હતા.

પંદર વર્ષની વયે મેટ્રિકની પરીક્ષા પસાર કરી, ૧૮૬૮માં ગ્રેજ્યુએટ થઇ, આઇ. સી. એસ. થવા માટે તે વિલાયત ગયા. ઉંમરમર્યાદા વટાવી ગયા હોવાને કારણે પરીક્ષકોએ તેમને પાસ જાહેર ન કર્યા, એટલે એમણે સત્તાવાળાઓને અરજી કરી, અને પરિણામે બીજે વર્ષે ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓની નામાવાલીમાં એમનું નામ પણ શોભી રહ્યું. ૧૮૭૧માં તેઓ સ્વદેશ પાછા ફર્યા અને સિલહટના આસિસ્ટંટ મેજીસ્ટ્રેટ નીમાયા.

પરંતુ રંગદ્વેષથી અંકિત પરદેશી માનસને એક હિંદી ઊંચી પદવી માટે લાયક નથી એમ બતાવવાની તક સાંપડે તો તે કદી જવા ન દે. સત્તાવાળાઓએ બે જ વર્ષમાં સુરેન્દ્રબાબુને નાલાયક ઠેરવ્યા, અને માસિક રૂપિયા પચાસનું પેનશન આપી તેમનું નામ હિન્દી સનંદી નોકરીમાંથી બાતલ કરવામાં આવ્યું. સ્વમાનશીલ સ્વભાવ આ બદનામી, અને અપમાન બરદાસ્ત ન કરી શકયો, ને સુરેન્દ્રનાથ ન્યાયનો પોકાર પાડતા વિલાયત જઇ આવ્યા, પરંતુ પરિણામમાં શૂન્ય.

મેજીસ્ટ્રેટનો ઊંચો અધિકાર છોડી એમણે તુરત શિક્ષણ

કાર્યમાં ઝંપલાવ્યું. ૧૮૭૬માં, અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે મેટ્રોપોલિટન કૉલેજમાં જોડાયા. પાંચ વર્ષ પછી, ફ્રી ચર્ચ કૉલેજમાં રહ્યા, ને બીજે વર્ષે પોતાની માલિકીની સ્વતંત્ર શાળા ખોલી. સાતેક વર્ષ શાળા તરીકે જ હોદ્દો ભોગવ્યા પછી, એ સંસ્થા રિપન કૉલેજમાં ફેરવાઈ ગઈ. સુરેન્દ્રનાથના પરિશ્રમ અને ઉત્સાહને પરિણામે રિપન' કૉલેજ શૈક્ષણિક સંસ્થાઓમાં પ્રશંસનીય ને અગ્રગણ્ય સ્થાને ભોગવે છે.

સુરેન્દ્રનાથે ત્યારપછી વ્યોમેશબાબુના 'બંગાલી' પત્રનું તંત્રીકાર્ય હાથમાં લીધું; એનું સમગ્ર સંચાલન જ પોતે કરવા માંડ્યું. એમણે એ પત્રની હતી તે લોકપ્રિયતાને એટલી વધારી દીધી કે સાપ્તાહિકમાંથી તે દૈનિક થયું. સુરેન્દ્રનાથની વાણીમાં જે જાદુ હતો, તે જ જાદુ એમની કલમમાં ઊતરતો. એમનાં વ્યાખ્યાનોમાં જે ભાષાપ્રભુત્વ, જે શૈલીપ્રભાવ, જે રમ્ય કલ્પનાસૃષ્ટિ, જે ભાવમય ઉચ્ચતા, જે પ્રતિકારનો મર્દાનગીભર્યો જુસ્સો વ્યક્ત થાય છે, તે જ બધું એક યા બીજે સ્વરૂપે તેટલી જ તેજસ્વિતાથી એમની કલમમાંથી નીતરતું. 'ઇલબર્ટ બિલ' સામે એમણે આજ ભાષામાં સડેલો જે લેખ લખ્યો તેનાથી સરકાર ચોંકી ગઈ. એ પત્રને કબજા હેઠળ આણવાની તરકીબ રચાઈ. પણ એટલામાં કલકત્તાની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશે એક મુકદ્દમામાં ભગવાન શાલિ-ગ્રામની પાષાણમૂર્તિ અદાલતમાં હાજર કરવાનો હુકમ કર્યો, ને સુરેન્દ્રનાથે તેની કડક ટીકા કરી. સરકારને તક મળી ગઈ.

અદાલતના તિરસ્કારનો આરોપ ઓઢાડી એમને બે માસ જેલના સળિયાઓ પાછળ પૂરી દેવામાં આવ્યા.

બે માસ બાદ, જેલમાંથી બહાર આવી એમણે ઉત્તર હિંદનો પ્રવાસ ખેડયો. સ્થળે સ્થળે એમનું રાજવંશી ઠાઠે સ્વાગત થયું. એમનાં વ્યાખ્યાનોએ પ્રજાના પ્રાણમાં નવો ધબકાર પેદા કર્યો. વૈખરીના એ સ્વામીએ શ્રોતામંડળને પોતાની જબાનથી મંત્રમુગ્ધ કર્યાં.

કાઢે છે. આ પ્રકારની જવાબદારીનું ભાન જ એમની રાજકીય પ્રવૃત્તિઓનું ને વિકાસનું બીજ છે.

૧૮૮૬ની સાલથી માંડી દર વર્ષે સુરેન્દ્રબાબુ મહાસભાના અધિવેશનમાં હાજર હોય જ. ઠરાવો પર બુદ્ધિયુક્ત ભાષણો કરે, વક્તૃત્વશક્તિથી સભામંડળને ડોલાવે. મહાસભા માટે ફાળો ઉઘરાવવો હોય તો સુરેન્દ્રબાબુ પ્રવચન કરે, ને મુગ્ધ જનતા હજારો રૂપિયા ઠાલવી દે. ધારાસભા સુધારણાને માટે પ્રચાર કરવાના હેતુથી નીમાયેલી સમિતિના સભ્ય બની તે વિલાયત જાય, ત્યાં પણ ભાષણો કરે, ને પ્રજાના મન પર ઊંડી છાપ પાડે.

૧૮૮૬ થી માંડી તેવીસ વર્ષ સુધી તેઓ કલકત્તાની સુધરાઇસભાના સભ્ય હતા. ૧૮૯૩માં નવી સ્થાપાયેલી ધારાસભામાં તેઓ ચૂંટાયા. ૧૮૯૪ થી ૧૮૯૬ સુધી સુધરાઇસભા તરફથી તેમની ધારાસભામાં ચૂંટણી થઇ, અને તેમણે 'સેનિટરી ડ્રેઇનેજ એકટ' પસાર કરાવ્યો.

ને છેવટ ૧૮૯૫માં સુરેન્દ્રબાબુને આ સર્વ પ્રવૃત્તિઓના ફળરૂપ માન મળ્યું. પૂનાની અગિયારમી મહાસભા બેઠક માટે તેમને પ્રમુખ નીમવામાં આવ્યા. રાષ્ટ્રપતિ તરીકે તેઓએ, બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યે એ જ વફાદારીભરી હાકલ કરી. તેમણે કહ્યું :

'બ્રિટિશ સત્તાને કાઢી મૂકીને નહીં, પણ એ સત્તાનો

પાયો વિસ્તૃત કરીને, એની પાછળના હેતુને ઉદાત્ત બનાવીને, એનું સ્વરૂપ ભવ્ય બનાવીને અને રાષ્ટ્રીય પ્રેમના પાયા પર તેને અધિષ્ઠિત કરીને આપણે આપણું ધ્યેય સિદ્ધ કરીશું. આપણે બ્રિટિશ રાજકર્તાઓ સાથે સંબંધ તોડી નાખવો નથી; આપણે તેમની સાથે તાદાત્મ્ય સાધવું છે. દુનિયાની સામે જેમણે સ્વતંત્ર સંસ્થાનો આદર્શ રજૂ કર્યો છે, એવા એક મહાન સામ્રાજ્યની સાથે આપણે જોડાઈ જવું છે, ને તેના જ એક ઘટક એકમ બની જવું છે.'

આટલું જ નહીં, ત્રણ વર્ષ પૂર્વે એટલે ૧૮૯૨માં પણ એમણે સગર્વ એમ જ ઉચ્ચારેલું કે: 'આપણે એક મહાન ને સ્વતંત્ર સામ્રાજ્યના પ્રજાજનો છીએ, અને જગતે કદી ન જોયેલા એવા ઉમદા રાજબંધારણની રક્ષક છાયા તળે આપણે જીવીએ છીએ. અંગ્રેજજનના જે અધિકાર છે, તે આપણા છે, એના જે વિશિષ્ટ હકો છે તે આપણા છે, એનું જે બંધારણ છે તે આપણું છે, છતાં આપણે એ સૌથી વંચિત છીએ. ૧૯૦૨ની સાલમાં અમદાવાદ મુકામે ફરી પ્રમુખપદે એ ચૂંટાયા, ને એ જ સ્વાભાવિક દૈવી શક્તિથી પ્રેરિત વાણિએ એમણે શ્રોતાઓનાં અંતઃકરણ વશ કરી લીધાં. પરંતુ એ વાણીમાં ધ્વનિ તો એ જ: પ્રાર્થનાનો, માગણીનો, વફાદારીનો હતો:

'અમે શહેનશાહને એવી પ્રાર્થના કરીએ છીએ કે એમણે પ્રજાના અંતરના સિંહાસન પર બિરાજવું જોઈએ,

અને સામ્રાજ્યનો પાયો વધુ ઊંડો ને વિસ્તારી બનાવવો જોઇએ. હિન્દી પ્રજા માગણી કરે છે કે, એમને એમના દેશની સરકારમાં યોગ્ય ને પ્રમાણસર પ્રતિનિધિત્વ મળવું જોઇએ, ને ધીરે ધીરે સ્વરાજ્યની રાજવ્યવસ્થા પણ એમને સોંપવી જોઇએ. દુનિયામાં જ્યાં જ્યાં બ્રિટિશ સત્તા ગઈ છે, ત્યાં ત્યાં તે સ્વરાજ્યનું તત્ત્વ લઇ ગઇ છે.'

૧૯૦૫માં બંગભંગની ચળવળ વખતે સુરેન્દ્રબાબુએ હિન્દને ખૂણે ખૂણે ફરી, સ્વદેશી અને બહિષ્કારનો સંદેશ ફેલાવ્યો. સુરેન્દ્રબાબુની વાણીએ ત્યારે જાણે ચેતનનાં મહેરામણ ઉલટાવ્યાં. ફરિદપુરમાં ભરાયેલી સભા વખતે, પ્રજાના હૃદયમાં સત્તાધીશોનો ડર જન્માવવા લાઠીમાર થયો, ને સુરેન્દ્રબાબુ તેનો ભોગ બન્યા. ને એવી જ રીતે લોર્ડ મિન્ટો જ્યારે વાઇસરોયપદે હતા ત્યારે બારિસાલની સભા વેળા પણ લાઠીમાર થયો. સુરેન્દ્રબાબુનું જિલ્લા મેજિસ્ટ્રેટે અપમાન કર્યું, ને સામો ઉત્તર વાળવાના ગુના બદલ દંડ કર્યો, પરંતુ લોર્ડ મોર્લી વચ્ચે પડતાં સુરેન્દ્રબાબુને ન્યાય મળ્યો.

પણ પછી વરસો વીતતાં ગયાં, હિન્દની જનતા ને બીજા નેતાઓ હિન્દની સાચી પરિસ્થિતિ અને બ્રિટિશ ન્યાયદેવતાઓની રીતિનીતિથી વાકેફ થતા ગયા, ને હિન્દના રાજકારણની ભૂમિમાં નવા વિચારોનાં બી વાવવામાં આવ્યાં. સુરેન્દ્રબાબુ આ નવી વધતી જતી શક્તિ અને નવા પલટા

જોડે સાથ સાધી ન શક્યા. ૧૯૧૮માં એમણે 'નેશનલ લિબરલ ફેડરેશન' નામની એક સભાની સ્થાપના કરી. સરકારે તેમની કદર કરી 'સર'નો ઇલકાબ આપ્યો. મોન્ટફર્ડ સુધારાની રૂએ સ્થાપાયેલી નવી ધારાસભામાં તેઓ ચૂંટાયા ને બંગાળ સરકારના પ્રધાન પણ બન્યા.

૧૯૨૫માં છેવટે સિત્તોતેર વર્ષની પાકટ વયે તેઓએ જન્મભોમ કલકત્તામાં જ પ્રાણ તજ્યા. ઉદાર અને ઉદ્દામ બળો વચ્ચે જે ભેદભાવ પ્રગટ થયો હતો, તેનાથી રાજકીય વાતાવરણ ગમે તેવું ક્ષુબ્ધ થયું હોય છતાં એક વસ્તુ સ્વીકાર્યા વિના છૂટકો નથી કે સુરેન્દ્રનાથે હિન્દમાં અજબ જાગ્રતિ ફેલાવી હતી, ને તે વખતના રાજકીય આભના એ ચમકતા સિતારા હતા. ચાલીસ વર્ષ સુધી એમણે મહાસભા સાથે સંબંધ જાળવ્યો હતો, અને એમની વીરવાણી હિન્દની મહાસભાના મંચ પરથી સંસ્કૃત દુનિયાના દૂર દૂરના ખૂણાઓ સુધી પહોંચી વળી હતી. વક્તૃત્વને એમણે લલિતકલા બનાવી દીધી હતી, ને આજે યે ગૌરવભેર બંગાળના એ સિંહને એની ગર્જના માટે જનતા ભાવભેર સંભારી રહી છે.

卐

'દધીચનું ઘડતર'

# શ્રી રમેશચન્દ્ર દત્ત

(૧૮૪૮-૧૯૦૯)

ઓગણીસમી સદીના અંતભાગમાં મહાસભાના રાજકારણમાં રમેશચન્દ્ર દત્ત એક અગ્રણી વ્યક્તિ હતા. એ માત્ર રાજકીય વિક્ષોભ ઉત્પન્ન કરનાર નહોતા. કમિશનરનું માનવંતું પદ પ્રાપ્ત કરનાર તે પ્રથમ હિન્દી હતા, અને એ પદ પ્રાપ્ત થયે એમની ઉજ્જવલ કારકિર્દીનું પણ જાણે પૂર્ણવિરામ પ્રાપ્ત થયું હતું. પણ હિન્દ દેશ પર એમની નજર ઠરી અને એમણે પોતાનું ભાગ્ય મહાસભાના ભાગ્ય સાથે જોડી દીધું.

૧૮૪૮ના ઓગસ્ટ માસની તેરમી તારીખે ડેપ્યુટી કલેક્ટર ઇશાનચન્દ્ર દત્તને ત્યાં, કલકત્તાના એક ઘરમાં થાળી પીટાઇ. પુત્ર જન્મની એ વધાઇ હતી. હા, એક

બાળકનો જન્મ થયો હતો. સગાવહાલાંઓએ ને માબાપે એનું રમેશચંદ્ર નામ પાડયું. પણ કમનસીબ રમેશના નસીબમાં માતાપિતાનું સુખ ઝાઝું નિર્માણ નહોતું થયું, એટલે એમના બાલ્યાવસ્થામાં જ માતાપિતા મૃત્યુ પામ્યાં, ને કાકા શશીચંદ્રે એમને ઉછેરવાની જવાબદારી લીધી, ને શિક્ષણ પણ આપ્યું. અભ્યાસ પૂરો થયે તેમની ઇચ્છા હિન્દી સનંદી નોકરીમાં જવાની થઇ, પણ કાકાએ વિરોધ કર્યો. પણ જ્યાં મનની ઇચ્છા હોય છે, ત્યાં માર્ગ પણ મળી રહે છે. એ રીતે રમેશચંદ્ર ઘરથી નાઠા, ને મુંબઇની સ્ટીમર પર ચડી ગયા. સ્ટીમર પર તેમને બંગાળના સિંહ સુરેન્દ્રનાથનો ભેટો થયો. ૧૮૭૧માં. મનની મુરાદ પાર પાડી તેઓ સ્વદેશ પાછા ફર્યા. ને ત્યારપછીનાં એકવીસ વર્ષ સુધી તેમણે બંગભૂમિના જુદા જુદા જિલ્લાઓમાં અધિકાર ભોગવ્યો. આ કાળ દરમિયાન તેમણે લોકહિતનાં કાર્યોથી પ્રજાનાં હૃદય સર કર્યાં, ને બુદ્ધિશક્તિથી સહયોગીઓને વશ કર્યા. ૧૮૯૩માં વિલાયત ગયા, ને બીજે વર્ષે પાછા ફર્યા. આવીને. બર્દવાન વિભાગના કમિશનરનો અધિકાર પ્રાપ્ત કર્યો.

પણ આ બંગાળી યુવાનનું સંસ્કાર ને સંસ્કૃતિ, દેશસેવા ને સાહિત્યસેવા ઝંખતું હૃદય વારંવાર તરફડાટ કર્યા જ કરતું. પરિણામે ૧૮૯૭માં એમણે પોતાને હોદ્દાને આખરી સલામ કરી દીધી. જન્મભોમની દુર્દશાએ એમના હૈયાને

આણું ને આકરું કરી મૂક્યુ હતુ. સરકારી નોકરીના પચીસ વર્ષોએ ખેડૂતોની આર્થિક સંકડામણ, ને તેમને પડતી પારાવાર મુશ્કેલીઓનો તેમને બોધપાઠ આપ્યો હતો. આ દુઃખો દૂર કરવા મથતી મહાસભાની શક્તિ ને ઉદ્દેશ તેમણે જોયા, લોભાયા, સામેલ થયા. હિન્દી સરકારી નોક-રીના અફસર તરીકે વિતાવેલા અનેક વર્ષોનો સમૃદ્ધ અનુ-ભવ અને જ્ઞાન તેઓ સાથે લાવ્યા, ને તે જમાનાના જાહેર પ્રશ્નોને પોતાની રીતે છણવા માંડ્યા. મહેસુલી પ્રશ્નો, દુષ્કાળના પ્રશ્નો અને આર્થિક પ્રશ્નો પર તેઓ પ્રમાણભૂત ગણાતા. તેઓ ચોક્કસપણે માનતા કે વધારાની જમીન મહેસૂલ એ દુષ્કાળનુ કારણ હતુ, અને બીજુ કારણ તે પરદેશી યંત્રો સાથેની ખુલ્લી સ્પર્ધાને પરિણામે થયેલો ગૃહઉદ્યોગોનો નાશ હતું.

૧૮૯૯મા એમને લખનૌમા ભરાયેલી પંદરમી મહા-સભાના પ્રમુખપદે ચૂંટવામાં આવ્યા, ને સૌથી પ્રથમ વાર આ મહાસભાની બેઠકના ઇતિહાસમા કિસાનોનો સવાલ ચર્ચાયો, પરદેશી વેપારે કરેલી હિંદના ગૃહઉદ્યોગોની ખાનાખરાબી તરફ એમણે મક્કમતાથી આંગળી ચીંધી સર-કારનું તે દિશામા ધ્યાન ખેંચ્યુ સરકારી નીતિરીતિ પ્રત્યે હજી એટલી સૂગ નહોતી ચડી કે જેથી તેઓ નિરાશાવાદી બની જાય, કર્તવ્યશૂન્ય બની જાય, અશ્રદ્ધાળુ બની જાય, બલ્કે પ્રમુખસ્થાનેથી તેમણે કહ્યુ :

'હું કંઈક આશાવાદી છું, પ્રગતિ પર વિશ્વાસ રાખું છું, ને બ્રિટિશ શાસકોમાં શ્રધ્ધા રાખું છું....મારો મત એવો છે કે હિન્દી લોકમતના પ્રતિનિધિઓ જો વરિષ્ઠ ધારાસભામાં જાય તો આ દેશના રાજ્યકારભારમાં સુધારાને ઘણો અવકાશ છે. ઉપરાંત હિન્દી સરકાર તથા પ્રાંતિક સરકારનો લોક સાથેનો સંપર્ક પણ વૃદ્ધિ પામે. પ્રજાની ઉપેક્ષા કરવાને લીધે, બ્રિટિશ સત્તા નિર્બળ બની ગઈ છે. મારી ઉમેદ એ સત્તાને વધુ દૃઢ કરવાની છે. પ્રજા સાથેનો સમાગમ એમણે વધારવો જોઇએ.'

અહીં જ સૌથી પ્રથમ વાર મહાસભાના નિશ્ચિત ધ્યેયનું ઘડતર થયું, એ દૃષ્ટિએ આ અધિવેશનનું મહત્ત્વ ઘણું છે. શરૂઆતનાં કેટલાંક વર્ષો તો મહાસભાએ કશા નિશ્ચિત ઉદ્દેશ વગર જ અધિવેશનો ભર્યાં, કારણ મહાસભાના સ્થાપક પોષકોનો એવો મત હતો કે મહાસભાનું અધિવેશન એ વાર્ષિક મેળાવડો છે, મિત્રોનું સ્નેહ સંમેલન છે. પ્રચલિત રાજકીય વિષયોની ચર્ચા કરવી, દેખાતા અન્યાયોની રાવ કરી, દાદ મેળવવી, જુદા જુદા પક્ષો, ધર્મો, ભાષા ને પ્રાંતની જુદાઈ દૂર કરવી. જુદા જુદા પ્રાંતો વચ્ચે એકતા ને સ્નેહભાવ કેળવવાં એ સિવાય મહાસભાના મોવડીઓ સામે બીજો કોઈ ઉદ્દેશ નહોતો. પણ આ વર્ષથી, ૧૮૯૯થી નક્કી થયું કે રાષ્ટ્રીય સભાનું ધ્યેય બંધારણીય માર્ગે હિંદી રાષ્ટ્રના કલ્યાણની વૃધ્ધિ કરવાનું છે.

આ પછી રમેશચંદ્રની નિમણુક લંડનની વિદ્યાપીઠ કૉલેજમાં હિંદનાં ઇતિહાસના પ્રાધ્યાપક તરીકે થઇ. ૧૯૦૪-ની સાલ સુધી ત્યાં રહ્યા, પણ તે દરમિયાન એમને હૈયે હિંદ અને હિંદનાં પ્રશ્નો જીવતાજાગતા જ હતા. એમણે બ્રિટિશ રાજનીતિની સામે ખૂબ પ્રહારો કરવા માંડયા અને પ્રજાના હૃદયમાં પ્રજવલતી આગના ભડકા કેવા હોય છે તેનું ભાન સત્તાધીશોને કરાવવા માંડયું.

૧૯૦૪માં તેઓ હિન્દ પાછા ફર્યા, ને વડોદરા રાજ્યમાં મહેસૂલી પ્રધાનનો હોદ્દો સ્વીકાર્યો. ૧૯૦૯માં વડાપ્રધાન બન્યા પણ હૃદયરોગના પ્રાણઘાતક હુમલાનો ભોગ બની, તેઓ નવેમ્બરની વીસમી તારીખે મૃત્યુ પામ્યા.

રમેશચંદ્ર દત્તનું જીવન માત્ર ધનોપાર્જનની સ્થૂળ પ્રવૃત્તિ પાછળ કે હોદ્દાઓની તલાશ પાછળ નથી વેડફાયું, તેમ જ નથી એમણે માત્ર બેચાર વર્ષ દેશસેવકના સ્વાંગ સજી, રાજ્યભક્તિ પાછળ વિતાવ્યાં. એમણે પોતાની બુધ્ધિનો નિચોડ કરી ઘણા આધારભૂત ગ્રંથો લખી, સરસ્વતીનીએ ઉપાસના કરી છે. દત્ત બાબુનો ઇતિહાસ જેટલો વીગતોથી ભરપૂર છે, તેટલો જ તટસ્થ ને સાચો છે. કંપની સરકારના સમયનો ભારતનો ઇતિહાસ એની સાક્ષીરૂપ છે. આ ઉપરાંત સંસ્કૃતના પણ એ પ્રખર અભ્યાસી હતા, ને તેને પરિણામે ઋગ્વેદનો બંગાળીમાં અનુવાદ કર્યો છે. ને આજના પ્રત્યેક કવિને પ્રેરણાત્મક નીવડે એવા મહાભારત અને રામા-

ચણ જેવા મહાગ્રંથોને અંગ્રેજી પદ્યમાં ઉતાર્યા છે. મહારાષ્ટ્ર જીવનપ્રભાત, રજપૂત જીવનસંધ્યા વગેરે પુસ્તકો ઉપરાંત એમણે આર્થિક પ્રશ્નોને આધારભૂત રીતે છેડતા ગ્રંથો પણ લખ્યા છે.

રમેશચંદ્રના અવસાનથી હિંદના તારક મંડળનો એક ખરેખરો પ્રભાવી ને તેજસ્વી તારો ખરી પડ્યો છે.

'મહારાષ્ટ્રનું ભૂષણ'

## શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે

(૧૮૬૬-૧૯૧૫)

મહારાષ્ટ્રના નરરત્નની, ગાંધીજીના રાજકીય ગુરુની, હિન્દ સમાજના સેવકની રૂપલાવરણી ચેહ સળગતી હતી. સ્મશાનભૂમિ પર હજારો લોકો એકઠા થયા હતા. લોકમાન્ય તિલકે ભાવભરી અંજલિ આપતાં કહ્યું :

'તાળીઓ પાડવાનો આ સમય નથી. આંસુ સારવાનો આ સમય છે. હિન્દનું આ જવાહર, મહારાષ્ટ્રનું આ ભૂષણ, સેવકોનો શિરોમણિ આ સ્મશાનભૂમિ પર અનંત નિદ્રામાં પોઢ્યો છે. એની તરફ નજર કરો, ને એને અનુસરવાનો પ્રયાસ કરો. એના જીવનને આદર્શ તરીકે રાખી, એનું અનુસરણ કરો, ને એના મૃત્યુથી પડેલી ખોટને પૂરવાનો પ્રયત્ન કરો....'

ને તિલક જેવા જ મહારાષ્ટ્રના બીજા સંસ્કાર સ્વામી શ્રી૦ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર પોતાના લેખોમાં, ગોખલેના મૃત્યુ પછી સાત વર્ષે લખે છેઃ

'ગોખલેજી આ લોક છોડી ગયા, તેને આજ સાત વર્ષ થયાં છે, છતાં હજી આપણે તેમની પાસેથી પ્રેરણા લઇએ છીએ, સ્ફૂર્તિ લઇએ છીએ, અખંડ સેવાની દીક્ષા લઇએ છીએ, અને એ રીતે તેમને આપણે આપણામાં જીવતા રાખીએ છીએ....વિદ્યાર્થી ગોખલે કરતાં અધ્યાપક ગોખલે શ્રેષ્ઠ હતા, અર્થશાસ્ત્રી ગોખલે કરતાં નામદાર ગોખલે શ્રેષ્ઠ હતા, નામદાર ગોખલે કરતાં રાષ્ટ્રનાયક ગોખલે શ્રેષ્ઠ હતા....જીવતા ગોખલેજી કરતા રાષ્ટ્રના હૃદયમાં વસતા આજના ગોખલેજી અનેક દરજ્જે શ્રેષ્ઠ છે. સને ૧૮૬૬ થી ૧૯૧૫ સુધી જીવતા ગોખલેજી કેવા હતા તેનો યથાર્થ ચિતાર ઇતિહાસ ભલે ચિતરી રાખે, આપણને તેની દરકાર નથી. જે ગોખલે આજે આપણા હૃદયમાં છે તેનું જ આપણે દર્શન કરીએ. તે વખતના ગોખલે આપણને કહેતા હતા કે વધારે પૈસા આપવા પડે તો પણ સ્વદેશી કપડાં જ વાપરો, તે જ ગોખલે આજે હૃદયમાં પ્રવેશ કરી આપણને કહે છે કે પૈસાનો વિચાર કરો જ મા, ખાદી જ વાપરો, હૃદસ્થ ગોખલે કહે છે કે હું અર્થશાસ્ત્રનો અધ્યાપક હતો, પણ આજે તમને કહું છું કે ધર્મશાસ્ત્ર આગળ અર્થશાસ્ત્ર શૂન્ય છે.'

આવા ગોખલેજીનો જન્મ મહારાષ્ટ્રના કોટીલુક ગામમાં ચિત્તપાવન બ્રાહ્મણ કુટુંબમાં ૧૮૬૬ની સાલમાં થયો હતો. કુટુંબની આર્થિક સ્થિતિ ભારે તંગ હતી, તેમાં

ઘરના મોભ જેવા વડિલ અવસાન પામ્યા. ગરીબ માતાને શિરે ૭ પુત્રપુત્રીઓના લાલનપાલનનો પ્રશ્ન આવી પડ્યો. શું કરવું? ત્યાં તો હૃદયના કોમળ કાકાએ વાત જાણી ને એ પરિવારને પોતાને ત્યાં કોંકણુ બોલાવ્યો, પરંતુ કાકાની સ્થિતિ પણ એવી નહોતી કે બધું થાળે પડી જાય. માતાએ પોતાના મોટા પુત્ર ગોવિંદરાવને કામધંધે વળગવાનું કહ્યું, ને પરિણામે પંદર રૂપિયાની કારકુની એણે સ્વીકારી. એ જમાનો આજથી જુદો હતો, જીવન સસ્તું હતું, પરંતુ પંદર રૂપિયા પણ એવી નાની રકમ હતી જેમાંથી આવડા મોટાં કુટુંબનું ભરણ પોષણ કરવું શક્ય નહોતું. નાના ભાઈ ગોપાલકૃષ્ણનો અભ્યાસ એ બીજો અગત્યનો પ્રશ્ન હતો. એને પણ કમાતો કર્યો હોય તો? પણ ના, પ્રસંગ આવ્યે પોતાનાં ઘરેણાં વેચી નાખવાની એમની પત્નીની તૈયારી હોઇ, અભ્યાસ ચાલુ જ રહ્યો.

૧૮૯૪માં ગ્રેજ્યુએટ થઈ તેઓ પૂનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં જોડાયા. આ શાળા ધીરે ધીરે મહારાષ્ટ્રના શિક્ષણ-પ્રેમી આગેવાન દેશસેવકોના પ્રયાસથી ફરગ્યુસન કૉલેજમાં પરિણમી, ને ગોખલે એના આજીવન સભ્ય બની, ગણિત-શાસ્ત્ર, અર્થશાસ્ત્ર ને ઇતિહાસ શીખવવા લાગ્યા. એમની અપૂર્વ વિદ્વત્તા, વિષયનું ઊંડું જ્ઞાન, અને મળતાવડા સ્વભાવે એમને શિષ્યો તથા પ્રાધ્યાપકોમાં લોકપ્રિયતા મેળવી. એમની સત્તાવીસ વર્ષની વયે તેઓ મુંબઇ વિદ્યા-પીઠના 'ફેલો' થયા.

ગોખલેને સદ્‌ભાગ્યે એમને શ્રી૦ ગોપાળરાવ આગરકર જેવા કાર્યકર્તાની પ્રેરણા મળી ગઇ. શ્રી. આગરકરે પણ એમની કારકીર્દિ જોઇ ઊજળા ભાવિની આશા બાંધી, અને તે ફળીભૂત થાય એ આશાયે ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડે સાથે એમને સંપર્ક સાધી આપ્યો. એ જમાનામાં ન્યાયમૂર્તિ રાનાડે ભારે પ્રતિષ્ઠિત વ્યક્તિ હતા. એમણે આ યુવાનની આંખોમાં રહેલી દેશપ્રેમની ભાવના ને સેવાવૃત્તિની ઝાંખી કરી, અને આંગળી આપી જાહેર કાર્યોમાં દોર્યા. સૌથી પ્રથમ તો 'સાર્વજનિક સભા' જે શ્રી૦ ચિપળુણકર ને તુલકર વગેરેએ સ્થાપિત કરી હતી તેનું સંચાલન કાર્ય, અને એના તરફથી પ્રગટતા 'કવાર્ટર્લી રિવ્યૂ'નું સંપાદન કાર્ય એમને સોંપ્યું. આ ઉપરાંત 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના મંત્રી તરીકે અને 'સુધારક' નામના સાપ્તાહિક સામયિકના તંત્રી તરીકે પણ તેમણે કામગીરી બજાવી. એમની દરેક વિષયમાં ઝડપી છતાં ઊંડી સમજ જોઇ રાનડેએ એમને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાનું જણાવ્યું. ગોખલેજી તો તૈયાર જ, ને મંડી પડયા તે એવા, ને એમાંયે એવી યોગ્યતા મેળવી કે, ૧૮૯૭ની સાલમાં, શ્રી. દીનશા એદલજી વાચ્છા સાથે, વેલબી કમિશનર સમક્ષ જુબાની આપવા જવા એમની પસંદગી થઇ. અને ત્યાં જઇ એ એક જણાએ હિંદની આર્થિક પરિસ્થિતિ વિશે જે મચોટતાથી જુબાની આપી, આંકડા અને હકીકતોથી પોતાની વાતને જે ટેકો આપ્યો, તેનાથી ગોખલેને રાજદ્વારી પુરુષ તરીકેની કીર્તિ સહેજે મળી ગઇ.

શ્રી. વાચ્છા તો રાજનીતિજ્ઞ તરીકે એ અરસામાં પ્રથમ હરોળમાં હતા જ.

૧૯૦૦ની સાલમાં મુંબઇ ધારાસભામાં ચૂંટાઇ એમણે જે દેશપ્રેમ, જે અગાધજ્ઞાન અને જનકલ્યાણની ભાવનાની પ્રતીતિ કરાવી હતી, તે જ ૧૯૦૫ વેળા વડી ધારાસભામાં જઇને પણ કરાવી આપી. મીઠા પરનાં કર વિશે એમણે દર્શાવ્યું કે ત્રણ પાઇની મૂળ કિંમતની મીઠાની એક ટોપલીના પાંચ આના થતા હતા, ને તેથી એ કર ઓછો કરાવવા એમણે જહેમત ઊઠાવી, ને સરકારે એ કર ઓછો કરવો પડયો. અંદાજ પત્ર પર બોલવા ઊભા થતા, તો તેમાં રહેલી ઝીણી ઝીણી આંટીઘૂંટીઓને કાબેલિયતથી પકડી પાડતા. યુનિવર્સિટી બિલનો વિરોધ કરવાનો હોય, પબ્લિક સર્વિસ કમિશન વિશે બોલવાનું હોય, સર જેમ્સ સ્ટિફન જેવા અંગ્રેજ ન્યાયધીશ વિશે કડક શબ્દો કહેવાના હોય, કરના ભાર નીચે દબાતી દબાતી રાંકડી રૈયત વિશે સહાનુભૂતિ દર્શાવવાની હોય, બંગભંગ વિશે આંદોલન આપવાનું હોય, કલકત્તા કોરપોરેશનના અધિકાર પર પડતા કાપ વિશે વાંધો ઉઠાવવાનો હોય, તો ગોખલે હમેશાં પોતાની લાક્ષણિક ભાષામાં વાત કરતા. સુંવાળી વાણીમાં એ કડક વાતો જાહેર કરતા.

ગોખલેને, ૧૯૦૫માં કાશી મુકામે મળેલા અધિવેશને, સરકાર સમક્ષ મહાસભાની અગત્યના પ્રસ્તાવોની રજૂઆત કરવા માટે વિલાયત મોકલવાનું ઠરાવ્યું. ૧૯૦૬માં, પણ

લાલા લજપતરાય સાથે હિન્દનો અવાજ રજૂ કરવા માટે તે ફરી વિલાયત ગયા. અને ત્યાં એમણે લેખો લખ્યા, આગેવાન વ્યક્તિઓને મળ્યા, પચાસ દિવસમાં પિસ્તાળીસ ભાષણો કર્યાં, ને ત્યાંના જનસમાજને પોતાના દેશની સાચી પરિસ્થિતિથી વાકેફ કર્યો. ૧૯૦૫માં જ એઓ સ્વદેશ પાછા ફર્યા. એમણે બજાવેલી સેવાઓની કદર કરતાં, રાષ્ટ્રે એમને કાશીના એકવીસમા અધિવેશન માટે રાષ્ટ્રપતિ તરીખે ચૂંટી કાઢયા. અને એમણે પ્રમુખના મંચ ઉપરથી બોલતાં કહ્યું :

'હિન્દી લોકોના હિતની દૃષ્ટિએ આ દેશનો કારભાર ચલાવવામાં આવે અને અંતે બ્રિટિશોની સ્વયંશાસિત વસાહતોની રાજ્યપદ્ધતિ હિન્દુસ્તાનને પ્રાપ્ત થાય, એ મહાસભાનું ધ્યેય છે. ભલા યા બૂરા માટે, પણ આપણું ભાગ્ય ઈંગ્લાંડની સાથે સંકળાયેલું છે, અને હિન્દની જે કાંઈ પ્રગતિ થવાની હશે તે સામ્રાજ્યમાં રહ્યે રહ્યે જ થવી જોઈએ એ વાત મહાસભા ખુલ્લી રીતે માન્ય રાખે છે.'

આ ઉપરાંત એમણે લોર્ડ કર્ઝનની રાજનીતિને સખત શબ્દોમાં વખોડી કાઢીને, હિન્દના રાજનૈતિક હથિયાર તરીકે સૌથી પ્રથમ બહિષ્કારની હાકલ કરી, ૧૯૦૭માં સૂરત ખાતે ભરાયેલી બેઠકમાં ઉદાર ને ઉદ્દામ દળો વચ્ચે થયેલા ઝગડા વખતે તેઓ ઉદાર પક્ષમાં ભળી ગયા.

આ અરસામાં દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી હિંદીઓના અધિકાર માટે લડત લડી રહ્યા હતા. હિન્દની એક માત્ર રાષ્ટ્રીય પ્રતિનિધિ સંસ્થા જેવી મહાસભાનું એમને પીઠબળ મળે એ આશાએ એમણે ગોખલે પર નજર ઠેરવી. એ જમાનામાં સર ફિરોજશાહ ને લોકમાન્ય તિલક તો હિમાલય ને મહેરામણ જેવા વિરાટ હતા. ગોખલે ગાંધીજીને સૌમ્ય, ઉદાર સહાય કરી શકે એવા લાગ્યા, એમણે કહ્યું, 'ગોખલે ગંગા જેવા છે; એની ગોદમાં રમાય.' ને એમની ધારણા ખોટી ના પડી. ગોખલે અમેરિકા ગયા, ત્યાં જઇ પરિસ્થિતિ જોઇ તપાસી, અને હિન્દ પાછા ફરી ગાંધીજીની ચળવળને સહાય કરવાના પ્રયાસો આદર્યા, ને લાખો રૂપિયા મોકલી આપ્યા, વસ્તુતઃ ગોખલે જ ગાંધીજીના રાજકીય ગુરુ છે. અને ગાંધીજીને રાષ્ટ્રજીવનમાં અગત્યનું સ્થાન અપાવનાર ને તે દ્વારા રાષ્ટ્રની કીમતી સેવા કરનાર ગોખલેને હિન્દુસ્તાન કદી વીસરી શકશે નહીં.

રાજકારણ તો ઠીક, પરંતુ ગોખલે જો અમર છે તો તેમના એક ખૂબ જ યશસ્વી, સુંદર, રચનાત્મક કાર્ય માટે. અને તે છે ૧૯૦૫ના જૂનમાં પૂનામાં સ્થપાયેલી સર્વન્ટ્સ આફ ઇંડિયા સોસાયટી, (હિન્દ સેવક સમાજ) એના કાર્યકર્તાઓ જીવનની વહિ પૂરતા પૈસા લઇ, માતૃભૂમિની સેવા કરે છે; સરકાર પ્રત્યે તેઓ વફાદાર છે, ને શિસ્તના કડક નિયમોનું પાલન કરે છે. પાછળથી ડા. એની બિસેન્ટે ને તે

પછી ગાંધીજીએ સ્થાપેલા આશ્રમની પ્રેરણા આ 'સમાજ'જ હતો. ગોખલે જણાવે છે કે સમાજના સભાસદોએ એવા પ્રકારનું સ્વદેશાભિમાન રાખવું કે આત્મભોગ આપતાં જ આનંદ પ્રાપ્ત થાય; એવા પ્રકારની નીડરતા રાખવી, અને એવી રીતે તૈયાર થઇ માતૃભૂમિ પ્રત્યેનો ધર્મ પાળવો કે તેના આદર્શથી સમગ્ર હિન્દમાં નીડરતા ને સ્વદેશાભિમાન સર્વવ્યાપી બની જાય. રાજદ્વારી ચળવળ કરી રાજકીય શિક્ષણ આપવું, કાયદેસર ચળવળ કરી પ્રજાના લાભ વધારવા, જાહેર બાબતોનો પૂરો અભ્યાસ કરવો, સાર્વજનિક જીવન દૃઢ કરવું, હિન્દની જુદી જુદી કોમો વચ્ચે ઐકય અને સુલેહ વધે એવા પગલાં ભરવાં, કેળવણીની સંસ્થાઓને સહાય કરવી, અને તેમાં યે મુખ્યત્વે સ્ત્રીકેળવણી, અંત્યજવર્ગની કેળવણી અને ઔદ્યોગિક કેળવણી પર વિશેષ ધ્યાન રાખવું. ટૂંકમાં, સાદું જીવન ને ઉચ્ચ વિચારોનું વાતાવરણ અહીં પેદા કરવું. સમાજનું લક્ષબિન્દુ સુશિક્ષિત, નિઃસ્વાર્થી, રાજદ્વારી સંન્યાસીઓનું ઘડતર કરવાનું છે.

સ્વયં ગોખલેએ રૂપિયા પંચોતેર માસિક લઇ પોતાનું જીવન દેશને અને સમાજને અર્પણ કર્યું, ને એટલી રકમ પણ એમને વધારે લાગતી. એમાં એમનો ઉચ્ચ ત્યાગ, ઉત્કૃષ્ટ તપ અને ખડતલ સાદાઇનો આવિર્ભાવ થાય છે.

એ જમાનો હજી બ્રિટિશ છત્રછાયા નીચે રહેવામાં લાભ સમજતો હતો, શાસકોએ આપેલાં માનચાંદોથી છાતી

ઝુલાવતો હતો, તે વેળા ગોખલેએ એમને નવાજવામાં આવેલો કે. સી. આઇ. ઇ.નો ખિતાબ પાછો વાળ્યો હતો, એ દૃષ્ટાન્ત પણ એમના વિરલ ત્યાગ, ને સાદાઇનું છે. છેલ્લા દિવસોમાં તો, આશ્ચર્યની વાત છે કે આ ઉદાર-દળવાદીની શ્રદ્ધા બ્રિટિશ સત્તાધીશોમાંથી ઊડી ગયેલી ને એમને છડેચોક કહેવું પડ્યું કે, નોકરશાહી સ્પષ્ટ રીતે સ્વાર્થી અને દેશની આશાઅભિલાષાની વિરોધ થતી જાય છે!

૧૯૧૫ની ૧૯મી ફેબ્રુઆરીએ આ મહાપુરુષનો દેહ પડયો. ગોખલે મધ્યમ માર્ગી હતા; એમની યોજના તે વખતે અસ્તિત્વમાં હતી તે બંધારણને સુધારવાની હતી; એમને કામ કરવું પડેલું નોકરશાહી સાથે, છતાં બને ત્યાં લગી સહકારની ભાવના સેવતા, ને જરૂર પડયે જ વિરોધ કરતા. એમને રાજવહીવટમાં ને એની સુધારણામાં રસ હતો; એમનો આદર્શ પ્રેમ ને સેવા હતો; એમની પદ્ધતિ પરદેશીઓને જીતવાની હતી; એમની દૃષ્ટિ શિક્ષિત અને ઉચ્ચવર્ગ પર હતી; એમનું કાર્યક્ષેત્ર કાઉન્સિલ ચેમ્બર હતું; એમનું વાણીનું માધ્યમ અંગ્રેજી હતું, એમનો આદર્શ સ્વયંશાસિત વસાહતનો હતો. ગોખલે એમના જમાના જ માણસ હતા.

ૐ

# નામદાર ડૉ. રાસબિહારી ઘોષ

(૧૪૮૫-૧૯૨૧)

૧૯૦૭! મહાસભાનું તેવીસમાં અધિવેશનનું નાગપુર નક્કી થયું છે; પણ તેમાં ફેરફાર કરી તે સુરત ઠરાવામાં આવે છે, સુરત ઉદાર દળનો અડ્ડો છે. ઉદ્દામ-દળ ચેતે છે, ગુસ્સે થાય છે, ઉદારદળવાળાઓની દાનત વિશે શંકા લાવે છે, આક્ષેપો કરે છે. ઉદ્દામદળ પ્રમુખસ્થાન માટે દેશવટીમાંથી પાછા ફરેલા તે બંગાળના લોક-પ્રિય લાલા લજપત-રાયનું નામ સૂચવે છે,



એમ જાણીને કે એવા આદમીના નામ સામે કોઇ વિરોધ નહીં કરે, પણ લાલાજી જાતે જ એમાં પડવા નામરજી દર્શાવે છે; ને નામ પાછું ખેંચી લે છે, ઉદ્દામદળ પાસે બીજું નામ છે એવું જ પ્રભાવી–લોકમાન્ય તિલકનું, ઉદારદળ એની સામે મૂકે છે. ડૉ. રાસબિહારી ઘોષને. સમાધાનના પ્રયાસો થાય છે, પણ સમાધાન અશક્ય નીવડે છે. ગેરસમજ વધતી જાય છે. પ્રમુખની દરખાસ્ત મુકાતાં જ કકળાટ ને શોરબકોર મચે છે. ધાંધલ વધે છે, કોઇક ઉશ્કેરાયેલો આકળો પ્રતિનિધિ ગુસ્સામાં ને ગુસ્સામાં પગમાંથી જોડો કાઢે છે. વિનય–વિવેક વિસરી જાય છે, ને જોડો છુટ્ટો ફેંકે છે: ને સુરેન્દ્રનાથ બેનરજીને અથડાઇને સર ફિરોજશાહને વાગે છે, ધાંધલ વધુ ઉગ્ર બને છે, ખુરશીઓ ઊછળે છે, લાકડીઓ વીંઝાય છે. અવ્યવસ્થા ને ઘોંઘાટનો કોઇ પાર રહેતો નથી, બેઠક મુલતવી રહે છે.

તૂટી જાય છે. આજ સુધી મહાસભામાં વ્યવસ્થિત ઘટના નહોતી, અને મહાસભાને પદ્ધતિસરનું પ્રતિનિધિક સ્વરૂપ આપવામાં નહોતું આવ્યું તેનું આ પરિણામ હતું.

પણ આવી રીતે ભાંગી પડેલું અધિવેશન બીજે વર્ષે મદ્રાસમાં ભરાયું, ને ત્યાં ફરી ડૉ. રાસબિહારી પ્રમુખપદે ચૂંટાયા. આ વેળા રાષ્ટ્રીયપક્ષની ગેરહાજરીને લીધે, માત્ર ઉદારદળવાળા જ હાજર રહ્યા. પ્રમુખપદેથી એમણે મહાસભાની માગણીઓ રજૂ કરતાં જણાવ્યું કે :

'અમારી માગણી આવી છે. આપણા રાજકર્તાઓએ આ દેશમાં સુધારાની શરૂઆત કરવી જોઈએ, અને એ સુધારા સ્વરાજ્યનાં પગથિયાં જેવા હોવા જોઈએ. પાશ્ચાત્ય રાજકીય વિચારોનું જેમણે ત્રણ પેઢીઓ લગી શિક્ષણ લીધું તેમની આકાંક્ષા આવી છે. મને ખાતરી છે કે જે અંગ્રેજોનાં અંતરમાં ન્યાય અને સ્વતંત્રતાનું ભાન છે તેઓ તો સ્વરાજ્ય પર વિશ્વાસ રાખે છે. હું પણ એટલાજ વિશ્વાસપૂર્વક જણાવું છું કે પરદેશી સત્તા ગમે એટલી ઉપકારક હોય તો પણ જે પ્રજાની મર્દાનગી તદ્દન નષ્ટ થઈ ગઈ નથી તે રાજીખુશીથી કદી સદાકાળને માટે પરદેશી ધૂંસરી આગળ પોતાની ગરદન નહીં નમાવે. પછી ભલે તે ધૂંસરી ફૂલોની માળાઓથી લાદેલી હોય !'

૧૯૦૮ પછી આ પંડિતે મહાસભાના કાર્યમાં ઝાઝો રસ લેવો બંધ કર્યો અને પોતાને અત્યંત પ્રિય એવા

કાયદાના ગાઢ અભ્યાસમાં ને વકીલાતના ધંધામાં ચિત્ત પરોવ્યું. ૧૯૧૭માં, પચાસ વર્ષની વકીલ તરીકેની સફળ કારકિર્દીની કદર કરતાં, કલકત્તાના વકીલોએ અને વિદ્યાપીઠે તેમને માનપત્રો આપ્યાં, ને પછી તો તેમણે માત્ર નિવૃત્તિમય જીવન જ ગાળવા માંડ્યું.

બંગાળના બર્દવાન જિલ્લાના તોરેકોના ગામમાં ૧૮૪૫ના ડિસેમ્બરની ૨૩મીએ એમનો જન્મ થયો હતો. ૧૮૬૦માં તેઓએ કલકત્તા વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષા આપી, ૧૮૬૫માં બી. એ. થયા, તે બીજે વર્ષે અંગ્રેજીના વિષય સાથે બહુમાન એમ. એ.માં ઉત્તીર્ણ થયા. ૧૮૬૬માં બાવીસ વર્ષની નાની વયે વકીલાતની પરીક્ષા પણ તેઓએ પ્રથમ નંબરે પસાર કરી, અને તે ઉપરાંત સુવર્ણચંદ્રક પણ મેળવ્યો. એ જ વર્ષે વકીલાત શરૂ કરી, ને સાથે સાથે કાયદાનો અભ્યાસ વધાર્યો, પરિણામે ચાર વર્ષે ઓનર્સ-ઇન-લૉ બન્યા, ને ખ્યાતિ વધી.

કલકત્તાની વિદ્યાપીઠે આવા અભ્યાસપરાયણ અને વિદ્વાન યુવાનને, એના અગાધ જ્ઞાનને લીધે કાયદાશાસ્ત્રના પ્રમુખ પ્રાધ્યાપકનું માન આપ્યું. હિંદના કાયદાની ઝીણવટભરી સમીક્ષા એમણે આ સ્થાને બાર વ્યાખ્યાનો દ્વારા કરી, અને એ સમીક્ષા એવી ઊંડી, વ્યાપક ને સમતુલ હતી કે વિદ્યાપીઠે તેને અભ્યાસક્રમમાં દાખલ કરી.

અને એથી યે વધુ તો, પ્રથમ હિન્દી તરીકે તેઓ વિદ્યાપીઠની બી. એલ.ની પરીક્ષાના ૧૮૭૭માં પરીક્ષક નીમાયા એ ઘટના નોંધપાત્ર છે. ૧૮૭૬માં વિદ્યાપીઠના 'ફેલો' થયા, ૧૮૮૫માં 'ડૉકટર ઑફ લૉ'ની માનપ્રદ ઉપાધિ આપી, વિદ્યાપીઠે તેમને વધુ નવાજ્યા. ૧૮૮૭થી ૧૮૮૯ સુધી સિંડિકેટના સભ્ય રહ્યા. ૧૮૮૯માં બંગાળાની ધારાસભામાં સ્થાન મેળવ્યું, ને ૧૮૯૧માં વડી ધારાસભામાં એ પહોંચ્યા. ૧૭૯૩માં વિદ્યાપીઠની લૉ ફેકલ્ટીના પ્રમુખ તરીકે તેમની નિમણુક થઇ.

આ બહુશ્રુત વિદ્વાનને અભ્યાસ સિવાય જાણે બીજી વાતોમાં ઝાઝો રસ જ ન હોય તેમ માત્ર તેમાં જ રચ્યા પચ્યા એ દેખાય છે. જીવનમાં કેટલાં વર્ષો અભ્યાસ અને મનન પાછળ વિતાવ્યાં છે ! જાહેરજીવનમાં ભાગ લેવા જેટલો સમય આવા અભ્યાસપરાયણ પુરુષને સહેજે ન હોય. છતાં પણ એમની બુદ્ધિ બીજાં ક્ષેત્રોમાં કોઇક વાર જઇ પહોંચતી. બંગભંગના આંદોલન વેળા તેઓ શાંતિથી બેસી નહોતા શકયા. લૉર્ડ કર્ઝનની મનસ્વી દમનનીતિ સામે એમણે વિરોધનો વંટોળ ઉડાવેલો. હિન્દનું રાજકારણ, ધારાશાસ્ત્રની દૃષ્ટિએ પણ એમને આકર્ષતું. શાસકો અને શાસિતો વચ્ચે કાયમનો મીઠો સંબંધ બંધાય એ એમનો આદર્શ વિચાર હતો.

૧૯૦૬માં કલકત્તાની મહાસભા વેળા તેઓ સ્વાગત-પ્રમુખ હતા. ને ૧૯૦૭, ને ૧૯૦૮ની મહાસભાપ્રવૃત્તિ સાથે ડૉક્ટર રાસબિહારી ઘોષ કેવી રીતે સંકળાયેલા હતા તે તો જોયું. ત્યારપછી યે મહાસભાની બેઠકોમાં એમનું સ્થાન તો હતું જ. ઉપરાંત ઈંગ્લંડની બ્રિટિશ કોંગ્રેસ કમિટિને માટે, તેના મુખપત્ર 'ઇન્ડિયા' માટે તથા હિંદમાં મહાસભાની પ્રવૃત્તિઓ માટે એક સ્થાયી ફાળો ઊઘરાવવા માટે એક સમિતિ મળી. તેણે ૧૯૧૬ની ૩૦મી ડિસેમ્બરે આ માટે પૈસા ભેગા કરવા તથા તેની વ્યવસ્થા કરવા એક ટ્રસ્ટીમંડળ લખનૌ ખાતે નીમ્યું, ને ડૉ. રાસબિહારીને તેના પ્રમુખ સ્થાપ્યા. ૧૯૧૭માં કલકત્તામાં આ મંડળની બેઠક મળી, પણ ઝાઝું પરિણામ આવ્યું નહીં. અંતે ૧૯૨૧ના જાન્યુઆરીની ૨૮મી તારીખે તેઓ અવસાન પામ્યા.



‘ભારત ભૂષણ’

# પંડિત મદનમોહન માલવિય

(૧૮૬૨-    )

એક યુવાન આગળ આવે છે. હજી યુવાવસ્થાને આંગણે એણે હમણાં જ પગ મૂક્યો છે, વય પચીસનું છે, વ્યાસપીઠ



પર હિંદભરના જૂના પીઢ રાજકીય આગેવાનો બેઠા છે. પ્રસંગ છે ૧૮૮૬ના મહાસભાના બીજા અધિવેશનનો. કલકત્તા શહેર આખું ચેતનથી ઊભરાઇ રહ્યું છે. પ્રમુખની ખુરશીમાં હિન્દના દાદા વિરાજેલા છે, ને એ યુવાને વાણીનો પ્રવાહ વહેતો મૂક્યો, એમાં રહેલી ઉચ્ચ વિચારસરણી અને ભાષાપ્રભુત્વથી શ્રોતાજનો દિગમૂઢ થઇ જાય છે,

ભાષણ પૂરું થયે લોકો તાળીઓના ગડગડાટથી આકાશના ઘુંમ્મટને જાણે ચીરી નાખે છે. યુવાનની પ્રતિભાના ગૌરવે અને એની લલિત કોમળ બાનીએ સૌને આકર્ષી લીધા છે.

'કોણ છે એ?' પૂછપરછ થાય છે.

'મદન મોહન માલવીય' ઉત્તર મળે છે.

'કોણ મદન મોહન?'

'પંડિત વ્રજનાથજીના પુત્ર, પંડિત પ્રેમધરજીના પૌત્ર.'

'ક્યાંના રહેવાસી?'

'અલ્લાહાબાદના. મૂળ તો એમના વડવાઓ બુંદેલખંડથી આવી આવેલા ને ત્યાંથી અલ્લાહાબાદ જઈ વસેલા. પિતા ને પિતામહ બેઉ ભારે વિદ્વાન. પિતા સંસ્કૃતના અઠંગ અભ્યાસી, ને કેટલાય ગ્રંથો લખ્યા છે, કાશી ને દરભંગાના રાજાઓએ તો એમને પોતાને ગુરુસ્થાને સ્થાપ્યા છે.'

'ત્યારે મદન મોહનની ઉંમર કેટલી હાલ?'

'પચીસની. એમનો જન્મ ૧૮૬૧ ના ડિસેમ્બરની ૨૫ મી એ.'

'ભણેલા ક્યાં? હાલ શું કરે છે? લાગે છે ભારે વિદ્વાન ને સમજુ.'

'હા. શરૂઆત તો ઘરેથી જ કરેલી. પણ પછી પિતા પાસે સંસ્કૃત ને હિન્દી શીખ્યા, ને પછી ધર્મજ્ઞાનોપદેશ

પાઠશાળામાં ને પછી ધર્મવર્ધિની સભાની પાઠશાળામાં જોડાયા, ૧૮૭૯માં મેટ્રિક થયા, ને મૂર સેન્ટ્રલ કોલેજમાં દાખલ થઇ, ૧૮૮૪માં, હજી બે વર્ષ પૂર્વે જ, ગ્રેજ્યુએટ થયા છે. એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો, પણ કૌટુંબિક આપત્તિઓને લીધે મૂકી દીધો છે હાલ શિક્ષક છે.'

'શાબાશ, ભાઇ !'

આમ મદન મોહન માલવીયે પોતાની છાપ પાડી દીધી. એ અધિવેશન વેળા એ. ઓ. હ્યુમે હેવાલમાં લખ્યું છે કે એમના ભાષણે સભાને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધેલી.

પંડિતજીના જીવનનો બીજો શુભપરિણામી ઝોક આવ્યો તે પણ એક સભાને નિમિત્તે. કાલાકાંકરના રાજા રામપાલસિંહે એમને સભામાં જોયા, એમની વિદ્વતાથી આકર્ષાયા, ને પોતાના 'હિન્દુસ્તાન' દૈનિકના અધિપતિપદે રૂપિયા અઢીસો માસિકથી આવવા આગ્રહ કર્યો. પંડિતજીએ એ પદ સ્વીકાર્યું, ને પોતાની તેજસ્વિતાથી, નિપૂણતાથી ને વ્યવસ્થાશક્તિથી એ પત્રને નવા જ રૂપરંગે મઢી દીધું. પંડિતજીનું બુદ્ધિકૌશલ્ય જોઇ, હ્યુમ સાહેબે, પંડિત હૃદયનાથ કુંઝરુના પિતા પંડિત અયોધ્યાનાથે તથા રાજા રામપાલસિંહે એમને કાયદાશાસ્ત્રની પરીક્ષા આપવા આગ્રહ કર્યો. પત્ર સંભાળતાં સંભાળતાં જ એમણે કાયદાનાં પુસ્તકોનો અભ્યાસ કરવા માંડયો, ને ૧૮૯૧માં તેમાં ઉત્તીર્ણ થયા. બે વર્ષ બાદ તો

સ્વતંત્ર વકીલાત કરવા માડી, પરતુ રાતદિવસ જેનુ ચિત્ત ધનની પાછળ નહીં પણ જનતાઉદ્ધાર પાછળ ને જાહેર જીવન પાછળ લાગેલુ હોય તે જરૂરી તન્મયતા ક્યાથી મેળવી શકે ?

૧૯૦૭ના સુપ્રસિદ્ધ સૂરત અધિવેશનમા તેઓ ઉદાર દળવાળાઓ સાથે સામેલ હતા. થોડો સમય મહાસભાનુ નાવ એમના હાથમા રહ્યુ, અને ૧૯૦૯મા લાહોરમા મળેલી ચોવીસમી બેઠકમા પડિત માલવીયજી રાષ્ટ્રપતિ તરીકે ચૂટાયા મોર્લી-મિન્ટો સુધારાની એમણે ઊડી ને વ્યાપક સમીક્ષા કરી અલબત્ત એ ભાષણમા ઉદારદળની નીતિના જ પડઘા હતા, પરતુ ત્રણ કલાક સુધી જનતા પડિતજીના ભાષાપ્રવાહમા નિમગ્ન થઈ ગઈ હતી એમણે કહ્યુ

'અમે સાફ સાફ જણાવી દીધુ છે કે અમારે બ્રિટિશ સામ્રાજ્યની અદરનુ સ્વરાજ્ય જોઈએ છે જે સ્વરાજ્ય બ્રિટિશ સામ્રાજ્યના બીજા ઘટકોને મળે છે, તે અમારે જોઈએ છે સામ્રાજ્યના એ હક અને જવાબદારીઓમા બીજા ઘટકોની પેઠે અમને સમાન ભાગ જોઈએ છે મહાસભાનુ ધ્યેય સસ્કૃત સાહિત્ય સૂત્રથી જણાવીએ તો એટલુ જ છે કે, સૌ સુખી થાય, સૌ નિરામય રહે, સૌનુ ભદ્ર થાય, ને કોઈ દુખ ન અનુભવે'

પરતુ આ પછીના વર્ષોમા ધીરે ધીરે ઉદારવાદની મહિમામા શ્રદ્ધા ગણવાનુ ને બ્રિટિશ છત્ર તળે સુખી

થવાનું સ્વપ્નું ઓસરતું ચાલ્યું, દરેક વર્ષ અધિવેશનવેળા મિત્રત્વની સમાન શરતો પ્રમાણે સંયુક્ત ભાગિયાપણાની રાષ્ટ્રની માગણી આગળ કરાઈ. સ્વયંશાસિત રાષ્ટ્રનો દરજ્જો હિન્દને મળવો જોઈએ. સામ્રાજ્યની બીજી વસાહતોની પેઠે હિન્દને પણ લડાઇ પછીની પુનર્ઘટનાની યોજનામાં યોગ્ય પ્રતિનિધિત્વ મળવું જોઇએ, અને નહીં તો લડત ચાલુ રહેશે એવી ઘોષણા થઇ. ૧૯૧૭માં મોંટેગ્યુ ચેમ્સફર્ડની જાહેરાત થઇ, પણ એ યોજના અપૂર્ણ ને અસમાધાન-કારક જણાઈ.

પંડિતજી અવારનવાર મહાસભાના કાર્યક્રમની, ને એની કાર્યપદ્ધતિની વિરુદ્ધ થતા, છતાં પ્રસંગ આવ્યે દેશની એ એક માત્ર રાષ્ટ્રીય સંસ્થાને પડખે તો જરુર ઊભા રહેતા. એમની એ અપૂર્વ સહાનુભૂતિ અને ભક્તિને પરિણામે ૧૯૧૮માં દિલ્લીમાં ભરાયેલા તેત્રીસમા અધિવેશનના પ્રમુખ બનાવી રાષ્ટ્રે એમને પુનર્પિ સન્માન્યા, અને એ જ બાપા વૈભવથી એમણે જનતાની સુષુપ્ત શક્તિઓને જગાડી. કોંગ્રેસ-લીગ યોજના કરતાં મોન્ટફર્ડ યોજના ઓછી છે એવો મત પ્રતિપાદિત કર્યા પછી એમણે કહ્યું :

'સ્વયંનિર્ણયનું તત્ત્વ હિન્દુસ્તાનને લાગુ પાડવું જોઇએ, એવી તમે માગણી કરી છે, પણ એ તત્ત્વનું તમારે તમારા જીવનમાં આચરણ કરવું જોઇએ. તમે નિર્ધાર કરી લો કે તમે બ્રિટિશોના સમોવડિયા છો, દુનિયાની સમસ્ત પ્રજા-

ઓના નમોવડિયા છો તમારી સાથે હીનતાભર્યો વર્તાવ થાય તો તમને ક્રોધ ચડવો જોઇએ. તમે એ પણ નિર્ધાર કરી લો કે અંગ્રેજોની માફક તમને પણ આ દેશમા સ્વતંત્રપણે આગળ વધવાનો અધિકાર છે એ અધિકારનુ જોરશોરથી પ્રતિપાદન કરો તમે જો આટલો સ્વય નિર્ણય કરશો, ને સમતા, સ્વતંત્રતા ને બંધુત્વના તત્ત્વો પર ચાલશો તો આવતી કાલ ઊજળી છે હાલ જેના હાથમા નત્તાના સૂત્રો છે તે તમારી માગણીને નકારી નહી શકે મોટો આજે જ છે'

૧૯૧૯મા પંડિત મોતીલાલજીને પ્રમુખપદે અમૃતસર અધિવેશન મળ્યુ મોન્ટફર્ડ સુધારાઓ વિશે ચર્ચા થઇ મહાસભાએ હિન્દ સંપૂર્ણ જવાબદારીવાળા તંત્રને માટે લાયક છે એવી જાહેરાત કરી, અને નવા સુધારાઓને અસંતોષકારક વર્ણવ્યા ૧૯૨૦મા, ગાધીજીએ અસહકારનો કાર્યક્રમ આપ્યો જલિયાનવાલા બાગ, પંજાબના અત્યાચારો અને ખિલાફતનો પ્રશ્ન એના કારણભૂત હતા પંડિતજીએ એનો વિરોધ કર્યો એમની ઇચ્છા આ સુધારાઓને સ્વીકારી, સરકાર પાસે નવી માગણીઓ મૂકવાની હતી

આ જ અરસામા ૧૯૨૧ની ૧૭મી નવેમ્બરે ઇંગ્લંડના પાટવી કુંવર હિન્દમા પ્રવેશ કર્યો દેશે એમનો પણ બહિષ્કાર પોકાર્યો પરિણામે ઠેરઠેર દેશનેતાઓ અને લોકો ગિરફ્તાર થયા આ વેળા પંડિતજીએ પાટવી કુંવરનુ હિન્દ

વિદ્યાપીઠમાં સન્માન કર્યું ! ને એટલેથી જ ન અટકતાં મોન્ટફર્ડ સુધારાને અનુરૂપ થઈ નવી રચાયેલી ધારાસભામાં પણ ગયા !

આ પછીનાં વર્ષોમાં અસહકારનું આંદોલન ઉગ્ર થતું રહ્યું, બંધારણીય હિલચાલ વેગ પકડતી ગઈ, સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા થઈ, ફરી ૧૯૩૦માં સત્યાગ્રહ ચળવળ શરૂ થઈ. મહાસભા તરફથી ધારાસભા પ્રવેશ કરેલા સભ્યોએ સામટાં રાજીનામાં પેશ કરી દીધાં, અને લડતમાં સૌ કોઈએ ઝંપલાવી દીધું. પંડિતજીએ રાજીનામું જ આપ્યું ! પરંતુ સત્તામત્ત મોવડીએ જ્યારે હિન્દની અહિંસક ને નિઃશસ્ત્ર પ્રજા પર જુલ્મની ઝડીઓ વરસાવવા માંડી ત્યારે તે આર્યજનનું હૃદય દુભાયું ને પરિણામે એ પણ ધારાસભામાંથી છૂટા થયા, ને લડતની આગલી હરોળમાં આવીને ઊભા રહ્યા, જેલમાં ગયા, ને છૂટયા યે ખરા.

ગાંધી–ઈરવિન કરારો થયા, મહાસભાએ ચળવળ પાછી ખેંચી લીધી, અને ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગયા, ત્યારે પંડિતજી પણ એ પરિષદના સભ્ય તરીકે વિલાયત ગયા હતા. ત્યાં જઈ એમણે મહાસભાની માગણીઓમાં પૂરતો સાથ આપ્યો. ત્યાંથી પાછા ફર્યા, ને હિન્દની પરિસ્થિતિ જોઈ તો કરારનો છડેચોક સરકારપક્ષે ભંગ થઈ રહ્યો હતો. સંયુક્ત પ્રાંતો અને સરહદપ્રાંતમાં સરકાર અને મહાસભા વચ્ચેનાં ઘર્ષણો ઉગ્રતાની અંતિમ

કોટિએ પહોંચી ગયાં હતાં. મહાસભાની કાર્યવાહક સમિતિએ ૩૧મી ડિસેમ્બરે કરાશે રદ થયેલા ગણી, ના-કર સહિત સવિનય કાનૂનભંગની લડત ચલાવવાની હાકલ કરી, ને પંડિતજીએ એમાં ઝંપલાવ્યું. ૧૯૩૨-૧૯૩૩માં દિલ્હીમાં ને કલકત્તામાં મહાસભાનાં અધિવેશનો મળવાનાં હતાં: સરકારે પ્રતિબંધ મૂક્યો. આ બેઉ વેળા રાષ્ટ્રપતિ તરીકે પંડિતજીની વરણી થઇ હતી, પરંતુ પ્રમુખસ્થાન લેવા જતી વેળા માર્ગે જ બેઉ વાર તેમને ગિરફ્તાર કરવામાં આવ્યા. પોલિસના સખત બંદોબસ્ત અને લાઠીમાર વચ્ચે, સખત જાપતા અને ગિરફ્તારી વચ્ચે, પ્રતિનિધિઓની મોટી સંખ્યા સાથે શેઠ રણછોડભાઇ અમૃતલાલ અને શ્રીમતી નેલી સેનગુપ્તાને પ્રમુખપદે ભારે ઉત્સાહ વચ્ચે, આમ છતાં,અધિવેશનો ભરાયાં.

૧૯૩૭નું અધિવેશન એમના ભાષણને અંગે પણ યાદગાર રહેશે.

પંડિતજીની કારકિર્દી જોતાં એમનાં જુદાં જુદાં પાસાં અને હાથ પર લીધેલા કાર્યમાં એમનાં ઉત્સાહનાં દર્શન થયા વિના રહેતાં નથી.

૧૯૦૨માં સૌથી પ્રથમ તેઓ ધારાસભામાં પ્રવેશ્યા ત્યારથી ૧૯૩૦ સુધી તેમાં રહ્યા, છતાં પણ કદી એમણે લોકકલ્યાણની વિરુદ્ધ પગલું ભર્યું નથી, બલ્કે વખત આવતાં સરકારની રાજનીતિની વિરુધ્ધ પોકાર

પણ ઉઠાવ્યો છે. રોલેટ કાયદો, જલિયાનવાલા બાગ, પંજાબના દમન વગેરે સામે એમણે ભારે ઉગ્રતાથી વિરોધ કર્યો હતો, ને છેવટે સક્રિય વિરોધ તરીકે ધારાસભામાંથી રાજીનામું આપી દીધું હતું.

આ ઉપરાંત એમણે રચનાત્મક કાર્યોમાં પણ પોતાની શક્તિનો સદુપયોગ કર્યો છે. હિન્દુ જાતિના સંગઠન ને ઉધ્ધાર માટે, કોમ કોમ વચ્ચે ભાઇચારો વધારવા માટે, હરીજનોના ઉધ્ધાર માટે, ને સ્ત્રીઓના અધિકાર માટે એમણે કરેલા પ્રયાસો એમને સહેજે પ્રગતિવાદી તરીકે સ્થાપિત કરી દે છે. ને આ સૌમાં પણ એમની કીર્તિકિરીટમાં રત્ન જેવું ઝળકતું કાર્ય તે કાશી હિન્દુ વિદ્યાપીઠની સંસ્થા છે પંડિતજી ડૉ. એની બિસેન્ટને મળ્યા, રાજામહારાજાઓને મળ્યા, દેશના અગ્રણી નેતાઓને મળ્યા, શિક્ષણમાં રસ લેતા આગેવાનોને મળ્યા, ને આખા દેશનો પ્રવાસ ખેડી, રૂપિયા એક કરોડ એકઠા કર્યા. ને આ વિદ્યાપીઠની ઉદ્ઘાટન ક્રિયા ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૪થી એ લૉર્ડ હાર્ડિંજને હાથે કરાવી. આજે કાશી વિદ્યાપીઠની જે કીર્તિ છે તેમાં પ્રત્યક્ષ ને પરોક્ષ પંડિતજીનો હિસ્સો નાનોસૂનો નથી.

ધાર્મિક પ્રશ્નોમાં એમને ઊંડો રસ હોય એ સ્વાભાવિક છે. સંસ્કૃતનું શિક્ષણ ને અધ્યયન, જાતે બ્રાહ્મણ, સંસ્કારે પણ પૂરા આર્ય છતાં ગાંધીજીના સાથમાં હરી-

જનો માટે એમણે જે કાંઇ કર્યું છે તે અવિસ્મણીય છે. 'હરીજન સેવક સંઘ' નામની સંસ્થાની સ્થાપના મુખ્યત્વે એમને આભારી છે.

આ ઉપરાંત હિન્દના સાહિત્ય ને હુન્નર ઉદ્યોગના વિકાસમાં પણ એમણે યથાશક્તિ ભાગ ભજવ્યો છે. 'પ્રયાગ સાહિત્ય સભા'ની સ્થાપના કરી, 'અભ્યુદય' ને 'મર્યાદા' નામનાં સામયિકો ચલાવ્યાં, 'યુક્તપ્રાંતીય ઔદ્યોગિક સંઘ' 'પ્રયાગ શુગર કંપની.' અને 'અખિલ હિન્દ સ્વદેશી સંઘ' નામની સંસ્થાઓ સ્થાપી એમણે હિન્દના ઔદ્યોગિક વિકાસની આવશ્યકતા પ્રત્યે આંગળી ચીંધી, માર્ગ બતાવ્યો છે. એમની વિકસિત ને વ્યાપક દૃષ્ટિનાં આ બધાં જ્વલંત ઉદાહરણો છે.

પચાસ વર્ષ સુધી એકનિષ્ઠાથી, અનન્યભાવે, પોતાની જન્મભૂમિના ઉધ્ધાર માટે પ્રયાસો કરી, તેની સેવામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી, એમણે 'ભારતભૂષણ'નું વહાલસોયું વિશેષણ મેળવ્યું છે. આજે તો જીવનનો નવમો દાયકો તેઓ, લગભગ નિવૃત્ત થઇ વિતાવી રહ્યા છે. રાજકારણમાં એમનો સક્રિય સાથ આજે તો નથી—ન જ હોઇ શકે—છતાં પણ ગાંધીજીને એમના આશીર્વાદની અપેક્ષા તો હમેશાં રહે છે.

આ વયોવૃધ્ધ ને જ્ઞાનવૃદ્ધ પુરુષ પ્રત્યે આખું રાષ્ટ્ર આજે પૂજ્યતા ને ભક્તિભાવથી જોઇ રહ્યું છે.

'અમીરની ફકીરી'

## પંડિત મોતીલાલ નહેરૂ

(૧૮૬૧-૧૯૨૩)

૧૯૧૯ ની સાલ. મહાયુદ્ધ પૂરું થયું હતું. અંગ્રેજોએ યુદ્ધમાં હિન્દીઓએ આપેલા ફાળાની મુક્તકંઠે વાહવાહ કરી હતી. હિન્દીઓના દિલમાં ભવિષ્યની ઊજળી આશાઓ જન્મ પામી ચૂકી હતી. પણ એ તો સંધ્યાના ઉજાશ હતા, ઘડીક પછી આથમી જનારા. મહાયુદ્ધમાં બજાવેલી સેવાઓના રૂપાળા પારિતોષિક તરીકે હિન્દની છાતીએ 'કાળા કાયદા,' 'પંજાબના ભીષણતમ અત્યાચારો', 'જલિયનવાલા બાગ' ને 'દમન રાજ' ચોંટાડવામાં આવ્યા હતા. પરિણામે રાષ્ટ્રમાં ક્રોધ ને પ્રક્ષોભ ઉત્પન્ન થયાં. રાજકર્તાઓનાં અન્યાયી અત્યાચારી દુષ્કૃત્યોએ રાષ્ટ્રની પ્રતિકાર-શક્તિને વેગ આપ્યો. દેશના અગ્રગણ્ય પુરુષોની. બ્રિટિશ શાસકોની ન્યાયપરાયણતાની વૃત્તિમાંથી શ્રદ્ધા ઊઠી ગઈ. રાજકારણે પડખું ફેરવી લીધું. રાજનિષ્ઠા ઢળી પડી.

પંડિત મોતીલાલજીનું અમીરી હૃદય પણ પ્રકંપિત થઇ ગયું. એમણે શાહી ઠાઠમાઠને સદાની સલામ કરી, દેશભક્તિની ભગવી કંથા ધારણ કરી; મનથી મનસૂબો કરી લીધો, માતૃભૂમિને પરાધીનતાની શૃંખલામાંથી વિમુક્ત કરવાનો તેમને અધ્યક્ષપદે મહાસભાએ પંજાબના હત્યાકંડની તપાસ કરવા એક સમિતિ નિમી. ને એ સમિતિએ જે અહેવાલ બહાર પાડયો એણે રાષ્ટ્રવાદીઓના ચિત્તમાં શાસકો પ્રત્યે ઘૃણા ને રોષનો ભાવ ભરી દીધો.

પ્રજા નવા માર્ગદર્શકની રાહ જોતી હતી. ગાંધીજી હાજર હતા જ, એમણે મહાસભાનું સુકાન હાથમાં લીધું, ને સત્યાગ્રહ પોકાર્યો. દેશે પંડિતજીને માથે રાષ્ટ્રપતિની જવાબદારી મૂકી, ૧૯૧૯માં મહાસભાનું અમૃતસરનું અધિવેશન ભરાયું. આ ક્રાંતિકારક અધિવેશન હતું. પંડિતજીએ બ્રિટિશ રાજ્યકર્તાઓની નિર્દયતાનું ને પ્રજાની અંતરવેદનાનું ધ્યાન કર્યું; સાથે સાથે હિન્દનું ધ્યેય સ્પષ્ટ કર્યું, ને સત્યાગ્રહની વ્યાખ્યા સમજાવી:

'આપણું અંતિમ ધ્યેય શું છે? આપણને આચાર વિચારની સ્વતંત્રતા હોવી જોઇએ. હિન્દને આપણે પાશ્ચાત્યોનું અનુકરણ કરનાર ગુલામ દેશ બનાવવો નથી, યુરોપમાં મૂડીવાદીઓએ અને મજૂરોના કલહને પરિણામે એ લોકો પાયમાલ થઇ ગઇ ગયા છે. આપણને એવું રાષ્ટ્ર જોઇએ છે જેમાં દરેક વ્યક્તિ આઝાદ હોય, દરેકને પોતાનો વિકાસ

કરવાની પૂરી તક મળે. સ્ત્રીઓની ગુલામી નષ્ટ થઇ જાય, જાતિભેદની મર્યાદા ને તીવ્રતા ઓછી થઇ જાય; જ્યાં વિશેષ અધિકારવાળા વર્ગો–ને જમાતોનું અસ્તિત્વ ન હોય, જ્યાં કેળવણી વિનામૂલ્ય હોય ને સર્વ સ્થળે પ્રસરેલી હોય, જ્યાં મૂડીવાદીઓ ને જમીનદારો, મજૂરો ને રૈયત પર જુલમ ગુજારતા ન હોય, જ્યાં મજૂરોનુ માન રાખવામાં આવશે, તેમને પૂરા પગાર મળશે, ને ગરીબાઇ એ ગઇગૂજરી વાત બની જશે; તે જ વેળા આ દેશ રહેવા લાયક બની જશે.'

'મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની આ હિલચાલ શરૂ કરી છે. આપણા રાજકારણમાં એક નવી શક્તિ આવી છે, ને એ શક્તિમાં અનંત સામર્થ્ય, સુસુપ્તાવસ્થામાં રહેલું છે. હિન્દની જનતા હવે જાગી ચૂકી છે, ને સત્યાગ્રહનો શુભ સંદેશ ગરીબોની કુટીરો સુધી પહોંચી ચૂકયો છે. સત્યાગ્રહ એટલે સત્ય, નિર્ભયતા અને અહિંસા. જે કાયદા આપણા દિલને મંજૂર ન હોય એનો ભંગ કરવો એ પણ સત્યાગ્રહનો જ એક ભાગ છે.'

આમ દેશને ક્રાંતિને માર્ગે દોરવાનું સૌથી પ્રથમ માન ગાંધીજીને જાય છે તો સાથે જ પંડિતજીને પણ વીસર્યા વીસરાય એમ નથી.

પંડિત મોતીલાલજીનું અમીરી હૃદય પણ પ્રકંપિત થઈ ગયું. એમણે શાહી ઠાઠમાઠને સદાની સલામ કરી, દેશભક્તિની ભગવી કંથા ધારણ કરી; મનથી મનસૂબો કરી લીધો, માતૃભૂમિને પરાધીનતાની શૃંખલામાંથી વિમુક્ત કરવાનો. તેમને અધ્યક્ષપદે મહાસભાએ પંજાબના હત્યાકંડની તપાસ કરવા એક સમિતિ નિમી. ને એ સમિતિએ જે અહેવાલ બહાર પાડયો એણે રાષ્ટ્રવાદીઓના ચિત્તમાં શાસકો પ્રત્યે ઘૃણા ને રોષનો ભાવ ભરી દીધો.

પ્રજા નવા માર્ગદર્શકની રાહ જોતી હતી. ગાંધીજી હાજર હતા જ, એમણે મહાસભાનું સુકાન હાથમાં લીધું, ને સત્યાગ્રહ પોકાર્યો. દેશે પંડિતજીને માથે રાષ્ટ્રપતિની જવાબદારી મૂકી, ૧૯૧૯માં મહાસભાનું અમૃતસરનું અધિવેશન ભરાયું. આ ક્રાંતિકારક અધિવેશન હતું. પંડિતજીએ બ્રિટિશ સત્તાકર્તાઓની નિર્દયતાનું ને પ્રજાની અંતરવેદનાનું બ્યાન કર્યું; સાથે સાથે હિન્દનું ધ્યેય સ્પષ્ટ કર્યું, ને સત્યાગ્રહની વ્યાખ્યા સમજાવી:

'આપણું અંતિમ ધ્યેય શું છે? આપણને આચાર વિચારની સ્વતંત્રતા હોવી જોઈએ. હિન્દને આપણે પાશ્ચાત્યોનું અનુકરણ કરનાર ગુલામ દેશ બનાવવો નથી, યુરોપમાં મૂડીવાદીઓએ અને મજદૂરોના કલહને પરિણામે એ લોકો પાયમાલ થઈ ગઈ ગયા છે. આપણને એવું રાષ્ટ્ર જોઈએ છે જેમાં દરેક વ્યક્તિ આઝાદ હોય, દરેકને પોતાનો વિકાસ

દીધી, ને પારંગતિ મેળવી. ને પ્રભુકૃપાએ એનું ફળ પણ તુરત સાંપડ્યું. પ્રયાગલાલ નામની એક જાણીતી વ્યક્તિ પરના ગંભીર મુકદ્દમામાં વકીલ તરીકે એમણે એવી કુનેહ ને બુધ્ધિશક્તિ દાખવી, દલીલો કરી કે એ મુકદ્દમાથી તેમની ખ્યાતિ ખૂબ વધી ગઇ, ને પંડિત મોતીલાલ નહેરુ એક નિપુણ ધારાશાસ્ત્રી તરીકે આગલી હરોળમાં આવી ગયા.

પૈસા આવ્યા, સાથે જમાનાના વા ને પણ લેતા આવ્યા. એ જમાનો હતો અંગ્રેજી રંગઢંગના અનુકરણનો. એ જમાનો હતો પશ્ચિમના પ્રભાવથી પૂર્વને રંગવાનો. એ જમાનો હતો હિન્દની જુનવાણી સ્થિતિથી સુગાવાનો. પંડિતજીએ એક મકાન ખરીદ્યું. એને નવી ઢબછબથી શણગાર્યું. આનંદભવન નામ રાખ્યું. ઘરમાં રહેણીકરણી બધી અંગ્રેજી પદ્ધતિની કરી નાખી, ને મોટા અમીર ઉમરાવની અદાથી જીવનના ઘાટ ઘડવા માંડયા. ૧૮૯૬માં એડવોકેટ બન્યા, ને ૧૯૨૧ સુધી વકીલમંડળના અધ્યક્ષસ્થાને વરાયેલા હતા.

સ્વભાવે સ્વતંત્ર ને સંસ્કારે પશ્ચિમી પંડિતજીને શરૂઆતનાં વર્ષોમાં મહાસભાનાં અધિવેશનો આકર્ષી ન શકયાં. ૧૮૮૮માં એમણે હાજરી આપી હતી, પરંતુ તે કદાચ તમાશબીન તરીકે; સક્રિય ફાળો લેવાની ધગશવાળા કોઇ નવજુવાન સેવક તરીકે નહીં. વસ્તુતઃ જાહેરજીવનમાં ૧૯૦૯થી ને રાજકારણના ક્ષેત્રમાં ૧૯૧૬ની હોમરુલ લીગની ચળવળથી જ એમણે વધુ રસ ને સક્રિય ફાળો લેવા માંડયો.

દરમિયાન તેઓ ૧૮૯૨માં મહાસભાની સ્વાગત સમિતિના પ્રમુખ થઇ ચૂકયા હતા. સાત વર્ષ સુધી સંયુક્ત પ્રાંતોની મહાસભા સમિતિને અધ્યક્ષપદે પણ રહ્યા હતા. પણ જાતે ચુસ્ત બંધારણવાદી એટલે બંગાળના ભાગલાને પરિણામે જાગેલા બહિષ્કાર અને કાનૂન ભંગના કાર્યક્રમને અપનાવી ન શકયા એટલું જ નહીં. પણ તેનો વિરોધ પણ કરતા.

૧૯૦૯માં એમણે 'લીડર' નામનું પત્ર શરૂ કર્યું હતું, અને સરકારી દોરદમન અને કડક નજર છતાં એ પત્રના સ્વાતંત્ર્યાધિકાર માટે લડવાનો નિશ્ચય જાહેર કર્યો હતો. આ જ સાલમાં તેઓ સંયુક્તપ્રાંતોની ધારાસભાના સભ્ય બન્યા. ૧૯૧૮માં, વિનીતોએ તો ડૉ. એની બિસેન્ટના મોંટેગ્યુને સાથ આપવાના વિચારને વધાવી લીધો હતો ને સર્વત્ર એના પોકાર ઊઠતા હતા. ત્યારે એમણે એનો વિરોધ જાહેર કર્યો હતો, ને પછી તો મહાસભાના પક્ષો એ સુધારાની યોજના સ્વીકારવી યા નકારવી તે પર સમજૂતી કરે તે પૂર્વે 'કાળા કાયદા' આવ્યા, ને પંડિતજીના શા પ્રત્યાઘાતો હતા તે આપણે જોયું.

અમૃતસરની ક્રાંતિકારી બેઠક પછી ગાંધીજીના વલણમાં તુરત ફેરફાર દેખાવા લાગ્યો. સરકારના કામમાં દખલ ન કરતાં સહકાર આપવાનું એમણે નક્કી કર્યું હતું. પરંતુ જલિયાનવાલા બાગ, પંજાબનો હત્યાકાંડ, ને ખિલાફતના પ્રશ્ને એમને અસહકાર તરફ દોર્યા. ૧૯૨૦ના જાન્યુઆરીમાં

ઈંગ્લાંડ ગયેલું પ્રતિનિધિમંડળ, લોર્ડ જ્યોર્જ તરફથી 'ના' સાંભળી આવ્યું, પછી અહિંસક અસહકારની લડત શરૂ કરવાનું નક્કી થયુ, સપ્ટેમ્બરની ૪થી એ કલકત્તાનું ખાસ અધિવેશન ભરાયું, આગેવાનોમાં મતભેદો હતા, અસહકાર પરત્વે જુદા જુદા અભિપ્રાયો પ્રવર્તતા હતા, લાલા લજપતરાય ને દેશબંધુદાસ વિરોધમાં હતા, પરંતુ મોતીલાલજીએ ગાંધીજીને ટેકો આપ્યો. ૧૯૨૦ના ડિસેમ્બરમાં મળેલી નાગપુર મહાસભાબેઠક વેળાએ ઠરાવ ફરીથી મંજૂર રખાયો. પરિણામે દેશભરમાં નવું વાતાવરણ પેદા થઈ ગયું. અમીરોએ ફકીરીને અપનાવી.

૧૯૨૦ ને ૧૯૨૧નાં વર્ષોએ હિન્દની ભૂમિનો જુદો ને નવો જ અસહકાર ઇતિહાસ રચી દીધો. પણ ૧૯૨૨ની ૫મી ફેબ્રુઆરીએ સંયુક્તપ્રાંતોમાં આવેલા ચૌરીચૌરા ગામમાં મહાસભાવાદીઓના એક સરઘસે પોલીસચોકીને આગ લગાડી, ૨૨ સરકારી નોકરોને સળગાવી દીધા એ હિંસાના આઘાતથી ગાંધીજીએ કાનૂનભંગને મોકૂફ રાખવાનું જાહેર કર્યું. કાર્યવાહક સમિતિએ એને મહોરછાપ મારી. દેશે દારૂનિષેધ, સભ્યનોંધણી, રેંટિયાપ્રચાર, રાષ્ટ્રીયશાળા ને પંચાયતસ્થાપનાનો રચનાત્મક કાર્યક્રમ હાથ પર ધર્યો.

૧૯૨૨ની નાતાલમાં મળેલા 'ગયા અધિવેશન'માં, ધારાસભાની ચૂંટણીઓમાં ભાગ લેવો કે નહીં તે વિષે ઉગ્રતાથી વિચારણા ચાલી. દેશબંધુ, મોતીલાલજી, વિઠ્ઠલભાઈ વગેરે

તેની તરફેણમાં હતા. એ લોકો ફેરવાદી તરીકે જાણીતા છે. પરંતુ નાફેરવાદીઓની બહુમતિ થતાં, દેશબંધુએ પ્રમુખસ્થાનેથી રાજીનામું આપ્યું, ને મોતીલાલજી સાથે સ્વરાજ્ય પક્ષની સ્થાપના કરી. ૧૯૨૪માં ધારાસભામાં મહાસભાનું પ્રતિનિધિત્વ ધરાવી કામ કરવાની એ પક્ષને સત્તા મળી. વડી ધારાસભામાં મોતીલાલજી હાક વગાડતા હતા, ને જૂના દમનના કાયદાઓ રદ કરાવતા હતા. એમની કુશળતા ત્યારથી દેશપ્રસિધ્ધ છે. પણ કમનસીબે સ્વરાજ્યપક્ષમાં પણ ફાટફૂટ પડી. મોતીલાલજીએ ઉગ્રતાથી કામ લીધું, ને સભ્યો છૂટાછવાયા થઈ ગયા.

પરંતુ આ સૌ કરતાં વિશેષ તો પંડિતજીની નામના ૧૯૨૮ના 'નહેરૂ રિપોર્ટ'ને આભારી છે. હિન્દની રાજકારણની પ્રગતિ તપાસવા નીમાયેલા સાઈમન કમિશનમાં એકે હિન્દીને આમેજ ન કરેલો હોવાથી, એનો બહિષ્કાર પોકારાયો. એનો પડઘો મોતીલાલજીએ ધારાસભામાં પણ પાડયો. બહિષ્કારનો ઠરાવ લાવ્યા, ને પસાર કરાવ્યો. ૧૯૨૭માં મદ્રાસમાં મળેલી બેઠકે સર્વપક્ષી પરિષદનો જે ઠરાવ કર્યો હતો, તેને અનુસરીને એક પરિષદ બોલાવવામાં આવી. સંપૂર્ણ જવાબદાર શાસનતંત્રના ધોરણ પર, દેશના દરેક વર્ગ તથા કોમને રુચિકર નીવડે એવું પદ્ધતિપુરઃસરનું રાજ્યબંધારણ ઘડવા, પંડિતજીના અધ્યક્ષપદે એક સમિતિ નીમાઈ, અને એમાં જે અહેવાલ ઘડાયો તે 'નહેરૂ રિપોર્ટ'

આ રિપોર્ટ દ્વારા હિંદે પોતાનું રાજબંધારણ પોતે ઘડવાની યોગ્યતાનો યોગ્ય રદિયો પરદેશીઓને આપી દીધો છે, સવિશેષ લોર્ડ બર્કનહેડને. પરંતુ આ યોજનાનું ધ્યેય સાંસ્થાનિક સ્વરાજ્ય જેટલું જ મર્યાદિત હતું.

૧૯૨૮ના અંતમાં પંડિતજીને રાષ્ટ્રે ફરી વાર પ્રમુખ તરીકે પસંદ કર્યા. એમની નહેરુ યોજનાનો સ્વીકાર કર્યો ને સાથે સરકારને ચેતવણી આપી કે ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી સુધીમાં જો આ યોજના નહીં સ્વીકારાય તો સંપૂર્ણ સ્વરાજ્ય માટે લડત ઉપાડવાનો જ એક માર્ગ મહાસભા માટે રહેશે. ને અંતે તો થયું પણ તેમ જ.

અમદાવાદમાં મહાસમિતિ મળી, ૧૯૩૦ના ફેબ્રુઆરીમાં, ને મહાત્માજીના નેતૃત્વ હેઠળ દેશને અહિંસક યુધ્ધ કરવાની હાકલ પડી, દાંડીકૂચનો આરંભ થયો, મીઠાની ચપટી લેતાં કાનૂનભંગ થયો, સરકારી દમનની વીજળી પ્રજાને શિરે તાટકી; જેલ, જપ્તી, દંડ, ગિરફતારી શરૂ થયાં. જવાહરલાલ પકડાયા, ને એની પૂંઠે સિત્તેર વર્ષના વૃદ્ધ પંડિત મોતીલાલજીનો યે વારો આવ્યો, તેઓ પણ કેદ થયા. જેલના સળિયા પાછળ શરીરે ચારી ન આપી. તબિયત વધુ બગડતી ગઈ. ૮મી સપટેમ્બરે સરકારે એમને છોડી મૂક્યા. કલકત્તા–મસૂરી થઈને અલ્લાહાબાદ ગયા, ને અધિકારનો ત્રરો પાછો હાથમાં લીધો. ને ત્યાં તો ગાંધી–ઈરવિન કરારો થયા.

અલ્લાહબાદમાં કારોબારીના સભ્યોની બેઠક મળી, પંડિતજીના આનંદભવનમાં. આનંદભવનની પણ કાયાપલટ થઇ ચૂકી હતી. એ સાચા અર્થમાં તે વેળા સ્વરાજ્યભવન બની રહ્યું. પંડિતજીની ઇચ્છા પથારીમાં પડયે પડયે પણ ભારતનું ભાગ્ય પોતાની દૃષ્ટિ સમક્ષ ઘડાતું જોવાની હતી. ૨૬મી જાન્યુઆરી ૧૯૩૧ના એ પુનિત દિવસે એમણે સભ્યોને કહ્યું: 'મારું મૃત્યુ થવાનું હોય તો આઝાદ હિંદની ધરતી પર ભલે થાય; મને મારા જીવનની છેલ્લી નિદ્રા, ગુલામ નહીં, પણ સ્વતંત્ર ભારતમાં લેવા દો....મારી માતૃભૂમિનાં છેવટના ભાગ્યનિર્માણમાં મને ભાગીદાર થવા દો.' મૃત્યુબિછાને પડેલા આખરી માણસના હૃદયમાં મૃત્યુની પળે પણ આ ભાવના હોવી, ને હોઠે આ શબ્દો હોવા એ વિરલ બનાવ છે. જે વ્યક્તિએ પોતાની અમીરીને ઠોકરે મારી, ગુલામ માતાનાં બંધનો તોડવાની જીવનભર પ્રવૃત્તિ કરી છે, એ આવી ભાવના વ્યક્ત ન કરે તો બીજું કોણ કરે ?

૪થી ફેબ્રુઆરીની સવારે તેમને લખનૌ લઈ જઇ, ત્યાં એક્સ-રે કરાવવાનો નિર્ણય થયો. પણ બીજે દિવસે પ્રકૃતિ વધુ મંદ થઇ ગઇ. શક્તિ ઓસરવા લાગી, ચેતન ઓછું થતું ચાલ્યું, લોહી થીજતું ગયું, ને જેમ તેમ જીવનનો પ્રદીપ છેલ્લો ઝબકારો વધુ તેજે કરતો ગયો, પણ છેવટે ૬ઠ્ઠી તારીખે પરોઢિયે ૬-૪૦ વાગ્યે તેમની આંખો બીડાઇ ગઇ. હિન્દમાંનો ગૌરવવંતો સપૂત માને ખોળે ઢળી ગયો.

મહાત્માજીએ 'લિબર્ટી' પત્રને સંદેશ મોકલ્યો: 'આજે મારી સ્થિતિ એક વિધવા કરતાં યે બૂરી છે. મોતીલાલજીના અવસાનથી મેં જે ખોયું છે, તે હું કદી પાછું નહીં મેળવી શકું.'

ને આજે જ્યારે ફરીથી રાષ્ટ્ર બંધારણને માર્ગે પળી રહ્યું છે, ત્યારે એ, બુધ્ધિમાન મહાપુરુષની ખોટ કોને નહિ સાલે ?

卐

'પંજાબની સિંહગર્જના'

## લાલા લજપતરાય

(૧૮૬૫-૧૯૨૮)

'**સા**ઇમન ગો બૅક,' 'સાઇમન ગો બૅક,' વાતાવરણમાં ગગનના ગુંબજોને ભેદી નાખે એવી બૂમો સંભળાતી હતી.



લાહોરનું સ્ટેશન ધમધમી રહ્યું હતું. જનસમુદાય ઊલટી રહ્યો હતો. એક બાજુ લાઠીધારી સિપાઇઓ સજ્જ થઇને ઊભા હતા, ને બીજી બાજુ લાલાજી લજપતરાય પોતાની સિંહગર્જનાથી સૌને ધગતા, પોકારતા હતા : 'સાઇમન ગો બૅક.'

સાઇમન કમિશનનો વિરોધ કરવાને ૧૯૨૮ના ઑક્ટોબરની ત્રીસમીએ પંજાબ-કેસરી લાલાજીની આગેવાની હેઠળ પંજાબી નવજુવાનો ભેગા

મળ્યા હતા, સિપાઈઓથી આ વિરોધી નાદો સહન ન થયા, ઉકળ્યા, લાઠીઓ વીંઝી, ને પશુઓની સત્તાના પ્રતીક જેવી એક લાઠી પડી લાલાજીને માથે. લાલાજી ઘવાયા. ફરી વાતાવરણમાં ઉગ્રતા આવી. લાલાજીને લાઠીમાર ! થઈ રહ્યું; એ જ સાંજે નગરજનોની એક વિરાટ સભા મળી, અને મર્દ લાલાજીએ, માંડ માંડ પોતાના દેહને ટેકવી રાખી વીરવાણી ઉચ્ચારી. જેમ પાંડવોના શંખે ધાર્તરાષ્ટ્રોનાં હૃદયને વિદારી દીધેલાં તેમ નોકરશાહીના અંતરમાં થડકાર પેદા કરી દીધો. એમણે કહ્યું : 'આ હું ઊભો છું, ને અહીં ઊભો રહી શાસનકર્ત્તા અધિકારીઓને ચેતવણીનો સૂર આપું છું કે તેમણે જે અન્યાયો આદર્યા છે, તેની સામે જેહાદ પોકારવા હિંદમાં ખૂન રેડાવા જેવો જુસ્સો ફાટી નીકળશે તો તેની જવાબદારી હિન્દીઓની નહીં, પણ આવાં દુષ્કૃત્યો કરનાર ગોરા અધિકારીઓની જ છે. હું એ સગી આંખે જોવા કદાચિત જીવતો રહીશ કે કેમ તે નથી જાણતો, પરંતુ મારો આત્મા જ્યાં હશે ત્યાંથી હિન્દવાસીઓનાં એવાં કૃત્યોને આશીર્વાદ દેશે.'

આવા વીરપુરુષની જન્મભોમ તરીકે પંજાબના લુધિયાના જિલ્લાનું જગરાન ગામ જેટલો ગર્વ ને ગૌરવ અનુભવે તેટલું ઓછું છે. ૧૮૬૫ના જાન્યુઆરીની ૨૮મી તારીખ હતી, ને રાધાકિસન લાલાને ત્યાં એમણે જન્મ લીધો. ગરીબ પિતા પચાસ રૂપિયાના માસિક પગારથી સરકારી

શાળામાં ઉર્દૂ શીખવતા. નાનો લજપત અહીં રહી પહેલા પાઠો ભણ્યો; પાછળથી લાહોરની શાળામાં જોડાયો. એ વેળા સ્વામી દયાનંદ સરસ્વતી પોતાનાં પ્રેરક ને વિદ્વત્તાપૂર્ણ પ્રવચનો કરતા. બાળક લજપતે એ સાંભળ્યાં, ને એના કુમળા અંતઃકરણ પર એની ઘેરી છાપ પડી ગઇ. તે દિવસથી જ એ રાત ને દિવસ ગુલામ ભારતભૂમિને આઝાદ કરવાનાં સ્વપ્નાં જોવા લાગ્યો.

બાળક લજપત મોટો થતો ગયો. અઢારમે વર્ષે તેઃ વકીલાતનો અભ્યાસ પૂરો કરી દીધો, ને હિસારમાં ધંધો ચે શરૂ કર્યો. લજપતને બદલે હવે તો લાલા લજપતરાય પોતાની તીવ્ર બુદ્ધિશક્તિને પરિણામે ધારાશાસ્ત્રીઓમાં લોકપ્રિય થઇ પડયા, ને પ્રથમ હરોળમાં આવી પહોંચ્યા, ને સાથે સાથે બાલ્યવયમાં સેવેલાં સુંદર સ્વપ્નોને મૂર્ત કરવાના મનોરથ ઘડવા લાગ્યા. દેશે હાકલ પાડી, ને એમણે એના ઉદ્ધારની પ્રવૃત્તિઓ ઉપાડી લીધી–અને આ પ્રવૃત્તિઓમાં સાથ આપવા એમની સાથે લાલા હંસરાજ અને ગુરુદત્ત વિદ્યાર્થી જોડાયા. હજી તો જુવાનીને આંગણે માંડ, કિશોરાવસ્થા પસાર કરીને આ ત્રણેએ પગલીઓ પાડી હતી ત્યાં તો એમણે આખા યે પંજાબમાં ભમીઘૂમીને સામાજિક અને ધાર્મિક શિક્ષણના સડા દૂર કરવાનું ભગીરથ કાર્ય શરૂ કરી દીધું, અને આ કાર્યના કીર્તિકળશ જેવું કાર્ય તે ૧૮૮૬ના જૂનની પહેલી તારીખે દયાનંદ એંગ્લોવેદિક કોલેજની લાહોરમાં સ્થાપનાનું છે.

૧૮૮૮માં તેમણે મહાસભા સાથે સંબંધ બાંધ્યો. લાલાજીના ચિત્તમાં વિચાર ઉદ્દભવ્યો કે પંચનદના પ્રવાહે આ શરીરને પોષ્યું એ તો ખરું, પણ મારું જીવનનાવ મારે આ કાંઠા પર નાંગરી ન દેવું જોઇએ. વિશાળ દેશ મારી દૃષ્ટિ સમક્ષ પડયો છે, ને મારી સેવાઓનો અધિકારી છે. મારે મારી માતૃભૂમિને માટે કંઇક કરી છૂટવું જોઇએ, અને આવી ધગશ રાખનાર વ્યક્તિને રાજકારણમાં ઝંપલાવ્યા વિના ચેન પડતું જ નથી.

તેવીસ વર્ષની વયે જ્યારે ધારાસભાઓની સુધારણા વિશે ઠરાવ પસાર કરવા લાલાજી ઊભા થયા, ને ઉર્દૂ ભાષામાં બોલવા માંડયું, ત્યારે મોવડીઓની આંખો એમની સામે મંડાઇ રહી. ૧૮૯૨માં તેઓ લાહોરમાં આવીને રહેવા લાગ્યા; અદાલતમાં વકીલાત કરવા માંડી, પુષ્કળ ધન કમાયા, ને જાહેરસેવાઓનું કાર્ય પણ સ્વીકાર્યું.

૧૮૯૭માં હિન્દમાં દુષ્કાળ પડયો. પાદરીઓને મોકો જડયો; ને એમણે હિન્દી બાળકોને ખ્રિસ્તી ધર્મમાં પલટાવવા માંડયાં, લાલાજીએ જેહાદ જગાવી ને કહ્યું કે આ બાળકોનો કબજો તેમનાં માતાપિતાને સોંપી દો, અથવા તો એમને સોંપો. કમિશને એમની માગણી સ્વીકારી.

૧૯૦૫ના વર્ષે લોર્ડ કર્ઝનની નીતિનું રૂપ જોયું, બંગાળના ભાગલા જોયા, જબરજસ્ત આંદોલનો જોયાં, સ્વદેશીનો જુવાળ જોયો, ને વંદેમાતરમ્‌ની ઘોષણા સાંભળી. કાશીની

સભામાં લાલાજીનો સિંહનાદ સાંભળ્યો, બંગાળામાંથી બિપિનચંદ્ર પાલની ગર્જના સાંભળી, ને મહારાષ્ટ્રમાંથી બાલ ગંગાધર તિલકની વીરવાણી સાંભળી. લાલ, બાલ ને પાલની ઐતિહાસિક ત્રિપુટીએ સમસ્ત રાષ્ટ્રના પ્રાણમાં ચેતનનો સંચાર કર્યો. લાલાજી અને ગોપાલકૃષ્ણ ગોખલે તો આ અન્યાયની દાદ માગવા વિલાયત ગયા, ને ત્યાં જઇ સંખ્યાબંધ જાહેરસભાઓમાં પ્રવચનો કરી, ઈંગ્લાંડ વિરોધી આંદોલનો પેદા કર્યાં. ત્યાંથી અમેરિકા ગયા, ને પછી હિન્દ પાછા ફર્યાં, બે વર્ષ પછી સરકારે પંજાબની જમીન મહેસૂલ વધારી, એ સામે લાલાજીએ 'પંજાબી' પત્રમાં વિરોધનો પ્રચંડ સૂર ઉઠાવ્યો, ને પરિણામે એમના પર રાજદ્રોહનો આરોપ આવ્યો. ૧૮૧૮ના કાયદાની ત્રીજી કલમ અનુસાર એમને કાળાપાણીની સજા થઇ. માંડલેની જેલના સળિયા પાછળ એમને પૂરી દેવામાં આવ્યા. પરંતુ પ્રજા આ સજા મૂગે મોંએ સહન ન કરી શકી. લાલાજીની લોકપ્રિયતાએ દેશભરમાં રોષ ભભુકાવી દીધો, અને પ્રજાપોકાર સાંભળીને સરકારે એમને થોડા સમયમાં છોડી મૂક્યા.

૧૯૧૪માં તેઓ અમેરિકા ગયા, ને ત્યાં તો વિશ્વયુદ્ધ શરૂ થઇ ગયું. લાલાજીને થયું હિન્દ પાછો ફરૂં, પરંતુ એમની ધારણા પરદેશી સરકારના સત્તાધીશોએ બર ન આવવા દીધી. હુકમ નજર્યો કે હિન્દની ભૂમી પર પગ મૂકવાની તેમને મનાઇ છે. થયું, દેશ છોડીને ગયેલા લાલાજીને

આ વર્ષો દરમિયાન પરદેશમાં બેવતન થઇ ભટકવું પડ્યું, કષ્ટ સહન કરવાં પડ્યાં, છતાં એમણે આ વર્ષો નિરુદ્યમી તરીકે નથી વિતાવ્યાં. 'યંગ ઇંડિયા' નામનું એક પુસ્તક લખી એમણે હિન્દનું પ્રચારકાર્ય કર્યું. આ પુસ્તકને અમેરિકાએ વધાવી લીધું, પરંતુ આવું પુસ્તક જગતના બજારમાં ફરતું થઇ જાય એથી બ્રિટિશ સરકારની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે એમ હતું. તુરત એના પર પ્રતિબંધ મૂકાયો, છતાં કોણ જાણે કઇ નિકૃતગી પણ તેની એક નકલ વિલાયત પહોંચી જ ગઇ. કર્નલ વેજવૂડે તેની પ્રસ્તાવના લખી, અને ત્યાંની હોમરુલ લીગે એને પ્રસિદ્ધ કર્યું ને બીજે દિવસે પાર્લામેંટના સભ્યોના હાથમાં એ પુસ્તક જોઇને ચોકિયાત જેવી જાગતી સરકાર દિગ થઇ ગઇ !

કલકત્તામાં ખાસ અધિવેશન ભરવાનું નક્કી થયું, તારીખ ચોથીથી નવમી સપ્ટેમ્બર સુધી આ અધિવેશન ચાલ્યું. લાલાજી, જેઓ તાજા જ અમેરિકાથી પાછા ફર્યા હતા, તેમને અધ્યક્ષ બનાવ્યા, અને મહાસભાના ઇતિહાસમાં અપૂર્વ ને અજોડ એવો નવો કાળખંડ શરૂ થયો. અધ્યક્ષપદેથી લાલાજીએ કહ્યું :

'ગાંધીજીના અસહકારના કાર્યક્રમમાં સુધારેલી ધારાસભાઓનો બહિષ્કાર કરવામાં આવ્યો છે. અમૃતસરની મહાસભા બેઠકમાં સુધારેલી ધારાસભાઓ અંગે જે ઠરાવ પસાર થયો છે, તેથી આ સૂચના વિરોધી હોવાથી, અખિલ હિન્દ મહાસભા સમિતિએ એ સૂચનાનો સ્વીકાર કરવાનો ઇન્કાર કર્યો છે.. એટલા માટે જ મહાસભાનું આ અધિવેશન ભરવામાં આવ્યું છે...અસહકારના પ્રશ્ને પ્રજામાં ખળભળાટ પેદા કરી દીધો છે, ને દેશમાં બે ભાગ પડી ગયા છે. આવા સંજોગોમાં પ્રમુખ તરીકે અસહકાર વિશે કશો પણ મત ન આપવાનો મેં નિર્ધાર કર્યો છે.'

છતાં પણ આ બેઠકમાં સરકારી પદવીઓ, કૉલેજો, શાળાઓ, અદાલતો, ધારાસભાઓ, સરકારી નોકરીઓ અને પરદેશી માલનો બહિષ્કાર પોકારવાની સાથે સરકાર સાથે અસહકાર કરવાનો ઠરાવ મંજૂર થયો. આશ્ચર્ય છે કે લાલાજીને સરકાર તરફથી આટઆટલી શંકાઓ, હેરાનગતી, ને યુદ્ધ દરમિયાન હાડમારીઓ વેઠવી પડી હોવા છતાં, સરકાર સાથે

સહકાર કરવાની વૃત્તિ એમનામાં કદી જન્મી નહોતી ! એઓ તથા દેશબંધુ ચિત્તરંજનદાસ આ ઠરાવની વિરુદ્ધમાં હતા. જાણીતાઓમાંથી માત્ર પંડિત મોતીલાલ નહેરુએ જ ગાંધીજીને ટેકો આપ્યો. વિષયવિચારિણી સમિતિમાં ગાંધીજીનો ઠરાવ માત્ર સાત મતની નજીવી બહુમતિથી પસાર થયો, પણ મહાસભાની ખુલ્લી બેઠકમાં ૧૮૮૬ વિરુધ્ધ ૮૮૪ મતથી તે પસાર થયો, ને પછી તો દેશભરમાં એક નવું જ વાતાવરણ પેદા થઈ ગયું. પરંતુ વધુ આશ્ચર્યની ઘટના તો એ છે કે ઇ. સ. ૧૯૨૦ના ડિસેમ્બરમાં મળેલી નાગપુર બેઠક વેળા અસહકારનો ઠરાવ ફરી મંજૂર થયો, એટલું જ નહીં, પરંતુ કલકત્તા અધિવેશન વેળા તેનો ઉગ્ર વિરોધ કરનાર દેશબંધુએ જ તે રજૂ કર્યો ને લાલાજીએ જ તેને ટેકો આપ્યો ! આમ હવે તો ગાંધીજીનું અસહકારનું આંદોલન સમગ્ર દેશવ્યાપી બની ગયું.

૧૯૨૨માં તુર્કસ્તાનમાં પ્રજાસત્તાક સ્થપાયાથી ખિલાફતનો એકાએક અંત આવ્યો. ૧૯૨૨ ને ૧૯૨૩નાં વર્ષો દરમિયાન પંજાબ ને બંગાળમાં ભારે રમખાણો થયાં. ૧૯૨૨ના ડિસેમ્બરમાં પંજાબમાં જાહેર સભાઓ ભરવા સામે પ્રતિબંધ જાહેર થયો. લાલાજીએ એ જ અરસામાં મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠક બોલાવી. બંધબારણે ચાલતી બેઠક વેળા જ શસ્ત્રસજ્જ સિપાઇઓની પલટણ આવી. મકાનને ઘેરો ઘાલ્યો ને લાલાજીને ગિરફતાર કર્યા. પરિણામે દોઢ વર્ષની સજા થઈ.

દરમિયાન મહાસભામાં બે પક્ષ ઊભા થઈ ગયા હતા. ધારાસભાની અંદર જઇ તેના કામકાજમા વિક્ષેપ નાખવાના મતના ફેરવાદીઓ અને ધારાસભાનો સંપૂર્ણ બહિષ્કાર ચાલુ રાખવાના પક્ષકાર નાફેરવાદીઓ. ૧૯૨૨ની ગયા બેઠકમા નાફેરવાદીઓની બહુમતિ થઇ એટલે દેશબંધુ દાસે મહાસભાના પ્રમુખસ્થાનેથી રાજીનામું આપી દીધુ, ને ૧૯૨૩ની શરૂઆતમાં પંડિત મોતીલાલ સાથે મળી સ્વરાજ્ય-પક્ષની સ્થાપના કરી. જેલમાંથી છૂટી આવી લાલાજી આમા જોડાયા, ને વડી ધારાસભામા ચૂંટાયા. પરંતુ મોતીલાલજી સાથે આમા યે સૈધ્ધાંતિક મતભેદ થવાથી, તેમણે પંડિત માલવિયાજી પેઠે હિન્દુ મહાસભા માટે કામ કરવા માંડ્યુ. પણ ૧૯૨૮મા પ્રસિદ્ધ નહેરુ રિપોર્ટ ઘડાયો, ત્યારથી તેમણે પાછુ મોતીલાલજી જોડે કામ શરૂ કર્યું, અને દ્વિગુણિત ઉત્સાહથી દેશને દોરવા માડયો.

લાલાજીએ, મિસ મેયોના 'મધર ઇંડિયા' પુસ્તકને સણસણતો જવાબ આપતુ અને હિન્દની સાચી પરિસ્થિતિ વ્યક્ત કરતુ પુસ્તક 'અનહેપી ઇંડિયા' લખી, હિન્દની એ રીતે પણ સેવા કરી છે, ને એથી યે વિશેષ સમગ્ર દેશની જનતાના કલ્યાણઅર્થે એમણે પોતાની અંગત કમાણીમાથી, એમની માતાને નામે, સ્ત્રીઓ તથા બાળકો માટે ક્ષય-નિવારણ હૉસ્પિટલ બધાવી. અને તેને માટે એક ટ્રસ્ટ નીમ્યુ

ને ૧૯૨૮માં હિન્દને આંગણે કમનસીબ સાઇમન કમિશન ઊતર્યું, ને તે વેળા લાલાજીએ લાહોરમાં જે આંદોલન જગાવ્યું ને એનું જે પરિણામ આવ્યું તે તો શરૂઆતમાં જોયું. લાઠીમારને પરિણામે તે પછી લાલાજી પંદર દિવસ જ જીવી શક્યા.

૧૯૨૮ના નવેમ્બરની ૧૭મી તારીખે તેમણે દેહ છોડયો. પંજાબનો સિંહ પડયો, પડતાં પડતાં એણે જે ગર્જના કરી તેમાં યાતનાનો રણકાર નહોતો, કાયરતાનો ભાવ નહોતો પરંતુ ગિરિકંદરાઓમાં હમેશ સ્વતંત્ર મહાલતા વનકેસરીનું કેસરીત્વ હતું, મર્દાનગી હતી, અન્યાય સામે જેહાદ હતી.

લાહોરની પ્રજાએ પોતાના આ પ્રાણપ્રિય નેતાની સ્મૃતિ સદાકાળ ટકાવી રાખવા માટે ' લજપતરાય ભવન ' લાહોરમાં બાંધ્યું છે.

'લાલાજી વ્યક્તિ નહોતા, સંસ્થા હતા', મહાત્માજીએ આ શબ્દોમાં એમને અંજલિ આપી હતી.

🙏

'દેશ બંધુત્વ'

## શ્રી ચિત્તરંજન દાસ

(૧૮૭૦-૧૯૨૫)

પંડિત મોતીલાલ નહેરુ, પર લખેલા છેલ્લા પત્રમાં દાસ બાબુ લખે છે: 'આપણા ઇતિહાસનો સૌથી વધુ કટોકટી ભર્યો સમય હવે આવે છે. આ વર્ષના અંતભાગમાં, ને આવતા વર્ષની શરૂઆતમાં કશુંક નગદ નક્કર કાર્ય કરવું પડશે....ને અહીં આપણે બેય માંદગીની પથારીમાં છીએ. પ્રભુ જાણે શું થશે.'

પરંતુ દાસ બાબુ વર્ષનો અંતભાગ જોવા જીવતા ન રહ્યા. પ્રભુને એવું જ ગમ્યું કે એણે આપણી વચ્ચેથી એમને ઉપાડી લીધા, જૂનની ૧૬ મીએ, ૧૯૨૫ના વર્ષમાં, દાર્જિલિંગમાં આવેલા એમના 'સ્ટેપ-એસાઇડ' મકાનમાં તે દિવસે જેવી શોકની ઘેરી છાયા દેખાઈ ગઈ, તેથી વિશેષ

દેશ સમસ્ત પર ફરી વળી. એમનું જીવન હિન્દના ઇતિહાસનું એક સ્વયંસંપૂર્ણ પ્રકરણ જ છે. ગાંધીજી દાસ બાબુ પ્રત્યે હમેશ ઉદારચિત્ત, ક્ષમાપૂર્ણ, પ્રશંસાયુક્ત ને સ્નેહાળ રહ્યા છે. એમણે એમને આખરી અંજલિ આપતાં કહ્યું : 'એમના સંભારણા માટે શું કરીશું? આંસુ વહાવવાં તો સહેલાં છે, પણ એ આંસુ આપણને કે એમના સગાંસંબંધીઓને કશા ખપમાં નહીં આવે. આપણે હિન્દુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તીઓ—સૌ હિન્દીઓ. દેશબંધુ જાતે જે કાર્યક્ષેત્રમાં જીવ્યા, ઝઝૂમ્યા ને સમર્પણ કર્યું તે કાર્યક્ષેત્રમાં કાંઇ કરીશું તો જ એમનું સંભારણું યોગ્ય રીતે જાળવ્યું કહેવાશે.' અને સરકારે પણ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, 'મી. દાસમાં વિરોધીઓનાં નબળાં પાસાં પકડી પાડવાની અચૂક આંતરપ્રેરણા હતી. પોતાની યોજનાને પાર ઉતારવાનું એવું જ દૃઢ નિશ્ચયબળ હતું, ને તેથી એમના સૌથી વધુ શક્તિશાળી સહયોગીઓ કરતાં પણ એમનું સ્થાન ઊંચું રહેતું.'

દાસ બાબુના વિરોધીઓ એમની સાથે લડતા ઝઘડતા છતાં એમને માન આપતા, અને એમના મૃત્યુ નિમિત્તે જે ભાવભરી અસંખ્ય અંજલિઓ અપાઇ છે, તેમાં ઘણી તો સરકારી ઉચ્ચાધિકારીઓની ને યુરોપિયન સદ્‌ગૃહસ્થોની છે. ભારતમંત્રી અને વાઇસરોયે શોકના સંદેશાઓ મોકલ્યા અને ઓગસ્ટમાં તુરત મળેલી ધારાસભાના સભ્યોએ એમના અવસાનથી રાષ્ટ્રને પડેલી ખોટની સખેદ નોંધ લીધી.

ગાંધીજીએ રૂપિયા દસ લાખ એકઠા કર્યા; દાસબાબુનું મકાન રાષ્ટ્રને માટે રક્ષિત રાખ્યું, ને બેલગામ મહાસભા વેળા, પોતાની ટ્રસ્ટ યોજનામાં એમણે વ્યક્ત કરેલી ઈચ્છાનુસાર ત્યાં સ્ત્રીઓ તથા બાળકોની હૉસ્પિટલ સ્થાપી. દાસ જતાં, કાઉન્સિલમાં સ્વરાજ્યપક્ષના અગ્રણી તરીકેનો, કલકત્તા કૉર્પોરેશનના નગરપતિ તરીકેનો, ને બંગાળ પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ તરીકેનો તેમનો ત્રેવડો મુકુટ, શ્રી. જે. એમ. સેનગુપ્તાને શિરે આવ્યો.

૧૮૭૦ના નવેમ્બરની ૫મીએ એમનો જન્મ, [illegible] ઘેલછાભરી ઉદારતાથી જાણીતા થયેલા દાસ કુટુંબમાં થયો હતો. એમના પિતા કલકત્તાની વડી અદાલતમાં એટર્ની હતા. ચિત્તરંજને કેળવણીની શરૂઆત ભવાનીપુરની મિશન-શાળામાં કરી. સોળમે વર્ષે મૅટ્રિક થઇ, વીસમે ગ્રેજ્યુએટ થયા, ને હિન્દી સનંદી નોકરીની પરીક્ષા માટે વિલાયત ગયા. ત્યાં ૧૮૯૨માં પાર્લામેંટની ચૂંટણી થઇ. દાદાભાઇ નવરોજીને એમાં ઉમેદવારી કરતાં જે સફળતા પ્રાપ્ત થઇ, તેમાં દાસબાબુનું પ્રચારકાર્ય ઓછું નહોતું. તે વેળાના એક પાર્લામેંટ સભ્ય મિ. મેકલિને એક આપખુદ મિજાજી અંગ્રેજ શાસકને છાજે તેવી રીતે ભાષણમાં જણાવ્યું કે હિન્દ તલવારને બળે એમણે જીત્યું છે, ને તલવારને બળે એને તાબામાં રાખવામાં આવશે. આ બાબત ગામે દેશપ્રેમી દાસને દાઝ ચડી. એમણે આંદોલન જગાવ્યું, ભાષણો કર્યાં, લેખો

લખ્યા, ને એ ભાષણને વખોડી કાઢ્યું, ને એનું અકલ્પ્ય એવું પરિણામ એ આવ્યું કે એમને આઇ. સી. એસ.ની પરીક્ષા માટે નાલાયક ઠેરવવામાં આવ્યા.

આથી હિંમત ન હારતાં એમણે બૅરિસ્ટરની પરીક્ષા આપી, ને ૧૮૯૩માં સ્વદેશ પાછા ફર્યા. કલકત્તાની વડી અદાલતમાં વકીલાત શરૂ કરી. ૧૮૯૭માં શ્રીમતી વાસંતીદેવી સાથે લગ્ન કર્યું. ધંધામાં ધારી એવી સફળતા ન મળતાં દાસબાબુ ઉદાસીન થઈ ગયા, પરંતુ પત્નીના મીઠા સહયોગે એ ઉદાસીનતાને ટાળતી એવી રસિકતા અને ઉત્સાહ પ્રેર્યાં. પિતા જેટલું કમાતા તેથી વિશેષ 'અતિથિ દેવો ભવ'ની આર્યભાવનાને અમર્યાદ વળગી રહેતાં, ખરચતાં. પરિણામે એમને હજારો રૂપિયાનું કરજ થયું. ને ૧૯૦૬માં એમણે નાદારી નોંધાવી. પોતાની નિષ્ફળતાનું શલ્ય તો હૃદયને ડંખતું હતું, તેમાં પિતાની આ આર્થિક પડતીએ બીજો ઘા કર્યો. એમની જીવન પ્રત્યેની શ્રદ્ધા ઓસરતી ચાલી, છતાં કરુણમાંથી જેમ વીર જન્મે તેમ આ આપત્તિઓની વચ્ચે એમણે હિંમતથી મન સાથે ગાંઠ વાળી કે આ નાદારીમાંથી એક દિવસ જરૂર છૂટવું, ને આ નિશ્ચયના પ્રેર્યા એમણે ધનોપાર્જનની પ્રવૃત્તિ વેગથી આરંભી.

અને આજ સુધી જેને તક મળતાં યે આપત્તિઓ નડતી, તેમને અનાયાસે આપત્તિઓ વચ્ચે તક સાંપડી ગઈ. બંગભંગની ચળવળ વેળા શ્રી૦ અરવિંદ ઘોષ વડોદરા

રાજ્યના કેળવણીખાતામાં ઉચ્ચાધિકારે હતા. એમણે તુરત નોકરીને તિલાંજલિ આપી, ને રાષ્ટ્રીય શિક્ષણ અને રાજકીય ચળવળમાં ઝંપલાવ્યું. 'વંદેમાતરમ્' પત્ર શરૂ કર્યું. સરકારે એમને કેદ પકડ્યા, ને તેમના પર ત્રણ મુકદ્દમાઓ ચલાવ્યા. રાજદ્રોહનો આરોપ મૂક્યો. દાસબાબુએ બચાવપક્ષે વકીલાત કરી. સતત એક વર્ષ સુધી તેઓ આ કાર્યમાં ગુંથાઇ રહ્યા; એક પાઇની પણ અપેક્ષા કરી નહીં: અંતે વિજયી થયા. ને જનતાના હૃદયમાં સ્થાન પામ્યા. કીર્તિ વધી, ને કીર્તિએ શ્રીને પોતાની પાછળ તાણી. વકીલાત વધવા લાગી. સોનાચાંદીના સિક્કાઓનો રણકાર પણ વધવા લાગ્યો, ને આ બધાં વચ્ચે સૌથી પ્રથમ કાર્ય કર્યું, પિતાના લેણદારોને વ્યાજ સાથે પૂરેપૂરો હિસાબ ચૂકવી આપવાનું. ૧૯૧૩ માં નાદારીની યાદીમાંથી પણ પિતાનું નામ ખેંચાવી લીધું. વડી અદાલતના ન્યાયાધીશો એમની ઉત્તરોત્તર ચડતી ખ્યાતિ પ્રસન્નમુદ્રાએ જોઇ જ રહ્યા. બંગાળમાં શ્રી૦ ચિત્તરંજન દાસનું નામ લોકજીભે ચડી ગયું.

જાણીતા બુદ્ધિશાળી ધનાઢ્ય વકીલ તરીકે એમણે રાજકારણ પરત્વે આ પછી આંખ માંડી. ૧૯૧૭માં બંગાલ પ્રાંતિક પરિષદના તે અધ્યક્ષ થયા; ને હિન્દનાં ગામડાંઓમાં વસતી કંગાળ પ્રજા માટે ચળવળ શરૂ કરવાની જનતાને હાકલ કરી. ડૉ. એની બિસેન્ટ સાથે પણ સંપર્ક વધતો ગયો. ૧૯૧૮ના અંતમાં પ્રસિદ્ધ થયેલી મોન્ટફર્ડ સુધારાની

જાહેરાતથી પ્રજાના કોઈ વર્ગને સંતોષ થયો નહોતો. મહાસભામાં પણ આ અંગે પક્ષો પડી ગયા હતા. દાસબાબુએ એ જાહેરાતનો સખત વિરોધ કર્યો હતો. ૧૯૧૯માં સરકારે પ્રજામતને અવગણી માર્ચની ૧૮મીએ રોલેટ બિલ પસાર કર્યું ત્યારે ગાંધીજીએ તેની સામેના વિરોધમાં પહેલી વાર દેશવ્યાપી હિલચાલની આગેવાની લીધી દાસબાબુ ગાંધીજીને પડખે રહ્યા, ને તે પણ આગલી હરોળમાં.

જલિયાનવાલા બાગ, પંજાબના અત્યાચારો અને ખિલાફતના પ્રશ્ન અંગે સરકારે જે અન્યાયપૂર્ણ વર્તાવ કર્યો હતો, તેની વિરુધ્ધ ગાંધીજીની દોરવણી નીચે અહિંસક અસહકારની લડત શરૂ કરવાનું નક્કી થયું. ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં આ માટે કલકત્તામા મહાસભાની ખાસ બેઠક બોલાવવામા આવી, આ બેઠક પહેલાં ગાંધીજીએ આખા દેશનો પ્રવાસ કર્યો. ૪થી સપ્ટેમ્બરે અધિવેશન શરૂ થયું. અહીં દેશબંધુ દાસે અસહકારના ઠરાવનો સખત વિરોધ કર્યો, પરંતુ વિધિની વિચિત્રતા એવી કે ૧૯૨૦ના ડિસેમ્બરમા મળેલી નાગપુર મહાસભા બેઠકમા અસહકારનો ઠરાવ ફરીથી મંજૂર થયો, ને તેની રજૂઆત કરનાર ખુદ દેશબંધુ પોતેજ હતા ! એ ઠરાવ અનુસાર એમણે વકીલાત છોડી અને દેશને પોતાની સેવા અર્પણ કરવાનું મહાવ્રત સ્વીકાર્યું. ગામડે ગામડે ગામાગામમાં તેઓ ફર્યા, પ્રજામા જાગૃતિ આણી, મહાસભાનો સંદેશ ફેલાવ્યો, ને જનતાના વિશ્વાસપાત્ર ઠર્યા. સાચા અર્થમા દેશબંધુ બન્યા

૧૯૨૧માં ઈંગ્લાંડના પાટવીકુંવરે હિન્દમાં પ્રવેશ કર્યો તે વેળા જે ઉગ્ર બહિષ્કાર અને અસહકારનું આંદોલન ફરી વળ્યું હતું, તેને દબાવી દેવા માટે મોતીલાલજી, જવાહરલાલ, લાલાજીની સાથે દાસબાબુ તથા તેમનું આખું કુટુંબ ગિરફતાર થયું. એ વર્ષમાં ડિસેમ્બરમાં મળનારી છત્રીસમી અમદાવાદ બેઠકના એમને અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા હતા, પરંતુ ૧૦મી તારીખે જ સરકારે તેમને ફરી કેદ પકડી, છ માસ જેટલી સજા ફરમાવી. એમણે પોતાનું ભાષણ મોકલી આપ્યું ને શ્રી. સરોજિની નાયડુએ એ વાંચી સંભળાવ્યું. એ બેઠકના કાર્યકારી પ્રમુખ તરીકે હકીમ અજમલખાનની વરણી થઇ હતી. દેશબંધુએ ભાષણમાં લખેલું:

'હું સ્વમાન ગુમાવીને સુલેહ ખરીદી શકું એમ નથી....નવી ઇમારત બાંધવા માટે જ આપણે વિનાશ કરીએ છીએ. સ્વીકાર માટે જ આપણે ઇનકાર કરીએ છીએ.... ગુલામી જો પાપ હોય તો જે સાધનો વડે એ દૃઢ થતી જતી હોય તે બધાંની સાથે અસહકાર કરવો એ આપણો ધર્મ બની જાય છે.'

૧૯૨૨ના જુનમાં એ છૂટયા, ને એ વર્ષની મહાસભાના પ્રમુખ ચૂંટાયા. નાનાકમાં ગયા મુકામે એ અધિવેશન ભરાયું. ધારાસભાઓની આગામી ચૂંટણીઓમાં ભાગ લેવો કે નહિ તે વિષે ઉગ્ર વિચારણા ચર્ચી ગાલી. દેશબંધુ મોતીલાલજી, વિ'લભાઇ વગેરે ધારાસભા પ્રવેશના પક્ષમાં

માટે તેઓ અવિરત શ્રમ લઇ કાર્યરત રહે તે પૂર્વે જ એમની તબિયત લથડવા માંડી. રાજકારણની વેગભરી પ્રવૃત્તિને અળગી કરી, પ્રકૃતિસુધારણા માટે તેઓ દાર્જિલિંગ ગયા, પરંતુ દાર્જિલિંગે માફી ન આપી, ને દેશબંધુએ ત્યાં જ દેહ છોડયો. સ્વરાજ્યપક્ષનો કીર્તિસ્તંભ તે દિવસે પડયો, ને બંગાળનું રાજકારણ સૂનું થઇ ગયું.

આ તીવ્ર બુદ્ધિશક્તિ અને પ્રભાવયુક્ત પુરુષમાં જેટલો રાજકારણનો પ્રેમ હતો તેટલો જ સાહિત્યનો પ્રેમ હતો, દેશનાં કાર્યોમાંથી જે સમય ચોરતા તેનો સદુપયોગ ભાવનાશીલ હૃદયને ઠલવવામાં કરતાં, ને તેના શુભ ફળ તરીકે 'માલંચ' 'માલા' અને 'સાગર સંગીત'ના કાવ્ય-સંગ્રહો રચાયાં.

'દેશબંધુ'નું મહામૂલું બિરુદ તેઓ પામ્યા તે તેમની સેવાઓ, તેમના ત્યાગ, તેમની કર્તવ્યપરાયણતા ને સચ્ચાઇ ને તેમની કુશળ રાજનીતિના પ્રભાવથી.

ꣳ

'સ્વતંત્રતાની સાધના'

## મૌલાના અબુલ કલામ આઝાદ

(ડિસેમ્બર ૧૮૮૮-    )

ધર્મશ્રદ્ધા જેવો દૃઢ આ વિચાર મૌલાના આઝાદમાં વિકાસ પામ્યો છે કે ખુદાનો સાચો બંદો એવો મુસલમાન કદી ગુલામ રહી શકે જ નહીં, ને જો એ મુસલમાન ગુલામ હોય, ગુલામી એને કોઠે પડી ગઈ હોય તો એ ધર્મભાવના પ્રત્યે વફાદાર રહી શકે પણ નહીં. એટલે સાચો મુસલમાન સૌથી પ્રથમ સ્વાધીનતાનો શ્વાસ ઘૂંટતો હોવો જોઈએ, સ્વતંત્રતા જેમ તિલકે જન્મસિદ્ધ હક્ક તરીકે પુરસ્કારી, તેમ મૌલાના પણ એને ઇસ્લામ ધર્મના પાયા તરીકે સ્વીકારે છે.



મૌલાનાએ પૂર્વજો પાસેથી ધર્મનિષ્ઠા ને સત્યાગ્રહનો વારસો મેળવ્યો છે. એમના પૂર્વજો ભારે પ્રતાપી હતા. મૌલાના જેમની આઠમીનવમી પેઢીએ છે તેવા શેખ જમાલુદ્દીન દહેલવી અકબરના જમાનામાં એક સંતપુરુષ તરીકે, સાધુજીવન ગાળનાર તરીકે, લેખક તરીકે, આલિમ તરીકે, ને અનેક મુરીદો ધરાવનાર તરીકે સુપ્રસિદ્ધ હતા. એવા જ બીજા પૂર્વજ શેખ મહમદ જહાંગીરના કાળમાં થઇ ગયા છે. શેખ સરસુદ્દીન નામના બીજા પૂર્વજ રાજદરબારમાં વડાન્યાયાધીશ તરીકે હતા, ને મૌલનાના દાદા મોગલ બાદશાહે નીમેલા છેલ્લા રુકુન-ઉલ-મદરસ્સીન હતા. મૌલાનામાં જે પ્રખર બુધ્ધિ અને વિદ્યાપરાયણતા છે તે પૂર્વજો પાસેથી ઊતરી આવેલી છે. ખુદ મૌલાનાના પિતા મહમદ ખૈરુદ્દીન પણ મોટા સૂફી અને વિદ્વાન હતા. સ્વભાવે સાદા ને ચિંતનશીલ હતા, ઉપરાંત ઠામોઠામ તેમના હિન્દુ-મુસ્લિમ શિષ્યોનાં મંડળો હતાં. એમણે મક્કાના શેખ મહમદ ઝહીર વેટ્રી નામના પ્રખ્યાત આલિમનાં પુત્રી સાથે લગ્ન કર્યાં હતાં.

મક્કામાં, મૌલાના અબુલ કલામનો જન્મ સપ્ટેમ્બરના ૧૮૮૮માં થયો હતો. એમનું મૂળ નામ અહમદ. બાળપણ અરબસ્તાનમાં જ વીત્યું હતું, પણ પછી તેઓ પિતા સાથે કાયમી વસવાટ માટે કલકત્તે આવ્યા. પિતા પાસેથી જ તેમણે ઉર્દૂ ભાષા શીખી લીધેલી, ને માતા પાસેથી અરબી. દર્સે નિઝામીનો અરબીફારસીનો અભ્યાસક્રમ એમણે ચાર

વરસમાં સંપૂર્ણ કરી લીધો હતો, ને ચૌદ વર્ષની ઉંમરે બીજાઓને શીખવવા પણ માંડ્યું.

૧૯૦૨માં કેરોના અલ–અઝહાર વિશ્વવિદ્યાલયમાં અરબીનો ઉચ્ચ અભ્યાસ કરવા મીસર ગયા. ત્યાં બે વરસ રહી હિંદ પાછા ફર્યા. ૧૯૦૪માં પિતા મૃત્યુ પામ્યા; ને ત્યાર પછી એમણે અંગ્રેજીનો અભ્યાસ શરુ કર્યો.

એક કિશોર તરીકે એમણે 'લિસાનુસ્સિદક' (સત્યવાણી) નામનું પત્ર શરૂ કર્યું, ને તેમાં નિર્ભીકતાથી વિષયોની છણાવટ કરતા, ને આલોચના કરતા. પંદર સોળ વર્ષની ઉંમરે એમણે મહાકવિ હાલી, ગદ્યલેખક નઝીર અહમદ, ને શેખ મહમદ ઇકબાલ જેવા મહાપુરુષો જે સભામાં શ્રોતા તરીકે હાજર હતા તેમાં ધર્મ ને બુદ્ધિના સંબંધ વિષે પ્રથમ જાહેર ભાષણ કરી, સદાની નામના મેળવી લીધી. 'આઝાદ' એ મૌલાનાનું તખલ્લુસ છે, ને એ સંજ્ઞા હેઠળ તેઓ કાવ્યો રચી, છપાવતા. કવિ તરીકે પણ એમનામાં નાનપણથી ઉચ્ચ સંસ્કારોની ઝલક દેખા દે છે. 'આઝાદ' એ કેવું સાર્થ ઉપનામ છે એમનું!

૧૯૦૮માં મૌલાનાની ઉંમર વીસ વર્ષની હતી, ત્યારે દેશનું વાતાવરણ એક બાજુ બંગભંગના આંદોલનને લીધે, ને બીજી બાજુ સર સૈયદ અહમદખાનની મુસ્લિમોને હિન્દુઓથી અલગ પાડી, બ્રિટિશો પ્રત્યે વફાદાર રહેવાની પ્રવૃત્તિને લીધે પ્રક્ષુબ્ધ થઈ ગયું હતું. એમાં ૧૯૧૨ની

૧લી જૂને 'અલહિલાલ' (બીજનો ચાંદ)નો પ્રથમ અંક પ્રગટ કર્યો, ને તે દ્વારા રાજકીય પીછેહઠ ને સંકુચિત કોમીવાદ સામે વિરોધનો સૂર ઉઠાવ્યો, સાથે સાથે સામાજિક બાબતોનો પરામર્શ પણ કરવા માંડયો. આ પત્રે મુસ્લિમ મંડળોમા, હિન્દમાં ને પરદેશમાં ઠેરઠેર પોતાના પ્રભાવથી ફફડાટ શરૂ કરી દીધો. ધીરેધીરે એનો ફેલાવો પચીસ હજાર જેટલો થઇ ગયો. આપણા શાસકોએ એ પત્રના તંત્રીને જર્મનોના પક્ષકાર તરીકે વર્ણવ્યા, ને એમની કરડી નજરે, છાપાની જામીનગીરી જપ્ત કરી. મૌલાનાને પંજાબ, સંયુક્ત પ્રાંત ને મદ્રાસની હદમાં પ્રવેશવાની મના ફરમાવવામાં આવી, ને ૧૯૧૫ના એપ્રિલની ૭મી એ બંગાળ સરકારે એમને પોતાના પ્રાંતમાંથી હદપાર કર્યા. તેઓ રાંચી ગયા, ને ત્યા હિન્દી સરકારે તેમને નજરકેદ કરી, ૧૯૨૦ સુધી પૂરી રાખ્યા. અહી કુરાનનો તરજૂમો કરવાની એમને તક મળી ગઇ.

૧૯૨૦માં તેઓ બહાર આવ્યા, ને જે દેખાવ જોયો તે જોવાની તેમણે આશા નહોતી રાખી. ગાંધીજીએ મદાંધ બ્રિટિશ સત્તાધીશોની સામ્રાજ્યસત્તાને ઉઘાડી છાતીએ પડકાર આપ્યો હતો. દેશે એ પડકારને ઉમંગથી વધાવી લીધો હતો. પંજાબના અત્યાચારે દેશવાસીઓનાં દિલને પ્રકંપિત કરી મૂકયા હતા. ખિલાફતના પ્રશ્ને મુસ્લિમોને ઉશ્કેરી મૂકયા હતા. મૌલાના આગળ આવ્યા. ગાંધીજીના ચમત્કાર

અને અહિંસાના નવા વિચારશસ્ત્રોને અપનાવતાં એમને વાર ન લાગી. ગાંધીજી સાથે તેઓ મેરઠ ગયા. ત્યાંની પરિષદમાં પ્રથમ વાર આ કાર્યક્રમ રજૂ કર્યો. બીજી ખિલાફત પરિષદ ફેબ્રુઆરીની આખરે મૌલાનાને અધ્યક્ષપદે કલકત્તામાં મળી, ને એમણે એ જ કાર્યક્રમ મુસલમાનો સામે સ્વીકારાવા રજૂ કર્યો. એમણે ઠેરઠેર ફરી ભાષણો આપ્યાં, લોકો એમના વકતૃત્વથી મુગ્ધ થયા, ને ધીરે ધીરે કલકત્તાની મહાસભાની ખાસ બેઠકનું ને નાગપુર વાર્ષિક અધિવેશનનું વાતાવરણ તૈયાર થયું.

પાટવી કુંવરના બહિષ્કારના આંદોલન અંગે કલકત્તામાંથી મૌલાનાની ધરપકડ કરવામાં આવી. મુકદ્દમો ત્રણ માસ લગી સરકારે લંબાવ્યા કર્યો, ને છેવટે એમને એક વરસની સાદી સજા થઈ, આ વખતે એમણે સત્યાગ્રહી કેદી તરીકે મોટું નિવેદન બહાર પાડ્યું. એમાં મૌલાના ઇતિહાસવેત્તા તરીકે, દલીલબાજ વકીલ તરીકે, ને બલિદાન દેવાની ઉત્કટ ઇચ્છા ધરાવનાર શહીદ તરીકે દેખા દે છે. એમણે લખ્યું છે : 'ગુલામી માટે ગમે તેવાં રૂપાળાં નામો યોજવામાં આવે, તો પણ ગુલામી તે ગુલામી જ છે. તે ખુદાની ઇચ્છા ને એના સિદ્ધાંતોથી વિરુધ્ધ છે: એટલે એની ધૂંસરીમાંથી મારા દેશને છોડાવવો એને હું મારી પવિત્ર ફરજ માનું છું......ખુદાએ પેદા કરેલા આદમીને અર્ધા કે પૂરા ગુલામ બનાવવાનો અધિકાર ખુદા સિવાય બીજા કોઈને નથી.'

૧૯૨૩માં તેઓ છૂટયા. તેમની કાર્યપરાયણતા, તેમની લડાયક વૃત્તિ, તેમનુ મુત્સદ્દીપણુ, ને તેમની સત્યની સાધના, ને મહાસભામા અવિચલ નિષ્ઠાએ દેશે તેમને ખાસ દિલ્હી અધિવેશનના પ્રમુખ તરીકે ચૂટયા વ્યાસપીઠ પરથી એમણે ફરી હિન્દુ—મુસ્લિમ ઐકયની હાકલ કરીને જણાવ્યુ

'આપણુ ધ્યેય સ્વતત્રતા છે આપણુ સાધન અહિંસા, અસહકાર છે. આપણી પાસે ધ્યેયપ્રાપ્તિ માટેનો કાર્યક્રમ છે આજે હુ એક જ માતાને નામે, સયુક્ત હિન્દી રાષ્ટ્રીયત્વને નામે હિન્દુ-મુસ્લિમ બેઉ કોમોને વિનતી કરુ છુ, કે રાષ્ટ્રની આશાઆકાક્ષાઓને ચગદી ન નાખશો. આપણા નિશ્ચયનો, આપણી ધીરજનો, આપણા રાષ્ટ્રપ્રેમની કસોટીનો આ સમય છે' આને પરિણામે વમનસ્ય ઓછુ થયુ, ભાગલા ટળ્યા, શ્રધ્ધા ને વિશ્વાસ સાથે મહાસભાએ આગેકૂચ કરવા માડી, આ વેળા મૌલાનાએ ધારાસભા-પ્રવેશ અગે જે સમાધાની તોડ કાઢેલો તે તેમની કુનેહ ને વાદવિવાદની શક્તિનો સૂચક છે

૧૯૨૪ના સપ્ટેમ્બરમા, અમેઠી, સભલ, ગુલબર્ગા, ને કોહાટમા ચાલેલા રમખાણોથી ઉદ્વિગ્ન થઇ ગાધીજીએ ઉપવાસ આદર્યા, હિન્દુ-મુસ્લિમોને સમજાવવા, એકતા પરિષદમા ભાગ લેવા ને આખી યે વાતનો સતોષકારક ઉકેલ લાવવામા મૌલાનાએ બહુ અગત્યનો ભાગ ભજવેલા,

ગાંધીજીના ખાટલા પાસે ભેગા થઇ, એમણે, દીનબંધુ એંડ્રુઝે ને હકીમ અજમલખાંએ હિન્દુ-મુસ્લિમ ઐક્ય માટે પોતાના જાન કુરબાન કરવાનું પણ લીધું હતું, ને આટલાં વર્ષો વીતતાં યે મૌલાના પોતાના પણને કેટલી દઢતાથી વળગી રહ્યા છે, એ તો સિમલા-દિલ્લીની સભાઓએ પુરવાર કરી આપ્યું છે.

૧૯૨૪માં અલીભાઇઓ મહાસભાથી દૂર થતા જતા હતા. ડૉ. અનસારી મહાસભાવાદી તો હતા જ પણ સવિનય કાનૂનભંગની લડતનાં પરિણામો વિશે તેઓ આશંકાવાદી હતા, પરંતુ મૌલાનાએ તો તુરત મહાસભાના હાથમાં હાથ મૂકયો. મુસ્લિમ જનતા આ લડતમાં પૂરો સહકાર આપશે એ વિશે એમને અશ્રધ્ધા હતી જ નહીં, ને વાયવ્ય સરહદ પ્રાંતે જે ઇતિહાસ રચ્યો છે તે એની સાક્ષી પૂરે છે.

આ પછી મૌલાના રચનાત્મક કાર્યક્રમોમાં લાગી ગયા હતા, કોમી ઐક્ય વિશે એમણે પૂરતી જહેમત ઊઠાવી, છતાં દર વરસે એ એકતા વધુ ને વધુ દૂર જતી હતી. ૧૯૨૭માં નાગપુર, બરેલી, મુલતાન વગેરેમાં ભયંકર રમખાણો થયાં. એકતા પરિષદો મળી, ઠરાવો પસાર થયા, પણ મોટું પરિણામ શૂન્ય!

૧૯૩૦ની અસહકારની લડત વખતે, અને ૧૯૩૧ વખતે પણ તેઓ લડતને મોખરે જ રહ્યા હતા, ને બે વાર કારાવાસ ભોગવ્યો હતો, ને તે પછી પણ મહાસભાએ જે

જે વખતે જે જે કાર્યક્રમ ને કાર્યપધ્ધતિ સ્વીકાર્યાં હતાં, તેને ખરા દિલથી, સાચા રાષ્ટ્રવાદી તરીકે અપનાવ્યાં હતાં. એક કટ્ટર મુસલમાન તરીકે, આઝાદીની પ્રાપ્તિ માટે લડતી મહાસભા જેવી સંસ્થાના તેઓ માત્ર અંગ નથી, આત્મા પણ છે, એ વાત પણ આજે છ.ની નથી.

૧૯૩૫માં જે નવું રાજબંધારણ અસ્તિત્વમાં આવ્યું તેનાથી મર્યાદિત પ્રમાણમાં પ્રાંતીય સ્વરાજ મળ્યું હતું. એની રૂએ મહાસભાએ હોદ્દાસ્વીકાર કર્યો. એની સાથે કાર્યવાહક સમિતિએ ૧૯૩૭માં એક પાર્લામેંટરી પેટા સમિતિ નીમી. તેમાં મૌલાના આઝાદને પણ નીમવામાં આવ્યા હતા. એ એમની વ્યવસ્થાશક્તિ, શિસ્તપાલનની વૃત્તિ, નિષ્પક્ષતા, ને નૈતિક જાગરુકતાની સૂચક હકીકત છે. એમણે એકનિષ્ઠા ને એકતાનતાથી કાર્ય ઉપાડી લીધું, ને દૂરંદેશ દોરવણી, સમજાવટશક્તિ ને લાગવગથી તે પાર પણ પાડ્યું.

૧૯૩૯ના ઑક્ટોબરમાં બિહારના જમીનદારોનું એક પ્રતિનિધિમંડળ કલકત્તા જઇ રાજેન્દ્રબાબુને મળ્યું. જમીનદાર અને બિહારના ખેડૂતો વચ્ચે સલાહસંપથી સમાધાન થાય એવો માર્ગ તેઓને જોઇતો હતો. રાજેન્દ્રબાબુએ મૌલાનાને સાંકળ્યા. તેઓએ તુરત પટના જઇ, કાર્યનો દોર હાથમાં લીધો. પરિણામે ગણોત ઘટ્યું, ખેડૂતોને હકો મળ્યા, ને તેઓ જમીનના માલિક થયા. એ જમીન પર તેઓ ચાહે તો ઘર બાંધી શકે, ફળઝાડ વાવી શકે, કૂવો યે ખોદી શકે.

ખેતીનો આવકવેરો જમીનદારને માથે નખાયો, ને તેથી ખેડૂતોને ખૂબ રાહત મળી.

૧૯૩૯ના જ એ વર્ષમાં જગતને શિરે મહાયુદ્ધની વીજળી ત્રાટકી પડી. લડાઇમાં હિંદને એની મરજી વિરુદ્ધ ઘસેડી દેવામાં આવ્યું. રાજ્યધારણના કાયદામાં ફેરફારો થયા, ને પરિણામે પ્રાંતિક સ્વરાજની ટગમગતી જ્યોત પણ બુઝાઇ ગઇ. શું કરવું? મહાસમિતિએ હિંદને વિશે સરકારને પ્રશ્ન પૂછયો. જવાબ ઉડાઉ મળ્યો. મંત્રીમંડળોએ રાજીનામાં આપી દીધાં. બિહાર પ્રાંતમાં દામોદર નદીને તટે રામગઢ નામના ગામમાં મહાસભાનું ૫૩મું અધિવેશન મૌલાનાને પ્રમુખપદે મળ્યું. હિંદી રાષ્ટ્રે તેમનું એકમુખે સ્વાગત કર્યું, એમને ૧૮૫૪ મત મળ્યા હતા, ને એમના વિરોધી કોમરેડ એમ. એન. રોયને ૧૮૩. એ હકીકત જ મૌલાનાની લોકપ્રિયતાની પ્રતીતિ કરાવે છે. આ અધિવેશને હિંદી રાષ્ટ્રની ધીરતાયુક્ત પ્રતિકારશક્તિની જગતને ખાતરી કરાવી આપી, અહીં એક જ વિશિષ્ટ ઠરાવ પસાર થયો ને તે યુદ્ધવિરોધનો ચાલુ મહામુખ્ય, લોકપ્રતિનિધિ સભા, મહાસભાનું ધ્યેય, રચનાત્મક કાર્યક્રમ, સત્યાગ્રહ વગેરે નાનામોટા ઠરાવો પરછાયામાં પડી ગયા. યુદ્ધવિરોધ પછી સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્તિની ફરી ઘોષણા કરવામાં આવી. મહાત્માજીનાં નેતૃત્વ પર ત્યાગીઓએ ભરોસો નાખ્યો

એ એક જ ધ્યેય પ્રતિ પહોંચવાનો સરલ ઉપાય છે એમ મૌલાનાને ફરીથી જણાવ્યું.

આ પ્રસંગે મુસ્લિમ્ લીગે જે વલણ અખત્યાર કરેલું; મૌલાના અને મહાસભા પ્રત્યે જે આરોપો કરેલા ને તેનો જે સચોટ રદિયો મૌલાનાએ આપેલો એ જેટલો દલીલયુક્ત છે, તેટલો જ નીડર અને સત્યગામી છે.

આ પછી ૧૯૪૦ના સપટેમ્બરમાં મહાસભાએ વાણી-સ્વાતંત્ર્યને નામે વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો, ને તેમાં મૌલાનાએ વરસ દહાડાની જેલ ભોગવી. પરંતુ ૧૯૪૧ના ડિસેમ્બરમાં જાપાન સામે યુદ્ધ જાહેર થયું, ને વાઇસરોયે પોતાની કાઉન્સિલની નવેસરથી રચના કરી. આ કાઉન્સિલે રાજકેદીઓને છોડી મૂકયા. ૧૯૪૨ના માર્ચમાં સર સ્ટ્રેફર્ડ ક્રિપ્સ, બ્રિટિશ પ્રધાનમંડળ તરફથી યોજના લઇને હિંદ આવ્યા, ને રાષ્ટ્રીય નેતાઓ સાથે વાટાઘાટ શરૂ કરી. આ વાટાઘાટોમાં મૌલાના સાહેબે જે કુનેહથી, ઉત્સાહથી, ને બુદ્ધિતાટસ્થ્યથી ભાગ ભજવ્યો છે તે સૌને વિદિત છે.

આ વાટાઘાટો કમનસીબે નિષ્ફળ નીવડી. હિન્દુ સામે મુસલમાન ને મુસલમાન સામે હિન્દુને આડા કરી, સત્તા ટકાવી રાખવાની પરદેશી રાજ્યની નીતિની પોગળતા એક વાર વધુ ખુલ્લી પડી. પરંતુ ઓગસ્ટ ૧૯૪૨માં મહાસમિતિની ચક્રવર્તી બેઠક મુંબઇમાં મળી, ને તેમાં હિન્દની આઝાદીનો ને બ્રિટિશ શાહીવાદના અન્તનો ધ્વનિ સ્પષ્ટ સંભળાયો. મૌલાનાએ કહ્યું:

'એક તરફ હિન્દને સ્વતંત્ર જાહેર કરો, ને બીજી તરફ અમો તમારી સાથે મૈત્રીનો કરાર કરીએ.' પરંતુ સરકારને આની અસર ન થઇ. નેતાઓ તે જ રાતે કેદ પકડાયા ને ત્યારપછી ઠેઠ ૧૯૪૫માં તેમને મુક્ત કરવામાં આવ્યા.

૧૯૪૧ થી ૧૯૪૫નાં પાંચ વર્ષમાં મહાસભાનું એક પણ અધિવેશન ભરાયું નથી, ને હવે તો રાષ્ટ્રે ૧૯૪૬માં મૌલાનાને જાણે થોડો થાક ખાઈ લેવાનો સમય આપ્યો હોય, તેમ રાષ્ટ્રપતિ તરીકે પંડિત નહેરુની વરણી કરી છે.

મૌલાનાના જીવનની ઘટનાઓનો ક્રમબધ્ધ ઇતિહાસ જોયો, તો એમની મનોભૂમિમાં પણ પ્રવેશ કરવો જોઇએ. સ્વભાવે તેઓ ઓછાબોલા છે, ને સકોચ સેવે છે. લોકો કોઇકવાર એને અભિમાન ને અતડાપણું કહે છે, પરંતુ એમનાં સંપર્કમાં આવનારા જાણે છે કે મૌલાનામાં એવું અભિમાન લેશ માત્ર નથી. વસ્તુતઃ એમને બહુ જનસમાજની વચ્ચે ઘૂમ્યા કરવા કરતાં, પોતાનાં પુસ્તકોમાં ખૂંપી જવું વિશેષ પ્રિય છે. તેઓ પોતે વિદ્વાન લેખક છે. કુરાનેશરીફના ભાષ્યકાર છે, ને ઇસ્લામ પ્રત્યે જોવાની તેમની દૃષ્ટિ નવી, વિશાળ, ને બુદ્ધિજન્ય છે. સ્વતંત્ર ને તટસ્થ વિચાર કરવાની શક્તિ એ એમની અંગત મૂડી છે, ને આ સાથે એવા વિચારકમાં જરૂરી એવી નીડરતા એ એમનો પ્રધાન ગુણ છે, ને સ્પષ્ટવક્તૃત્વ એ ગુણમાં સુગંધ પૂરે છે. એમના મહાગ્રંથનું નામ છે 'તરજુમનુલ કુરાન'. એમાં કુરાનનો

ઉર્દૂ તરજૂમો ને સવિસ્તર ટિપ્પણ છે. એની પ્રસ્તાવના ધર્મ વિશેની એમની વૈજ્ઞાનિક ને ઐતિહાસિક દૃષ્ટિનો ખ્યાલ આપે છે.

એમની આકૃતિ ઊંચી, ટટાર, પ્રભાવી છે; એમની આંખો ચમકદાર છે; એમનું લલાટ બુદ્ધિમત્તાની આરસી છે. એમને જોતાં કદાચ ભય પણ લાગે, ને સાથે આદર પણ ઊપજે. એમનું વર્તન શિષ્ટ, સંસ્કારી ને વિવેકી છે. એમનામાં જબાનનું જોર છે, ને સાથે સાથે અંગત મર્યાદાઓનું જ્ઞાન પણ એમને છે. એમની તીવ્ર બુદ્ધિશક્તિ વડે તેઓ ગમે તે વિષયને જલદીથી ગ્રહણ કરી લે છે, તેનાં પાસાંઓનો વિચાર કરી લે છે, તે પર મત પણ બાંધી લે છે, ને એ મતનો પુરસ્કાર પણ ચચોટ દલીલોથી કરી શકે છે. એમને સત્તાનાં સૂત્રો હાથમાં રાખી, દમામથી કામ લેવાની હોંશ નથી ને ટેવ પણ નથી. તેઓ કટ્ટર ઇસ્લામી તરીકે સત્યના ઉપાસક છે, ને તેથી જ ગાંધીજી પ્રત્યેનો તેમનો અનુરાગ વૃદ્ધિગત થતો રહે છે.

તેઓ પ્રાચ્યવિદ્યાના મહાવિદ્વાન છે, ને સાથે સાથે મોટા ભાષાશાસ્ત્રી પણ છે. તેમનું ઉર્દૂ શુદ્ધ, સંસ્કારી છતાં સાદું છે, સાથે સાથે એટલું જ વેધક પણ. તેઓને વિશે એક ભ્રમ એવો ચાલે છે કે તેમને અંગ્રેજી ભાષાનું મુદ્દલ જ્ઞાન નથી. ખરી વાત તો એ છે કે તેઓ અંગ્રેજી બહુ ઓછું બોલે છે. બાકી એમણે પેલા મોટા મોટા

શેકસપિયર, શેલી ને વર્ડ્ઝવર્થને યે વાંચ્યા છે, ને એમનું પુસ્તકાલય કોઇએ જોયું હોય તો તેમાંથી કેટલાંયે ફ્રેંચ ને અંગ્રેજી પુસ્તકો મળી આવે. ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન તેમના પ્રિય વિષયો છે.

એમનું જીવન સાદું છે. એક ગૃહસ્થમાં હોવી જોઇએ તેવી પ્રેમાળવૃત્તિ તેમનામાં છે. વાતચીતમાં તેઓ ઠીક ખીલી ઊઠે છે. અવારનવાર ચા પીએ, ને ધૂમ્રપાન કરે. સવારે વહેલા ઊઠે. મોડી રાતે જમે નહીં. નાટક સિનેમાથી દૂર જ રહે. એ ભલા ને એમની પ્રવૃત્તિઓ ભલી.

આવા મૌલાના સાહેબ જેટલે અંશે ઇસ્લામને ગૌરવરૂપ છે, તેટલે જ અંશે મહાસભાના પણ ગૌરવ જેવા છે. એમને મહાસભાના 'શો બૉય' કહેનાર મુસ્લિમ લીગના મોવડી જનાબ ઝીણા સાથે તેઓ મૂછમાં જ હસી લેતા હશે ને કહેતા હશે કે ભલા! ભૂતકાળને તો જરા સંભારો!

'સ્વાતંત્ર્ય માટે શહાદત'

# મૌલાના મહમદઅલી

(૧૮૭૮–૧૯૩૧)

'ભારતને સ્વતંત્રતા આપવાની તમારી ઇચ્છા ન હોય તો પછી મારી કબર માટે પણ તમે જ જોગવાઈ કરી



રાખજો' દેશ પ્રેમથી છલકાતા આ શબ્દોમાં મૌલાના મહમદઅલીનું હૃદય સ્ફટિક માફક આરપાર જોઈ શકાય છે બ્રિટિશ સામ્રાજ્યના સત્તાધીશ મોવડીઓને આવી જાનફેસાનીની ચેતવણી બીજા કોઈએ આપી જાણી નથી જે દિવસે એ મૃત્યુ પામ્યા તેને આગલે દિવસે પણ એમણે હિન્દવાસીઓને હાકલ કરી હતી કે

'પરસ્પરના મતભેદો ભૂલી જઈ, દેશની આઝાદી માટે ઝૂંબેશ ઉઠાવવા, એક થાઓ, એક થાઓ.' પણ રે ! એ દિવસ ક્યાંથી ?

ને ખરેખર, ૧૯૩૦માં હિંદમાં ચાલતા દમનરાજ વેળા, મૌલાના લંડનની ગોળમેજી પરિષદના જલસામાં ભાગ લેવા ગયા, ત્યારે એમણે ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા; ને જાણે વિધિના કોઈ ગૂઢ સંકેતથી ભારતની સ્વતંત્રતાની ઝંખનાનો જ શ્વાસ ઘૂંટતા એમણે બ્રિટિશરોને આંગણે ૧૯૩૧ના જાન્યુઆરીની ચોથી તારીખે દેહ છોડ્યો; શહાદત કરી. મૌલાનાનું મૃત્યુ મરી ગયું. એમની અંતિમ ક્રિયાઓ જેરુ-સેલમની પવિત્ર ભૂમિ પર કરવામાં આવી.

મૌલાનાનો જન્મ રામપુર રાજ્યના એક ખાનદાન કુટુંબમાં ૧૮૭૮માં થયો હતો. એમની બાલ્યાવયમાં જ એમના પિતા અબદુલઅલી ખાંસાહેબ મૃત્યુ પામ્યા, ને માતા બી અમ્માએ એમના શિક્ષણનો ને લાલનપાલન ને ઉછેરનો ભાર પોતાને શિરે લીધો. એમના ભાઈ તે મૌલાના શૌકતઅલી.

રામપુરની જ એક શાળામાં એમણે શિક્ષણના પહેલા આંકડાઓ ઘૂંટવા માંડ્યા. ત્યાંથી બરેલીની શાળામાં ગયા. મૅટ્રિક પસાર કરી, અલીગઢ કૉલેજમાં જોડાયા. ૧૮૯૮માં આઈ. સી. એસ. નો અભ્યાસ કરવા વિલાયત ગયા, પણ સફળતા ન મળવાથી હિંદ પાછા ફર્યા. પાછા વિલાયત

ગયા, ને ગ્રેજ્યુએટ થયા. ૧૯૦૨માં રામપુર રાજ્યના જ વિદ્યાધિકારીના માનવંતા પદે આવ્યા; ત્યાં વર્ષેક રહ્યા ને વડોદરા જઇ ત્યાં દશ વર્ષ કામ કર્યું. આ દરમિયાન એમણે જનતાનાં જાહેરકાર્યોમાં ભાગ લેવો શરૂ કર્યો. ઇ. સ. ૧૯૦૬ માં તે વખતના વાઇસરૉય લૉર્ડ મિન્ટોની પ્રેરણાથી મુસ્લિમ લીગની સ્થાપના થઇ, અને તેમાં એમણે અગત્યનો ભાગ ભજવ્યો.

૧૯૧૧ માં તેઓ કલકત્તા ગયા, ને ત્યાંથી 'કૉમરેડ' નામનું પત્ર શરૂ કર્યું. ૧૯૧૩માં કાનપુરની મસીદ વિશે ઝઘડો થયો, ને પરિણામે સરકારે લોકો પર ગોળીબાર કર્યો. મૌલાના ન્યાય મેળવવા માટે વિલાયત ગયા, લડયા, ને જીત્યા. ૧૯૧૨માં તેઓ દિલ્હી ગયેલા, ને ત્યાંથી 'હમદર્દ' નામનું ઉર્દૂ સામયિક પણ શરૂ કરેલું. આ જ વખતે, ૧૯૧૨માં જ, તુર્કસ્તાન ને યુરોપની ખ્રિસ્તી સત્તાઓ વચ્ચે પ્રસિદ્ધ બાલ્કન યુધ્ધ જાગ્યું. મુસલમાન અને ખ્રિસ્તી સત્તાઓ વચ્ચેના આ યુધ્ધમાં હિંદના મુસલમાનોની સહાનુભૂતિ કુદરતી રીતે જ તુર્કસ્તાન પ્રત્યે હતી. બ્રિટિશ સરકાર તુર્કસ્તાનના દુશ્મનોને પડખે ઊભી રહી. આથી હિન્દના મુસલમાનોમાં અંગ્રેજવિરોધી લાગણી ઊભી થઈ. મુસ્લિમ લીગની નીતિમાં ધરમૂળથી ફેરફાર થયો. મૌલાનાએ જાતે તુર્કસ્તાન પ્રત્યે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરતા લેખો લખવા માંડયા, એટલે સરકારે તેમને તથા તેમના ભાઇ શૌકતઅલીને ઑક્ટોબર માસમાં અટકાયતમાં લીધા. પ્રજાએ એ સામે ઉગ્ર

વિરોધ જાહેર કર્યો. સરકારે શરતી માફી આપી, પણ તે ન સ્વીકારાઇ, ને છેવટ ત્રણ વર્ષ બાદ 'મોન્ટફર્ડ' સુધારા દરમિયાન એમની મુક્તિ થઇ. પ્રજાએ એમનો ભાવભીનો સત્કાર કર્યો.

મહાયુધ્ધ પૂરું થયું, વર્સાઇની સંધિ પ્રમાણે તુર્કસ્તાન પાસેથી ઘણા પ્રદેશો પડાવીને મિત્રરાજ્યોને અંદરઅંદર વહેંચી દેવામાં આવ્યા. એક હાઇ કમિશનરની નિમણુક કરીને તેની સત્તા હેઠળ તુર્કસ્તાનને મૂકી દેવામાં આવ્યું, ને પરિણામે તુર્કસ્તાનના સુલતાન 'ખલીફ'ની સત્તા નષ્ટ થઇ. આમ ખિલાફતના ગૌરવને નિર્મૂળ કરનાર સરકારના આ પગલાંથી મુસલમાનો ખળભળી ઊઠયા. યુધ્ધ દરમિયાન લૉઇડ જ્યોર્જે આપેલા વચનનો આવો ભંગ થયેલો તેઓ ન સહી શકયા. ઇ. સ. ૧૯૨૦ના જાન્યુઆરીમાં મૌલાનાની આગેવાની હેઠળ એક પ્રતિનિધિમંડળ ખિલાફત પ્રશ્નની ચર્ચા માટે ઇંગ્લેંડ ગયું, પણ વડાપ્રધાન લૉઇડ જ્યોર્જે તેમને નિરાશ કર્યા. તેઓ હિંદ પાછા ફર્યા, ને છેવટે ગાંધીજીની આગેવાની હેઠળ અહિંસક અસહકારની લડતમાં એમણે સાથ આપ્યો, ને કલકત્તાની મહાસભા બેઠક મળે તે પૂર્વે ગાંધીજી સાથે એમણે દેશભરનો પ્રવાસ ખેડયો. કરાચીમાં એક સ્થળે ભાષણ કરતાં એમણે મુસલમાન સિપાઇઓને ઇસ્લામના શત્રુઓની નોકરી છોડી દેવાની હાકલ કરી. સપ્ટેમ્બરની ૧૪ મીએ તેમની ગિરફતારી થઇ, ને બે વર્ષની સજા થઇ. જેલમાંથી તેઓ છૂટયા ત્યારે દેશની જાણે કાયાપલટ થઇ ગઇ હતી.

૧૯૨૦ની નાગપુરની પાંત્રીસમી મહાસભા બેઠક પછી દેશભરમાં અસહકાર ફેલાઈ ચૂકયો હતો. અમદાવાદની છત્રીસમી બેઠકના પ્રમુખસ્થાનેથી હકીમ અજમલખાને જણાવેલું કે અસહકારનું તત્ત્વજ્ઞાન આખા દેશમાં ફેલાઈ ગયું છે, ને હિન્દુસ્તાનને ખૂણેખાંચરે પણ એવો કોઈ સાચા દિલનો આદમી નહીં હોય જે સ્વરાજ્યને ખાતર, પંજાબ ને ખિલાફતને ખાતર, આફતોના પહાડોનો મુકાબલો કરવાને તૈયાર ન હોય. બીજે વર્ષે દેશબંધુ દાસે પણ સિધ્ધાન્તની દૃષ્ટિએ નકારાત્મક અને તત્ત્વદૃષ્ટિએ રચનાત્મક એવા અસહકારને બિરદાવ્યો. ૧૯૨૩માં મૌલાના અબુલકલામ આઝાદે પણ એવી જ ઘોષણા કરી કે, 'હું આજે એક જ માતાને નામે, સંયુક્ત હિન્દી રાષ્ટ્રીયત્વને નામે બંને કોમોને અરજ ગુજારું છું કે રાષ્ટ્રની આશાઓ અને આંકાક્ષાઓને કચરી ન નાખશો.' ને હિન્દુ મુસલમાન વચ્ચે વધતા જતા વૈમનસ્યને ટાળવાના એમણે પ્રયાસો કર્યા. ને ૧૯૨૩માં જ્યારે મૌલાના મહમદઅલીને શિરે રાષ્ટ્રપતિનો તાજ પહેરાવ્યો ત્યારે એમણે કોકોનાડાની એ વ્યાસપીઠ પરથી એવી જ ઘોષણા કરી કે :—

થઇ ગયો છે એ હકીકત મુસલમાનોનો વિનાશ કરવાનો ખ્યાલ રાખતા હિન્દુઓએ સમજી લેવી જોઇએ.. અને મુસલમાનો પણ જો હિંદુઓનો નાશ કરવાની વાતો કરતા હોય તો તેમણે પણ એ તક ક્યારની યે ગુમાવી દીધી છે તે ન ભૂલવુ જોઇએ. જ્યારે કાશ્મીરથી કન્યાકુમારી સુધી ને કરાચીથી ચટગાવ સુધી તેમનુ રાજ્ય પ્રવર્તતું હતુ ત્યારે જ એ યોગ તેઓ ગુમાવી બેઠા છે આમ જો હિન્દુ અને મુસલમાન હવે એકમેકને દોડી શકતા ન હોય તો પછી તેમણે એકબીજાની સાથે સહકાર કરવો એ જ ઉત્તમ માર્ગ છે. **મને પૂછતા હો તો હું અત્યારની ગુલામી કરતાં હિન્દુઓની ગુલામી ઉઠાવવાને તૈયાર છું, કેમકે એથી મારા પચ્ચીસ કરોડ સહધર્મી બાંધવોની ગુલામીનાં બંધનો તૂટી જશે.'**

કેવો ઉદાત્ત ભાવ ! કેવો પ્રેરક સદેશ ! મૌલાનાના આ શબ્દો એકમેકને શત્રુ સમજતી ભારતવર્ષની બે મુખ્ય કોમોએ સદાકાળ માટે અંત કરણ પર કોતરી રાખવા જોઇએ આગ છતા ૧૯૨૪મા ગાધીજીએ આ કોમો વચ્ચે સુલેહ કરાવવા માટે એકવીસ દિવસના ઉપવાસ આદર્યા, તે પણ મૌલાનાને ત્યા જ છતા કોમી ધર્ષણોની આગ ન બૂઝાઈ

૧૯૨૬ના એપ્રિલમા કલકત્તામા ભયાન- કોમી હુલ્લડ થયુ, ને એ જ વર્ષના અંત ભાગમા ગૌહતી મહાસભા અધિવેશનની વેળા દિલ્હીમા સ્વામી શ્રદ્ધાનંદનુ એક ખૂન-

લમાને ખૂન કર્યું. દેશભરમાં શોક ને દુઃખ વ્યાપી ગયાં. ગાંધીજીએ એ ખૂન માટે એક શોકનો ઠરાવ રજૂ કર્યો ને ખુદ મૌ. મહમદઅલીએ એને ટેકો આપ્યો.

૧૯૨૭માં ડૉ. મુખ્તાર અહમદ અનસારીને પ્રમુખપદે મદ્રાસમા મળેલા અધિવેશન વખતે મતભેદ પડવાથી તેઓ આટલે વર્ષે મહાસભામાંથી છૂટા થયા, ને પછી છૂટા જ રહ્યા.

ને છેવટ ૧૯૩૧ના જાન્યુઆરીની ચોથીએ મૃત્યુ પામ્યા.

'નમસ્માંથી જ્યોતિમાં'

## મોહનદાસ કરમચંદ ગાંધી

(૨૭ ઓક્ટોબર ૧૮૬૯-)

એ આવ્યા, એમણે જોયું ને એ જીત્યા એ જો સીઝર માટે સાચું હોય તો એમને માટે તો એથી યે વિશેષ સાચું છે. એવા તે એ કોણ છે? સાહિત્યકાર તો એમને કંઈનું કંઈ કહીને બિરદાવે છે. કહે છે; 'હેમચંદ્રસૂરિના વૈરાગ્ય ને હરિશ્ચન્દ્રના સત્ય સાથે સંમિશ્રિત કરી, દાદાભાઈની એકનિષ્ઠ સેવાવૃત્તિમાં દયાનંદની ઝનૂની દેશદાઝ ભેળવી, નરસિંહના વૈષ્ણવનો આદર્શ સેવી ને સ્વામીનારાયણને અધમોદ્ધારણ પ્રવૃત્તિમાં ઝાંખા કરી આ નરોત્તમે તો માનવતા કેટલી ઉચ્ચ ભૂમિ-



કાએ પહોંચી શકે છે તેની કલ્પના કરવાની શક્તિ પણ આપણામાં રાખી નહીં.' કવિઓએ પણ એમનાં કાવ્ય રચવામાં બાકી રાખ્યું નથી, ને મધુર કંઠે સંગીતકારોએ એમનાં ગીત ગાયાં છે. ચિત્રકારોએ પોતાની પીછી, ચિત્રફલક ને રંગની વાડકી લઈ એમનાં ભાવપૂર્ણ ચિત્રો દોર્યાં છે, ને ઇતિહાસકારની નજર તો એમનાં પદચિહ્નો પર જ પડેલી રહે છે, કારણ એ ચાલે છે ને ઇતિહાસ સર્જાય છે. એમની જીવનશક્તિએ એમના આદર્શોએ, એમના સર્વાંગે ભારતીય સંસ્કારોએ ને સંસ્કૃતિએ, ને એમની અહિંસાની ઘોષણાએ પરમાણુબૉંબના ઉત્પાદકોને વિસ્મિત ને લજ્જિત કરી દીધા છે. હિન્દ નહીં, એશિયા નહીં, પૂર્વ નહીં, પણ સમગ્ર પશ્ચિમ આજે પૂર્વાભિમુખ થઇ એમના પ્રત્યે મીટ માંડે છે. ઊંડા અંધારામાંથી પરમ તેજને માર્ગે લઇ જનાર એ જ્યોતિર્બિંબ છે.

કોઇક એમને બાપુને હુલામણે નામે બોલાવે છે, કોઇક એમને મહાત્માને સિંહાસને બેસાડે છે, પણ એ તો પોતાને ઓળખાવે છે સીધે સાદે નામેઃ મોહનદાસ કરમચંદ ગાંધી. એવી કલ્પના કોને હશે કે પોરબંદરનો આ મોઢ વાણિયો એક દિવસ ભારતભાગ્યવિધાતા બની જશે! ને છેલ્લી ઢબનાં શસ્ત્રાસ્ત્રે સજ્જ એવા પરદેશી શાસકોને હિન્દ છોડી જવાનો આદેશ આપશે! એ શક્તિ એમને કોણે બક્ષી? કોણે આપી એ સત્તા?

આવી અલૌકિક શકિત ને સત્તાની એમને કોઇએ

જાગીરી નથી આપી. એ તો એમણે જાતે મેળવી છે. આ નરોત્તમે પ્રજાપતિએ ઘડેલા પોતાના દેહને પૃથ્વી પર અવતરી નવી માટીએ પાછો ઘડયો છે, ને આત્માનું ઓજસ પણ વધાર્યું છે. ભારતવર્ષની ભોમકા પર અવતરનાર સર્વાંગે ભારતીય સંસ્કૃતિથી ઘડાવો જોઇએ ને એમણે એ રીતે પોતાનો આકાર ઘડયો છે. વંશપરંપરાથી પ્રાપ્ત થતા સંસ્કારોને સંસ્કારી એમણે પોતાનામાં નવે સ્વરૂપે સજીવન કર્યા છે, ને આદર્શ 'વૈષ્ણવજન' બની, સનાતન હિન્દુધર્મી તરીકે પોતાને એઓ ઓળખાવે છે.

એનું કારણ એ છે કે હિન્દુધર્મમાંથી આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનાર સત્યશોધકને પૂરતી સામગ્રી મળી રહે છે, ને એમનું જીવન અખંડ સત્યની ઉપાસના, સાધના ને સિદ્ધિ માટે મથનાર માનવીનું જીવન છે. સત્ય એ પરમેશ્વર છે, ને પરમેશ્વર એ જ સત્ય છે. સત્યની અવિરામ શોધ કર્યા કરવી, અને જેવું અને જેટલું સત્ય સમજાય તેનો પ્રયત્નપૂર્વક અમલ કરવો એનું નામ સત્યાગ્રહ. પરમેશ્વરના સાક્ષાતકારનો એ જ સાધનમાર્ગ છે; એમાં અધર્મ, અન્યાય, અનીતિના પ્રતિકાર ઉપરાંત, સત્ય વિચાર, સત્ય વાણી, સત્ય વર્તન ને સત્ય આગ્રહની પૂર્ણ સિદ્ધિનો સમાવેશ થઇ જાય છે. સત્યાગ્રહ એ દૈવી સંપત્તિ છે.

આ સત્યને પામવા માટે એમની પાસે અહિંસાનું સાધન છે. એ અહિંસા અભાવાત્મક નથી, રચનાત્મક છે.

એ તીવ્ર કાર્યસાધક શક્તિ છે, ભગવાન પ્રક્રિયા છે જગતે જેટલો ઉદ્યોગ હિંસક શસ્ત્રોને શોધવામાં, હિંસાના માર્ગો શોધવામાં તથા તે માર્ગે જવામાં, ને હિંસાનું સંગઠન કરવામાં કર્યો છે, તેટલો જ અંશે જો અહિંસા માટે કર્યો હોત, તો મનુષ્યજાતિના દુ:ખો નિવારનારું એક અમોઘ અમૂલ્ય ને સ્વપક્ષ ને પરપક્ષ બેઉનું કલ્યાણ કરનારું એ સાધન છે એમ સહેજે સિદ્ધ થઈ શકતે આ અહિંસાના પોષક તત્ત્વ તરીકે એમણે બ્રહ્મચર્યને મૂક્યું છે બ્રહ્મચર્ય એટલે બ્રહ્મને માર્ગે ચર્યા કરવી તે બ્રહ્મચર્ય વિના અહિંસા પળાતી નથી, ને સત્ય સિદ્ધ થતું નથી

એમના વિચારોની સાંકળમાં સાતત્ય પણ અજબ છે એક રંગમાંથી બીજા રંગમાં સજાતિ કરતી વેળા જેમ કુશળ કવિ રસભંગ થવા દેતો નથી, તેમ એક વિચારમણકામાંથી બીજે વિચારમણકો એ પોરવતા આવે છે બ્રહ્મચર્યની દૃષ્ટિએ, જીવનમાં વ્રતોનું શું સ્થાન છે તે પણ એમણે જોયું છે અસ્વાદ, અસ્તેય, ને અપરિગ્રહ મોટા વ્રત છે ને એમાંથી ઊપજે છે પરિશ્રમનો નિયમ, પરિશ્રમના સિદ્ધાંતમાંથી સ્વદેશી ધર્મનો જન્મ થાય છે, ને એ સ્વદેશી ધર્મ સ્વરાષ્ટ્ર ને પરરાષ્ટ્ર બેઉના કલ્યાણનો વિચાર કરે છે ગાંધીજીની ભાવના કૂપમંડૂકની નથી, એ સમસ્ત વિશ્વના બંધુ છે 'વસુભૂમિ ગોપાલકી' જેવી વિશાળ એમની ભાવના છે

જીવનની આ ઉત્કૃષ્ટ ભાવનાઓનો એમણે રાજકા

રણમાં પ્રવેશ કરાવ્યો. જગતે હિંસક યુદ્ધો ખૂબ કર્યાં છે, ને એ હિંસામાંથી શાશ્વત શાંતિ કદી જન્મવાની નથી એવી પણ જગતને પ્રતીતિ થઇ ચૂકી છે, છતાં હજી રાષ્ટ્ર રાષ્ટ્ર પોતાનાં હથિયારોને ધાર ચઢાવે છે. ગાંધીજીએ આકાશી તારાની માફક રાજકારણના ગગનમંડળને ઓચિંતું ઝળકાવી દીધું. એ આવ્યા, ને સાથે અભય લાવ્યા, સામનીતિ લાવ્યા, ઉપવાસ લાવ્યા, અસહકાર લાવ્યા, સવિનયભંગ લાવ્યા. મારવું નહીં પણ મરી ખૂટવું એવો મૃત્યુંજય મંત્ર એમણે જગતને આપ્યો, ને જગતે એમને ઇસુ ખ્રિસ્ત કહ્યા, બુદ્ધ કહ્યા. હા, એમનામાં ઇસુની માફક જગતના શ્રેય માટે પીઠે ક્રોસ ઉપાડવાની શક્તિ છે, ને બુધ્ધની માફક જગતસુખની અદમ્ય અભિલાષા અહોનિશ એમના અંતરમાં જલ્યા કરે છે.

જગત પર સુરાજ્ય સ્થાપવાની એમની નેમ છે. સુરાજ્ય આવે સ્વરાજ્યથી, ને સ્વરાજ્ય એટલે રામરાજ્ય. ન્યાય, ધર્મ, પ્રેમ, અહિંસા, ને ક્ષમાના પાયા પર ઊભી થયેલી ઇમારત એટલે જ પ્રજાનું સાચું રાજ્ય. આ રાજ્ય કેવી રીતે સ્થપાય? ગાંધીજી જુએ છે દેશમાં હિન્દુમુસ્લિમ વચ્ચે હોવો જોઇએ એવો ભાઇચારો નથી, ને એમણે પોકાર્યો હિન્દુમુસ્લિમ ઐક્યનો–કોમી એકતાનો મંત્ર. જુએ છે હિન્દુ ને હરિજનો વચ્ચે અસ્પૃશ્યતાનું કલંક. માનવી માનવીને અડકીને અભડાય છે, ને એમણે હાકલ કરી અસ્પૃશ્યતા નિવારણની. જુએ છે મિલોને રેંટિયાની હરી-

ફાઇ કરતી ને ગૃહઉદ્યોગોને ધીરે ધીરે નાશ પામતા, ને રેંટિયાના પુનરુદ્ધાર માટે એમણે પ્રજાને જાગ્રત કરી. રેંટિયો જાગશે એટલે સુતાર, લુહાર, રંગારા, પીંજારા સૌ જાગશે. ધનની અસમાન વિભાગણી નહીં રહે, બેકારી ટળશે, ખેડૂતો ને શિક્ષિતો કામે લાગી જશે. કરજ ટળશે ને જીવન-પલટો થશે. રેંટિયો કે તકલી એ કાતિલ શસ્ત્ર છે. તકલી તો દૂધાળી ગાય છે. જીવન પોષનારી છે, વજ્રઉરની છે છતાં ગરીબની કાયાને ઢાંકનારી છે, ને ભૂખ્યાંનાં પેટ ભરનારી છે. એઓ જુએ છે દેશને દારૂની બદીમાં પાયમાલ થતો, ને ગરીબની દોલતને પરદેશ ઘસડાતી, ને એમણે મદ્યનિષેધની વિનવણી કરી. નિર્વ્યસની બનો, બુદ્ધિ નિર્મળ રાખો, મનને નિશ્ચલ રાખો. આ ચતુર્વિધ રચનાત્મક કાર્યક્રમ દ્વારા એમણે સ્વરાજ્યની સાધના કરવાનું કહ્યું.

એમના સ્વરાજ્યની કલ્પના માત્ર પરદેશી શાસનમાંથી મુક્તિ, એટલી જ નથી. તેઓ તો મુક્તિ ઝંખે છે જીવનને જકડતા પ્રત્યેક શાસનમાંથી, ને તે માટે એમણે જીવનના વિવિધ પ્રદેશોમાં નજર માંડી છે, ને જ્યાં જ્યાં એમણે અંધાર જોયો છે ત્યાં પ્રકાશ પાથર્યો છે; જ્યાં જ્યાં બાઝેલાં જોયાં છે, ત્યાં સાફસૂફી કરી છે.

ધર્મના પ્રદેશમાં એમણે ઉપાસના શોધી છે. એમાં બુદ્ધિનાં દ્વાર બંધ કરી, માત્ર હૃદયની બારી જ ખોલવાની રહે છે. સત્યમય સાચે એકાકાર સત્ય, જીવન માત્ર સાથે

એકતા સાધવી ને તેની સેવા કરવી એ જ ધર્મનો સાચો મર્મ છે. સાચો ધર્મી સર્વ ધર્મો પ્રત્યે સમભાવી હોય છે; વિવેકપૂર્વક સત્ય શોધે છે, ને સત્યને સન્માની તેનાથી ડરતો રહે છે. આવી વ્યક્તિ અભ્યાસથી, વિવેકથી, નમ્રતાથી, આસ્તિકતાથી ને સંયમથી અંતઃકરણને ઓળખે છે, ને અંતઃકરણનો અવાજ એને હમેશ સાચે માર્ગે દોરી જાય છે. સમાજ પર એ દૃષ્ટિ ઠેરવે છે, ને વર્ણાશ્રમ, અસ્પૃશ્યતા, વિવાહલગ્ન, દાંપત્યજીવનમાં બ્રહ્મચર્ય, વિધવાવિવાહ, સંતતિ-નિયમન સૌ પર મંથન કરી નવનીત તારવે છે. વાણિજ્ય ને ઉદ્યોગ, પશુપાલન ને સ્વાસ્થ્ય, કેળવણી ને ખાદી, સાહિત્ય ને લોકસંસ્થાઓ દરેકે એમના ચિત્તને વિચારની દિશામાં દોર્યું છે; ને આ સૌમાં એવી તટસ્થતા ને શુદ્ધિ એમણે જાળવ્યાં છે કે પ્રથમ નજરે જોનારને એ એમનામાં એક મહાન સુધારકનું દર્શન થયા વિના રહેતું નથી, ને સાથે સાથે એ સુધારકની સાધુતા પણ અછતી રહેતી નથી.

શ્રીમદ્ભગવદ્ગીતાના અધ્યાયોમાં આપેલો ઉપદેશ એમણે જીવનમાં પૂરેપૂરો ઉતાર્યો છે. ગીતા એ માત્ર હિન્દુ-ધર્મનો સંસ્કૃત ગ્રંથ છે, ને અવારનવાર એનું પઠન કરવાથી ભગવાનને રાજી રાખી શકાય છે એવી એમની માન્યતા નથી. એથી ઊલટું એમણે તો ગીતાનું રહસ્ય શોધ્યું છેઃ અનાસક્તિ યોગમાં, કર્મ ન કરવાં એમ નહીં, પણ દુષ્કર્મ તો ન જ કરવાં પણ જે કર્મ કરો તેનાં ફળની અભિલાષા છોડી

પથ્થરો પડ્યા છે, ને એમણે શાંતિથી તે સહન કર્યા છે; એમના ચારિત્ર્ય પર પ્રહારો થયા છે, ને તે વેળા એમણે સો 'મો સમ કૌન કુટિલ ખલ કામી?' ઉચ્ચારી સ્વહૃદય-પરીક્ષા કરી છે; એમને રાજદ્રોહના અપરાધ માટે સરકારે જેલમાં મોકલ્યા તો જેલને એમણે મહેલ કહી અપનાવી; હિન્દુ–મુસ્લિમો આપસઆપસમાં ઝઘડી ગળાં કાપવા લાગ્યા તો એમણે આત્મશુદ્ધિ અર્થે ઉપવાસ આદર્યા; લોકોએ હરિજનોને ધુત્કાર્યા, અહિંસાને સ્થાને હિંસાનો આશ્રય લીધો તો એમણે અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનું ઉચિત માન્યું; ને સંત, તત્ત્વજ્ઞાની બુદ્ધ સોક્રેટીસની વિરુદ્ધ જેમ વિરોધીઓએ વંટોળ જગાવ્યો હતો, તેવો જ, એમની ટૂનને ઉથલાવવાનું કાવતરું ચોજી, એમના વિરોધીઓએ વિરોધ દર્શાવ્યો, પણ 'રામ રાખે તેને કોણ ચાખે?' કહી, એમણે તો હસતે મોંએ સવાસો વર્ષ જીવવાની ઇચ્છા વ્યક્ત કરી. અજબ આત્મવિશ્વાસ છે આ માણસને, ને એ જ વિશ્વાસ અને આત્માની શક્તિ એનાં સ્વપ્નાંને સાચાં પાડી દે છે. સત્ય જ જેનો શ્વાસોશ્વાસ છે, અહિંસા ને જગકલ્યાણ જેના હૃદયના ધબકારા છે, એવા પરમધર્મીને ઊની આંચ પણ શાની લાગે?

—

આ નરોત્તમના જીવનપંથ પર દૃષ્ટિ કરનાર સહેજે પ્રમાણી શકે એમ છે કે એ સાધનાનો પંથ છે. ત્યાં સમાજ, અર્થ, નીતિ, કલા, રાજકારણ, એવા જુદા જુદા વિભાગો નથી, કે એ વિભાગોની જુદી જુદી નીતિ નથી. ત્યાં તો બધું જ

આના પરથી વિચાર સ્ફુરે છે કે ગાંધીજી સાહિત્યકાર ખરા કે નહિ ? એમણે સાહિત્ય સરજ્યું છે, સુંદર, સાત્ત્વિક, જીવનપયોગી, શિષ્ટ ને સરલ શૈલીમાં, છતાં મનોરંજનનો એનો હેતુ નથી. એમણે કલમ પકડી છે પણ તે પરિકથાઓના આલેખન માટે નહીં, ત્રિકોણની રોગિષ્ઠ વાતો કહેવા નહીં, કલ્પનાના ગઢ સર કરવા કાજે નહીં, પણ જગતના જીવનને ઉન્નતિને શિખરે પહોંચવાનો માર્ગ ચીંધવા માટે. લોક-કલ્યાણ એ જો સાહિત્યનો આદર્શ વિવેચકો ગણતા હોય તો એટલે અંશે એઓ સાહિત્યકાર છે જ. ને છતાં કુદરતમાં જેમ કલા ભલે ન હોય, પણ કલા પ્રેરવાની અખૂટ શક્તિ છે તેમ ગાંધીજીમાં સાહિત્યસર્જનની અદમ્ય વૃત્તિ ભલે ન હોય, પરંતુ સાહિત્યકારોની પ્રેરણા તો એઓ અચૂક છે. એ પ્રેરણાએ સાહિત્યને સાધુતાને રંગે રંગ્યું છે. એમણે જ કહ્યું છે તેમ સિધ્ધાંત અથવા આદર્શનું સત્ય એ જ ઊંચામાં ઊંચી કળા અને શ્રેષ્ઠ સૌંદર્ય છે; અને તે નીતિ, હિતકરતા ને ઉપયોગિતાથી રહિત ન હોઇ શકે. સાહિત્યનું સાધ્ય આ સત્ય છે. જીવનમાં સત્યની આવી વ્યાપક ઉપાસના કયા સંતમહંતે કે મહાન આત્માએ કરી છે ?

સત્યના આ મહાન સેવકને હમેશ સત્ય સ્વરૂપ પ્રભુ જ સહાય કરે છે. એમને શિરે વીતેલાં વિતકની કથા કોણ નથી જાણતું ? એમને શિરે લાઠીઓ પડી છે ને એમણે મારનાર પર મુકદમો ચલાવવાની ના પાડી છે, એમના પર

પથ્થરો ખડ્યા છે, ને એમણે શાંતિથી તે સહન કર્યા છે; એમના ચારિત્ર્ય પર પ્રહારો થયા છે, ને તે વેળા એમણે પ્રભો 'મો સમ કૌન કુટિલ ખલ કામી?' ઉચ્ચારી સ્વહૃદય-પરીક્ષા કરી છે; એમને રાજદ્રોહના અપરાધ માટે સરકારે જેલમાં મોકલ્યા તો જેલને એમણે મહેલ કહી અપનાવી; હિન્દુ–મુસ્લિમો આપસઆપસમાં ઝઘડી ગળાં કાપવા લાગ્યા તો એમણે આત્મશુદ્ધિ અર્થે ઉપવાસ આદર્યા; લોકોએ હરિજનોને ધુત્કાર્યા, અહિંસાને સ્થાને હિંસાનો આશ્રય લીધો તો એમણે અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનું ઉચિત માન્યું; ને સંત, તત્ત્વજ્ઞાની બુદ્ધ સોક્રેટીસની વિરુદ્ધ જેમ વિરોધીઓએ વંટોળ જગાવ્યો હતો, તેવો જ, એમની ટ્રેનને ઉથલાવવાનું કાવતરું યોજી, એમના વિરોધીઓએ વિરોધ દર્શાવ્યો, પણ 'રામ રાખે તેને કોણ ચાખે?' કહી, એમણે તો હસતે મોંએ સવાસો વર્ષ જીવવાની ઇચ્છા વ્યક્ત કરી. અજબ આત્મવિશ્વાસ છે આ માણસને, ને એ જ વિશ્વાસ અને આત્માની શક્તિ એનાં સ્વપ્નાંને સાચાં પાડી દે છે. સત્ય જ જેનો શ્વાસોશ્વાસ છે, અહિંસા ને જગકલ્યાણ જેના હૃદયના ધબકારા છે, એવા પરમધર્મીને ઊની આંચ પણ શાની લાગે?

—

આ નરોત્તમના જીવનપંથ પર દૃષ્ટિ કરનાર સહેજે પ્રમાણી શકે એમ છે કે એ સાધનાનો પંથ છે. ત્યાં સમાજ, અર્થ, નીતિ, કલા, રાજકારણ, એવા જુદા જુદા વિભાગો નથી, કે એ વિભાગોની જુદી જુદી નીતિ નથી. ત્યાં તો બધું જ

આવીને આત્યંતિક શ્રેયમાં પરિણમે છે. જીવનના વિભાગી કરણની પધ્ધતિથી એઓ બહુ દૂર છે. એઓ સમન્વયવાદી છે. એમની શાંત મુદ્રા જોતાં જ જાણે લાગે કે સમગ્ર પશ્ચિમ આવીને પૂર્વમાં એકાકાર થઇ ગયું છે. ગતિ સાથે ઘનતા ભળી ગઇ છે, વિરોધ આવીને પ્રેમમાં મળી ગયો છે.

આમ હિન્દી રાજકારણના રંગમંચ પર ગાંધીજી ઊભા છે. હિમાલય જેવા અડગ, સમુદ્ર જેવા ભવ્યગંભીર, ગંગા જેવા નિર્મલ. હિન્દનું તો ખરું જ, પરંતુ સમસ્ત જગતનું શ્રેય જેના અંતરમાં વસેલું છે. એવા આ સંતના પ્રતાપથી જગત કેટલું ઉજ્જવલ ને ધન્યભાગી છે? બાળક જોડે બાળક બની મુક્ત હાસ્ય વેરતી, ને કૂટ રાજનીતિજ્ઞો જોડે બુદ્ધિબળની સ્પર્ધા કરતી, ભારતી સંસ્કૃતિના અર્ક જેવી આ વિભૂતિને પશ્ચિમની પ્રજા રહસ્યમય માને એમાં શું આશ્ચર્ય? અને છતાં નથી લાગતું કે સમજવાનો સન્નિષ્ઠ પ્રયાસ કરનાર માટે એમનું જીવન તો સાવ અનાવૃત પડ્યું છે?

આવા આ મહાત્માના ચરણોમાં ભકિતભાવે મસ્તક સહેજે ઝૂકી જાય છે. ૧૮૬૯ની ૨ જી ઓકટોબરને ધન્યદિને પરમાત્માએ જે વિભૂતિને ભારતની ભૂમિ પર લોકોદ્ધારના દિવ્ય સ્વપ્નાંઓ સાથે અવતારી, તે વિભૂતિને દીર્ઘાયુષ્ય બક્ષી, એને જ હાથે ભારતવર્ષના મુકિતમંદિર પર સુવર્ણકળશ ચડાવવાનો યોગ એણે કયા દિવસે ઘડી રાખ્યો છે? ઉત્તર આપો એ ગેબના ગુંબજો! જગ સમસ્તનો ઉદ્ધાર કયારે થશે, કયારે?

'જુવાન વૃદ્ધત્વ,'

## શ્રીમતી સરોજિની નાયડુ

(૧૩મી ફેબ્રુઆરી ૧૮૭૯-     )

'મારા મૃત્યુ બાદ મારી સમાધિ પર કોતરાવજો કે ભારતવર્ષના નવજુવાનો એને પ્રિય હતા' આજે આ ઉંમરે પણ સરોજિની દેવીમાં જેમ કવિતાની રંગીનતા પ્રત્યક્ષ થાય છે, તેમ જ જુવાનીનો જુવાળ પણ દેખાય છે.



સરોજિનીમાં સંસ્કાર, પિતૃપક્ષ તરફથી અંગ્રેજી ભાષાના, ને માતૃપક્ષેથી સાહિત્યસર્જનના છે. ને એ બેગા વાગ્માએ એમની પાસેથી લલિત, મૃદુ, સુંદર, ઉષાના પ્રથમ આગમનની તાઝગી જેવા અંગ્રેજી કાવ્યો લખાવ્યાં છે. સ્વ. રવીન્દ્રનાથ

ટાગોરની માફક તેઓએ રાજકારણમાં સક્રિય ભાગ ન લીધો હોત ને માત્ર અંગ્રેજી કે બંગાળી ભાષાને કાવ્યસૃષ્ટિથી ગૌરવ આપ્યું હોત તો યે એમનું નામ અવિસ્મરણીય જ રહેતે. પ્રેરણાએ એમના હૃદયમાં વસી, હૃદયમીનના લય જોડે નૃત્ય આરંભ્યું ત્યારથી જ જે હલેતી ગીતયમુના રેલી રહી છે, તે હજી યે એવી જ છલકતી રહી છે. બાર વર્ષે મદ્રાસ વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષા પસાર કરી એમણે પોતામાં રહેલી તીવ્ર બુધ્ધિશકિતની પ્રતીતિ તો આપી જ દીધી, પરંતુ તે પૂર્વે એક વર્ષ પર બીજગણીતનો અટપટો દાખલો ગણતાં કલમ ઝાલી કાગળ પર શબ્દદેહે હૃદયોર્મિઓને ઉતારી ત્યારે પોતાની કવિત્વશકિતનાં પગરણ પણ કરી દીધાં હતાં, ને વિકસ્તિ થતી એ શકિત તેરમે જ વર્ષે તેરસો પંકિતના એક દીર્ઘ કથાકાવ્ય ‘લેડી ઓફ ધી લેક’માં પરિણમી. તે કાવ્ય લખાયું છ જ દિવસના ગાળામાં; ને તે એનાથી દોઢું મોટું એવું એક નાટક પણ રચ્યું. સર્જનની આ પ્રવૃત્તિની પાછળ સતત અધ્યયન પણ હતું, માનસિક શ્રમે શરીર પર આક્રમણ કર્યું ને તેમની પ્રકૃતિ લથડી. આરામ અનિવાર્ય થઇ પડયો. પુસ્તકને અડકવાની પિતાએ મના ફરમાવી !

૧૮૯૫માં નિઝામ સરકારે એમને વધુ અભ્યાસ અર્થે વિલાયત મોકલવા આર્થિક સહાય આપવા જણાવ્યું. પરિણામે સોળમે વર્ષે તેઓ ઇંગ્લાંડ ગયાં. શરૂઆતમાં ૧૮૯૮

સુધી લંડનની કિંગ્સ કૉલેજમાં અને પછી કેમ્બ્રિજમાં ગર્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો. ૧૮૯૮માં હિન્દ પાછાં ફર્યાં. વિદેશયાત્રાનો સૌથી મોટો લાભ તે અંગ્રેજ વિવેચક એડમંડ ગોસનો પરિચય. આમ સરોજિનીનું બાળપણ, કિશોરાવસ્થા, ને છાત્રજીવન પૂરાં થયાં.

એમનો જન્મ ડૉ. અઘોરનાથ ચટ્ટોપાધ્યાયને ત્યાં, નિઝામ રાજ્યની રાજધાની હૈદરાબાદમાં ૧૮૭૯ના ફેબ્રુઆરીની ૧૩મી એ થયો. ડૉ. ચટ્ટોપાધ્યાય સ્કૉટલૅન્ડની એડિનબરો વિદ્યાપીઠની ડૉક્ટર ઑફ સાયન્સની ઉપાધિ ધરાવતા હતા. તેઓનો વસવાટ હૈદરાબાદમાં જ હતો, ને ત્યાં જ એમણે નિઝામ કૉલેજમાં આચાર્યપદ સ્વીકાર્યું. અંગ્રેજી ભાષા પ્રત્યે એમને ભારે મમત્વ હતું, ને ઘરમાં યે અંગ્રેજીનો જ વપરાશ હતો. એમનાં પત્ની વરદા સુંદરી પણ કવયિત્રી હતાં, ને સરોજિનીના માનસિક ઘડતરમાં એ બેઉએ ફાળો આપ્યો.

લંડનથી હિંદ પાછાં ફર્યાં બાદ તેમણે ૧૮૯૮માં જ ડૉ. ગોવિંદ રાજુલુ નાયડુ નામના મદ્રાસના એક અબ્રાહ્મણ કુટુંબના નબીરા સાથે લગ્ન કર્યાં! બ્રહ્મનગરનું એમનું કુલીન બ્રાહ્મણકુટુંબ તો ઠીક, પરંતુ આ સુધારક લગ્ને આખા સમાજને પ્રક્ષુબ્ધ કરી મૂક્યો. પરંતુ સરોજિની જાતિભેદ, ધર્મભેદ, વર્ણભેદ કે જૂની રીતરસમો ને પ્રથાઓમાં માનતાં નહોતાં. 'આત્મા ઓળખે એ વર' એ સૂત્રને અપનાવી એમણે આ કહેવાતું સમાજવિરોધી પગલું

ભર્યું. પરંતુ એમનું લગ્નજીવન ઘણું સુખમય નીવડ્યું. સ્વતંત્રતાથી તેઓ પોતાની વિવિધ પ્રવૃત્તિઓ કરતાં રહ્યાં, ને લગ્નજીવનનાં મિષ્ટ પરિણામરૂપ તેમને ચાર સંતાન થયાં : બે પુત્રીઓ ને બે પુત્રો.

સરોજિનીએ પોતાના જ દાખલાથી શરૂ કરેલો પ્રણાલિકાભંગ એટલી જ મર્યાદામાં ન રાખતાં તેને સમગ્ર સ્ત્રીસમાજ સુધી વિસ્તાર્યો. નિઝામ રાજ્યમાં સ્ત્રીઓ પડદામાં રહે છે. એમણે એ સામે વિરોધ ઉઠાવ્યો, ઝુંબેશ ચલાવી ને પડદાપધ્ધતિ દૂર કરી. બાળલગ્ન અને જૂના જમાનાના રીતરિવાજોને વળગી રહેનાર વર્ગ સાથે પણ એમણે આંદોલન શરુ કર્યું, ને તેમાં ય સુધારાને પંથે લોકને ડગ ભરાવ્યાં, સ્ત્રીઓ પોતાના અધિકાર સમજે, પોતાના પગ પર ઊભી રહે, પુરુષ સમોવડી બનતા સ્વચ્છંદી નહીં પણ સ્વતંત્ર બને, ને આઝાદી જંગમાં હિસ્સો આપે, એવો ઉપદેશ એમણે સતત આપ્યા જ કર્યો છે.

એમને સૌથી પ્રથમ પ્રસિધ્ધિ મળી તે કવયિત્રી તરીકે. પ્રથમના કાવ્યોમાં અંગ્રેજી વાતાવરણ, ભાવ, ભાવના ને પદ્ધતિ હતાં. જૂના વિવેચક મિત્ર ગોસ પર એમણે એ કાવ્યોની હસ્તપ્રત મોકલી આપી. વાંચીને ગોસ નિરાશ થયા. આવી સભર કલ્પનાશક્તિ ને શિષ્ટ શૈલી એ આ જ રીતે વપરાવાની હોય તો એ દુઃખનો પ્રસંગ છે એમ એમને લાગ્યું. એમણે સરોજિનીને લખ્યું, ભારતનાં ગુણગાન

ગાઓ તો આનાથી વધુ બહેતર! સરોજિનીને એ અપ્રિય છતાં સત્ય ટીકા ગમી, ને એ ભારતવર્ષની પશુ, પંખી, ફૂલો ને કુદરતની રમ્ય સૃષ્ટિ તરફ કલ્પનાને દોરવી ગયાં.

એમનો પ્રથમ કાવ્યસંગ્રહ એમણે ૧૯૦૫માં બહાર પાડયો: The Golden Threshold, ને ઋણ ફેડવાની વૃત્તિથી એ અર્પણ કર્યો એ જ સહિકા કરનાર એડમંડ ગોસને. ત્યારપછી એમના ત્રણ સંગ્રહો પ્રકાશિત થયા છે: The broken wings, The bird of time, અને poems of Life and death. આ કાવ્યોમાં ભારતવર્ષની ભાવાત્મક આશાભિલાષાઓનું સુંદર પ્રતિબિંબ પડયું છે. એમાં અપૂર્વ મધુરતા ને કુશળ રસ જમાવટ છે. તીવ્ર ભાવાવેશ છે, સંગીત છે, ને કલ્પનાસૌંદર્ય છે. એ કાવ્યોએ હિન્દની સંસ્કૃતિનો ને આત્માની પરફુરણાનો સંદેશ પરદેશીઓનાં અંતઃકરણ સુધી પહોંચાડયો છે. આમ છતાં, શરદબાબુની માફક એઓ પણ એમ તો માનતાં જ લાગે છે કે પશ્ચિમનાં જ્ઞાનવિજ્ઞાન ને સભ્યતા આગળ જો ભારતવર્ષ કદાચ હારી જાય તો એના દંભને આઘાત લાગશે, પણ એના કલ્યાણ પર ફટકો નહીં પડે, ને તેથી પશ્ચિમી સંસ્કૃતિનાં, રાજ-કારણના, વિજ્ઞાનનાં નવાં બળોથી અલિપ્ત રહેવામાં આપણી પ્રતિષ્ઠા છે એવું ૨શું નથી.

પછીની તો આવી ૧૯૧૩ સાલ. એમાં હિન્દના રાજકારણમાં નવો મોડ આવ્યો: હિન્દમુસ્લિમ એકતાના

પ્રશ્ને વાતાવરણને ભરી દીધું. મુસ્લિમ લીગના અધિવેશનમાં એ પ્રશ્ન પર એમણે પ્રભાવી વ્યાખ્યાન કર્યું. ૧૯૧૭ના ઓક્ટોબરમાં પટણામાં પણ એમણે એ જ સૂર કાઢયો. મૌલાના શૌકતઅલીએ મુસ્લિમોના વિશ્વાસપાત્ર એકમાત્ર હિન્દી તરીકે એમને નવાજ્યાં. ને સાચે જ હૈદરાબાદમાં સરોજિનીદેવીની પ્રતિષ્ઠા હિન્દુમુસ્લિમ બેઉ સમાજોમાં એકસરખી છે. એમનાં જીવનમાં એવા કોમી ભેદભાવનું ક્યાં ય કલંક નથી.

૧૯૧૬–૧૭નાં વર્ષોમાં ડૉ. એની બિસેન્ટની હોમરુલ લીગની ચળવળે દેશમાં ઠેરઠેર નવીન જાગૃતિ ને ચૈતન્ય ભરી દીધાં હતાં. સરોજિનીએ લખનૌની બેઠકમાં પહેલવહેલો પ્રવેશ કરી, સ્વશાસનતંત્ર પર વ્યાખ્યાન કર્યું હતું, ને ત્યારથી રાજકારણની કેડી બાંધી હતી. આ નવા આંદોલને એમના ભાવનાશીલ અંતઃકરણને તુરત સ્પર્શ કરી જગાડયું. સુગંધી ફૂલોની ને બુલબુલોની દુનિયા, રાધાકૃષ્ણનો પ્રેમ ને યમુનાનાં નીર, વાદળીઓ ને પ્રભાતની ઝાકળ–આ સૌના આકર્ષણને ભેદીને એમની નજરે દીઠો વિશાળ ભારતવર્ષ. માતૃભૂમિ ગુલામી દશામાં હોય ત્યાં લગી માત્ર કાવ્ય-સૃષ્ટિનું નિર્માણ કરી, એમનાથી કેમ નિરાંતે બેસી શકાય ? એમનો કવયિત્રીનો મુક્ત આત્મા, સાચી મુક્તિ પ્રાપ્ત કરવા દેશસેવા માટે જોડાઇ જવા લલચાયો. એમણે ૧૯૧૭માં જ હિન્દનો પ્રવાસ કર્યો. વ્યાખ્યાનો આપ્યાં. ૧૯૧૮માં મદ્રાસ·

પ્રાંતીય પરિષદનાં અધ્યક્ષ થયાં; દેશભરમાં ફરી પ્રવાસ ખેડ્યો, ને એ વર્ષના છેલ્લા માસમાં અખિલ હિન્દ સમાજસેવા પરિષદનાં પ્રમુખ ચૂંટાયાં. ૧૯૧૯નાં જુલાઈમાં તેઓ હિન્દી હોમરુલ લીગ પ્રતિનિધિમંડળનાં સભ્ય તરીકે વિલાયત ગયાં, ને ત્યાં હિન્દી સ્ત્રીના મતાધિકારના પક્ષમાં જબરું આંદોલન શરૂ કર્યું. એ વેળા એમણે મેલબોર્ન સમિતિ સમક્ષ જે સાક્ષી આપી તેનાથી પ્રેરાઈ લોર્ડ સેલબોર્ને એમની ભારે પ્રશંસા કરી: તમારી જુબાનીએ અમારા શુષ્ક, નીરસ ગદ્યાત્મક સાહિત્યને કવિત્વમય સ્પર્શથી અંકિત કરી દીધું છે.

આ પછી તો અમૃતસરના હત્યાકાંડે રાષ્ટ્રને ઊંઘતું જગાડી દીધું. ગાંધીજીના નેતૃત્વ હેઠળ દેશે સત્યાગ્રહનો પડકાર કર્યો. સરોજિની દેવીના ભાવપ્રવણ આત્માને એમાં પૂરતી સામગ્રી મળી ગઈ. જે સાહસિકતાથી એમણે મુંબઈની સડકો પર ગાંધીજીની જપ્ત થયેલી કિતાબો વેચી હતી, તેથી વધુ સાહસિકતાનો અવસર હવે પ્રાપ્ત થતો હતો. તેઓ ફરી વિલાયત ગયાં, ને પંજાબની દુર્ઘટનાઓ વિશે ઈંગ્લાંડમાં ભાષણ કરતાં એમણે વેદનાપૂર્ણ ને રોષસભર વાણીમાં કહ્યું : મારી બહેનોને નવસ્ત્રી કરવામાં આવી હતી, એમને કોરડા મારવામાં આવ્યા હતા, એમનાં શિયળ લૂંટવામાં આવ્યાં હતાં. ભારતસચીવ મોંટેગ્યુના કાન ઊંચા થઈ ગયા. પરિણામે એમણે કૅમ્બ્રિજહિન્દનો ખિતાબ પાછો વાળ્યો, ને હિંદ આવી લડતનું કાર્ય ઉપાડી લીધું.

૧૯૨૧માં પાટવીકુંવરના બહિષ્કાર પ્રસંગે એમણે સાહસિકતાથી રમખાણ મચાવતાં ને લોહીના છંટકાવ કરતાં ગાંડાં લોકટોળાંઓમાં પ્રવેશી તેમને વીખરાઇ જવાની વિનંતી ગુજારી હતી. પરંતુ ઉશ્કેરાયેલી પ્રજા એમ શાની શાંત રહે? પણ ત્યારથી તેઓએ પોતાનું સર્વસ્વ બળ જનતા વચ્ચે વહેંચી નાખવાનું જ નિશ્ચિત કર્યું. ૧૯૨૨માં તેઓ હિન્દીઓના અધિકાર વિશેની સ્થિતિ તપાસવા મહાસભા તરફથી આફ્રિકા ગયાં. ત્યાંની મહાસભાના તેઓ પ્રમુખ બન્યાં, ને તેમના સન્નિષ્ઠ પ્રયાસોએ એ લડતમાં આંશિક સફળતા મેળવી. કેનિયા, દક્ષિણ આફ્રિકા, રોડેશિયા, દરેક સ્થળે એમણે પોતાનાં વ્યાખ્યાનો દ્વારા પ્રજામાં જાગૃતિની લહેર ફેલાવી દીધી. ૧૯૨૪માં એઓ મુંબઇ બંદરે ઊતર્યાં, ત્યારે લોકોએ એમનું અપૂર્વ સ્વાગત કર્યું. એમણે ભારતવર્ષની વિદેશમાં જે પ્રતિષ્ઠા સ્થાપી હતી, અને એનો પોકાર ત્યાં પહોંચાડયો હતો, તેની એ કદર હતી.

૧૯૨૫માં પ્રજાએ એમનામાં પોતાનો અખૂટ વિશ્વાસ ફરીવાર વ્યક્ત કર્યો. કાનપુરના ચાળીસમા અધિવેશનના એમને પ્રમુખ બનાવવામાં આવ્યાં. એ વખતે સમગ્ર દેશનું વાતાવરણ કોમી હુલ્લડોથી મલિન થઇ ગયું હતું. એમણે વ્યાખ્યાનમાં જણાવ્યું:

'હું તો એક સ્ત્રી છું. પણ ત્યાગથી હું ડરતી નથી. ભારતમાતાની આજ્ઞાંકિત પુત્રીના અધિકારથી મારું કામ

સારું જ છે કે મારી માનું ઘર ઠીક કરું, ને જેમાં અનેક જાતિઓ ને ધર્મો એકઠા થયેલા છે એવા એના જૂના સંયુક્ત પારિવારિક જીવનનો ભંગ ન થાય તે માટે બધા શોચનીય ઝઘડાઓને અંત લાવું....તમે પુરુષો જો દબાઈ જતા હો, ને સેંકડો વર્ષોથી તમે દબાતા રહ્યા છો, તો તમે ઘેર જાઓ, ને મારા જેવી એક સ્ત્રીને જગત આગળ જઈને પોકાર પાડવા દો કે, માતા, ઊઠ; હું તને પરાધીનતાની શૃંખલામાંથી વિમુક્ત કરું છું. એ ભયંકર સ્વપ્નમાંથી સદાકાળ માટે જાગૃત થા.'

ને આ સાથે સારા યે રાષ્ટ્રને પોરસ ચડાવે એવી મૃદુ છતાં વજ્ર જેવી શક્તિશાળી વાણીમાં એમણે કહ્યું : 'સ્વાતંત્ર્ય યુદ્ધમાં ભય જ એક માત્ર અક્ષમ્ય અપરાધ છે, ને નિરાશા એકમાત્ર અક્ષમ્ય પાપ છે.' ને કોણ નથી જાણતું કે સરોજિનીદેવીએ આ યુદ્ધ લડતાં લડતાં નથી ભય સેવ્યો વા નથી નિરાશા જાણી ?

૧૯૨૮માં તેઓ મહાસભા તરફથી અમેરિકા ગયાં, હિન્દ વિશે સાચો પ્રચાર કરવા. 'મધર ઇંડિયા' નામનું બદનક્ષીથી ભરેલું પુસ્તક લખી મિસ મેયોએ વિદેશમાં સસ્તી કીર્તિ પ્રાપ્ત કરી લીધી હતી, પણ એણે હિંદવાસીઓનાં હૃદય પર કાતિલ ફટકો પણ માર્યો હતો. એ ઘાની વેદના વ્યક્ત કરવા સરોજિની અમેરિકામાં ઠેર ઠેર ફર્યાં, વ્યાખ્યાનો કર્યાં, ને ત્યાંની પ્રજાને ભારતવર્ષનું ગૌરવ સમ-

જાવ્યું. 'ભારતનો સંદેશ' નામનું ભાષણ અપૂર્વ વક્તૃત્વથી ભરેલું છે. અમેરિકાથી તે, આફ્રિકા ગયાં. ત્યાં મહાસભા અધિવેશનનાં પ્રમુખ થયાં, ને ત્યાંથી હિંદ પાછાં ફર્યાં.

૧૯૩૦માં દાંડીયાત્રા નિમિત્ત સવિનય કાનૂનભંગની લડત શરૂ થઇ. ગિરફ્તારી ને પોલિસની દમનશાહી શરૂ થયાં. ૧૪મી એપ્રિલે જવાહરલાલ, ને ૫મી મેએ મહાત્માજી ને તે પછી અબ્બાસ તૈયબજી પણ કેદ પકડાયા. એમની પછી ધરાસણાના નિમકમથક પર ધાડ પાડવાનું એમને માથે હતું. ૨૭ કલાક સુધી, બળતા ને બાળતા તડકાતાપમાં સડક પર એ બેસી રહ્યાં.

વિભાગી કમિશનરે ન ભોજન આપ્યું, ન પાણી આપ્યું. ૧૬મી મેએ એમને ગિરફ્તાર કરવામાં આવ્યાં. ભારતની સ્ત્રીના પ્રતિનિધિ તરીકે સરોજિનીદેવીએ શાહી-સત્તાનો પડકાર ઝીલી લીધો, ને દેશવિદેશમાં એનું નામ રોશન કરી દીધું.

ગોળમેજી પરિષદની બીજી બેઠક પૂરી થયા પછી ગાંધીજી હિન્દ પાછા ફર્યા, ને બીજી વારની સત્યાગ્રહ લડત શરૂ થઇ. સરોજિનીદેવીએ તો હવે દેશસેવાને જ જીવનવ્રત તરીકે સ્વીકારી લીધેલું, એટલે એ કેમ શાંત બેસી શકે ? ઝુકાવ્યું ને ફરી કેદ પકડાયાં. પણ ત્યારપછી એમની પ્રકૃતિએ ઝોક ખાધો. શરીરમાં અશક્તિએ ઘર કર્યું. ને જે ઉત્સાહથી તેઓ પહેલાં કામ કરી શકતાં તે હવે શક્ય ન રહ્યું.

આ પછીનાં વર્ષોમાં તેઓ મહાસભાની કારોબારીનાં સભ્ય તરીકે નીમાતાં આવ્યાં છે, ને જે કાંઇ કાર્યની જવાબદારી આવી પડે છે, તે પાર ઉતારે છે. ૧૯૪૨ના ઓગસ્ટમાં એમની પણ ધરપકડ થઇ. ૧૯૪૪ માં જેલમાં સ્વાસ્થ્ય વધારે કથળતાં સરકારે એમને મુક્ત કર્યાં. ત્યાર પછી એમણે જે નિવેદન બહાર પાડયું છે, તેણે જનતાની મનોભૂમિમાં ઉત્સાહ ને આશાનાં બી વાવી દીધાં છે.

આજકાલ તો ક્ષીણ સ્વાસ્થ્યને લીધે તેઓ લગભગ નિવૃત્ત જેવાં છે.



સરોજિની દેવી! તમે તમારી સ્વપ્નાંની ગુલાબી દુનિયામાંથી આ કોલાહલભરી દુનિયામાં કયાંથી આવી પડ્યાં? એ વીણા ને વેણુના સૂર છોડી, રાષ્ટ્રયુદ્ધમાં આવાહન કરતાં લોકની રણભેરી તમે કેમ બની ગયાં? ને એ જવાબ દે છેઃ સ્વપ્નાંની ગુલાબોથી ભરી સૃષ્ટિમાં જ કવિનો વાસ નથી. એનું સ્થાન તો છે જનના વચ્ચે, રાજમાર્ગોની ધૂળ પર; દુઃખની કઠિનતા એનું ભાગ્ય ઘડે છે. ભય, નિરાશા ને પરાજયની પળે એ પાનો ચડાવી લોકને કહે છે કે આ તો બધું અસ્થિર છે, માયાજાળ છે. આશા સેવો, ઉત્સાહી બનો. એ જ સત્ય છે. આજે તો હું અહીં ઊભી છું. તમારાં ઉત્કૃષ્ટ સ્વપ્નો સાથે, તમારાં અભેદ્ય સાહસો સાથે, તમારા અજેય વિજયો સાથે. એટલે આજે સંગ્રામની પળે, જ્યારે

રાષ્ટ્રનો વિજય તમારી મુઠ્ઠીમાં સમાવા તલપે છે ત્યારે હું ઘરથી બહાર નીકળી છું.... મારાં ગુલાબી સ્વપ્નોમાંથી આ કોલાહલભર્યાં બજારમાં આવીને ઊભી રહી છું; કહું છું. ભાઇઓ, આગળ વધો, ને વિજયને વરો.

આમ સરોજિનીમાંની કવયિત્રી, પરિવર્તન પામીને રાજનીતિના ક્ષેત્રમાં આવી પડી છે. વ્યક્તિએ સમષ્ટિમાં સ્વાર્પણ કર્યું છે. અંગત હર્ષશોકે જનતાના હૃદયતલ પર નિવાસ કર્યો છે. નારીના હૃદયમાં માતૃત્વનો મહિમા પ્રસ્થાપિત થયો છે, ને એણે પોતાનાં બાળકોનાં કષ્ટ, ગુલામી, ને આશા આકાંક્ષાઓનો ધાપોકાર પાડયો છે. ને તેથી જ સરોજિની દેવી આજે ભારતીય સ્ત્રીઓનાં પ્રતિનિધિ તરીકે જગસંમુખ ઊભાં છે.

卐

## ડૉ. મુખ્તાર અહમદ અનસારી

(૧૮૮૦-૧૯૩૬)

મહાસભાનાં આટલાં વર્ષોની કારકિર્દીમાં અધ્યક્ષપદે આજ સુધીમાં આઠ મુસલમાન રાજકીય નેતાઓ આવ્યા છે એ બિના નોંધપાત્ર છે. ૧, બદરુદ્દીન તૈયબજી (૧૮૮૭), ૨, રહિમતુલ્લા સયાની (૧૮૯૬), ૩, નવાબ સૈયદ મહમ્મદ બહાદુર (૧૯૧૩), ૪, સૈયદ હસન ઇમામ (૧૯૧૮) ૫, હકીમ મુહમ્મદ અજમલખાં (૧૯૨૧), ૬, મૌલાના અબુલ કલામ આઝાદ (૧૯૨૩ ખાસ), ૭, મૌલાના મહમદઅલી (૧૯૨૩), અને ૮, ડૉ. મુખ્તાર અહમદ અનસારી



(૧૯૨૭). ડૉ. અનસારી પછી વળી પાછા મૌલાના આઝાદને એ માન પ્રાપ્ત થયું હતું, ને વર્ષો સુધી એ હોદ્દો એમણે અદ્‌ભુત કાર્યશક્તિથી દીપાવ્યો છે.

સંયુક્ત પ્રાંતોમાં આવેલા યુસુફપુર ગામમાં તેમનો જન્મ થયો. તેમના પિતા ત્યાંના ધનાઢ્ય જમીનદાર હતા. કાશીમાં એમણે નાનપણમાં શિક્ષણ લીધું, ને પછી અલ્લાહાબાદ ગયા; ત્યાં જઈ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી, નિઝામ રાજ્યના પાટનગર હૈદરાબાદમાં ગયા, ને ત્યાં કૉલેજમાં દાખલ થયા. મદ્રાસ વિદ્યાપીઠની ગ્રેજ્યુએટની ઉપાધિ મેળવ્યા પછી, નિઝામ સરકાર પાસેથી શિષ્યવૃત્તિ મેળવી, ૧૯૦૦માં વધુ અભ્યાસ અર્થે તેઓ વિલાયત ગયા.

વિલાયતમાં તેમણે તબીબી શિક્ષણ લેવા માંડ્યું. કુદરતી રીતે જ આ શિક્ષણ પ્રત્યે તેમને અનુરાગ હોવાથી એમાં આગળ ને આગળ ઉત્તીર્ણ થતા ગયા, ને એડિનબરો વિદ્યાપીઠની એમ. ડી. ની ને એમ. એસ. ની ઉપાધિ મેળવ્યા પછી, લંડન વિદ્યાપીઠની એલ. આર. સી. પી. ની ઉપાધિ પણ મેળવી. આ પછી ધંધાની શરૂઆત પણ એમણે વિલાયતમાં જ કરી, ને એ રીતે શરૂઆત કરનાર તેઓ પ્રથમ હિન્દી હતા. ચેરિંગ ક્રોસ હૉસ્પિટલમાં 'હાઉસ સર્જન,' લૉક હૉસ્પિટલમાં 'રેસિડન્ટ મેડિકલ ઑફિસર' અને સેંટ પીટર્સ હૉસ્પિટલમાં 'ક્લિનિકલ એસિસ્ટન્ટ' તરીકે તેમની નિમણૂક થઈ.

૧૯૧૧માં હિંદ આવી, પાટનગર દિલ્હીમાં ધંધાની માંડણી કરી; તેઓ બહુ જ થોડા સમયમાં નામાંકિત તબીબ તરીકે ખ્યાતિ પામ્યા, ને હિંદભરનાં અનેક દેશીરાજ્યોનાં કુટુંબોમાં તેમની ખાનગી ડૉકટર તરીકે નિમણુક થઈ. એમની આ ઉત્તરોત્તર વધતી જતી લોકપ્રિયતાનું કારણ તે એમની સજ્જનતા, દર્દી પ્રત્યેની સહાનુભૂતિ, કાળજીપૂર્વકની ચિકિત્સા અને ગરીબ કે તવંગર દરેક તરફ સરખી દૃષ્ટિ છે.

ખાનગી ધંધો એક તરફ વિકસતો જતો હતો તેમાં જ માત્ર રચ્યાપચ્યા ન રહેતાં, ડૉકટરે હિંદમાં તે કાળે જે આંદોલનો અસ્તિત્વમાં હતાં તેની સાથે યે તાલ લેવા માંડ્યો. જાહેર પ્રવૃત્તિઓમાં તેમણે ભાગ લેવા માંડ્યો.

૧૯૧૨-'૧૩ માં જાગેલા તુર્કસ્તાન અને મિસરની સત્તાઓ વચ્ચેના યુદ્ધમાં તેઓએ અત્રે અખિલ હિન્દ તબીબી મંડળની સ્થાપના કરી અને રેડ-ક્રોસ મિશન સાથે તેઓ યુરોપ ગયા. ૧૯૧૫ મા, મૌલાના આઝાદ તથા મૌલાના મહમદઅલી તથા શૌકતઅલી નજરકેદ ભોગવતા હતા, ત્યારે નજરકેદ સહાયક ફંડની એમને પ્રમુખપદે સ્થાપના કરવામાં આવી. સત્યાગ્રહ અને અસહકારની લડતોમાં એમણે પૂજ્ય ગાંધીજીની સાથે રહી સક્રિય ભાગ લીધો. અને પોતે લડતને મોખરે રહ્યા. એમની જ સરદારી હેઠળ હિંદી મુસ્લિમોનું ખિલાફત પરિષદનું પ્રતિનિધિમંડળ ૧૯૨૦ ની ૧૯ મી જાન્યુઆરીએ, વાઈસરોયને મળવા ગયું હતું.

પરંતુ એમની આ પ્રવૃત્તિઓ કરતાં યે વિશેષ લક્ષ તો એમણે હિન્દુ-મુસ્લિમની કડવાશ દૂર કરવામાં પરોવ્યું છે. અંતરના કોમળ આ મુસલમાન સજ્જનને ભાઈભાઈ વચ્ચેના આ વેરથી હમેશ અસંતોષ રહ્યો છે, અને એ વેરઝેર દૂર કરવા માટે જે કાંઈ શક્ય હોય તે બધું જ કરવા માટે એ હમેશ તત્પર રહ્યા છે. એ માટે એમણે અનેકવાર જેહાદ જગાવી છે. પરંતુ કમનસીબે એ બે ભિન્ન કોમોના તકસાધુ કહેવાતા આગેવાનોએ લોકલાગણીને ઉશ્કેર્યા જ કરી, ને બે વચ્ચેના સંબંધો વધુ બગડતા ગયા. દેશમાં ઠેરઠેર કોમી હુલ્લડો ફાટી નીકળ્યાં. ગાંધીજીએ પોતાના ઐતિહાસિક ઉપવાસો કર્યાં, ને ડૉ. અનસારીને ખોળે પોતાના જીવનને નિર્ભયતાથી મેલી દીધું. એમણે જાહેર કર્યું કે મારું જીવન આમ સુરક્ષિત રહેશે.

ડૉ. અનસારીની સેવાઓ લક્ષમાં લઈને મદ્રાસમાં મળનાર બેતાળીસમા અધિવેશનના અધ્યક્ષ તરીકે દેશે એમની વરણી કરી. ડૉ. પટ્ટાભી સીતારામય્યા એમની દૃષ્ટિની અસંકુચિતતા અને ખાનદાનીનું આ સ્વાભાવિક પરિણામ માને છે. ૧૯૨૭ના એ વર્ષમાં હિન્દુ-મુસ્લિમ એકતાની વાતો માત્ર હવામાં લહેરાતી હતી, જ્યારે વાસ્તવની નક્કર ભૂમિકામાં તો હિન્દુ – મુસ્લિમો વચ્ચે છરીઓ ઊછળતી હતી. આવી વખતે મહાસભાના અધિવેશનના અધ્યક્ષ તરીકે મુસ્લિમ સિવાય બીજું કોણ હોઈ

શકે? ને મુસ્લિમોમાં યે ડૉ. અનસારી સિવાય બીજું કોણ હોઈ શકે? પ્રમુખસ્થાનેથી બોલતાં એમણે કોમી પ્રશ્ન પર વધુ ભાર આપ્યો. મહાસભાની નીતિનો સાર એમણે ટૂંકમાં આપ્યો છે: પાંત્રીસ વર્ષ સહકારનાં, દોઢ વર્ષ અસહકારનું, અને ચાર વર્ષ કાઉન્સિલમાં અવરોધના અને બંધારણીય સહાગાડના. અસહકાર વિશે થતી લોકટીકાનો પણ એમણે લાક્ષણિક રીતે ઉત્તર વાળ્યો છે કે 'અસહકારને લીધે આપણે નિષ્ફળ નથી નીવડ્યા, આપણે લીધે અસહકાર નિષ્ફળ નીવડ્યો છે.' આ બેઠકમાં એક જુદા જ ઠરાવદ્વારા મહાસભાનું ધ્યેય વધુ સ્પષ્ટ કરવામાં આવ્યું, ને સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરવામાં આવી. સાઇમન કમિશનનો બહિષ્કાર કરતો ઠરાવ પણ પસાર થયો. આ તબક્કે મહાસભામાં આંતરરાષ્ટ્રીય બનાવો પ્રત્યે ઊંડો રસ લેવાવા માંડ્યો હતો. ચીની ક્રાંતિની સફળતા, તુર્કસ્તાન, જર્મની અને અફઘાનિસ્તાન સાથે મુસ્લિમ એશિયાનું વધતું જતું બળ વગેરે ઘટનાઓએ હિંદી માનસ પર ભારે અસર કરી હતી. ચીનને ક્રાંતિની સફળતા માટે અભિનંદનનો સંદેશ પાઠવવામાં આવ્યો, ઉપરાંત એક તબીબી પ્રતિનિધિમંડળ પણ સહાનુભૂતિના ચિહ્ન તરીકે ચીન મોકલવાનું નક્કી થયું, પરંતુ સરકારે જરૂરી પરવાનગી ન આપી. ચીનાઓની સામે લડવા હિન્દી લશ્કરને ચીન મોકલ્યું, એ સામે મહાસભાએ વિરોધ જાહેર કર્યો, અને લશ્કરને પાછું બોલાવી લેવાની માગણી કરી. ઉપરાંત, સરકારે હિન્દના

આવા પાડોશીઓ સાથે યુદ્ધ આદરે તો, તેમાં તેને સાથ ન આપવાનો ઠરાવ થયો. પરંતુ ઠરાવોની અમર સરકાર પર ઝાઝી ન થઇ, છતાં મહાસભાએ આખા જગતને એટલુ તો સ્પષ્ટ કરી જ બતાવ્યું કે બીજાઓની સ્વતંત્રતાનો નાશ કરવાની જવાબદારી બ્રિટિશ સરકારની છે અને તેમા હિન્દી પ્રજાનો હાથ નથી, ને સાથ પણ નથી. એક સર્વપક્ષી પરિષદ બોલાવવા માટેનો ઠરાવ પણ અહીં જ પસાર થયો, આ રીતે ૧૯૨૭નું વર્ષ પૂરૂ થયુ

•

ડૉ. અનસારીએ પ્રમુખસ્થાનેથી હિન્દુમુસ્લિમ પ્રશ્ન પરત્વે જે મતવ્ય રજૂ કર્યું છે તે આજે યે મનન યોગ્ય છે.

'હિન્દુ મુસ્લિમ પ્રશ્ન એ બે જુદી સંસ્કૃતિઓ વચ્ચેનો પ્રશ્ન છે જીવન પરત્વે જોવાનુ બનેનુ દષ્ટિબિંદુ જુદું જુદુ છે.

આ પ્રશ્ન ઉકેલવાનો એક જ રાજમાર્ગ છે. બંને સંસ્કૃતિઓનુ અસ્તિત્વ ટકાવી રાખવાનો અધિકાર માન્ય રાખવો જોઇએ એક બીજા પ્રત્યે સહનશક્તિ રાખવી જોઇએ, આદરભાવ વધારવો જોઇએ. રાષ્ટ્રિય સંસ્થાઓ મારફત બનેએ એકમેકની સંસ્કૃતિને સમજાવવાનો પ્રયાસ કરવો જોઇએ અને એ પ્રત્યે પ્રેમ વધારવાને ઉત્તેજન આપવું જોઇએ જે સ્થળે બેઉ કોમના નવયુવાનો ભેગા થઇ શકે, એકમેકનાં દિલ ઓળખવાનો અને એકમેકનો અભ્યાસ કરવાની જ્યાં તક મળે એવી રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપન થવી જોઇએ.'

'હિમાચ્છાદિત જ્વાલામુખી'

## વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ

(ઓક્ટોબર ૧૮૭૫— )

ગુજરાતના પાટીદારોની બે ઉપજાતિઓ · લેવા ને કડવા વલ્લભાઇ લેવા ઉપજાતિના છે, એમની જન્મભૂમિ, ગુજરાતના પેટલાદ તાલુકાનું, ખેડા જિલ્લાનું કરમસદ ગામ છે. એમના પિતા ઝવેરભાઇની આર્થિક સ્થિતિ સાધારણ હતી. માત્ર થોડી ખેતી અને થોડી પોતીકી જમીન હતી. પરંતુ એમની વીરતા ને સાહસ કોઇથી ગાજ્યાં જાય એમ નહોતા, ને સાથે સાથે ઇશ્વર ભક્તિ અને શ્રદ્ધા પણ ખૂબ હતા, સંયમ પૂર્ણ જીવન



જન્મે મુસલમાન હોવા છતાં એમણે હિંદની દરેક કોમના હૃદયમાં પોતાનું સ્થાન અદ્વિતીય બનાવી દીધું હતું. લોક-સેવાને જ એમણે જીવનનો સાચો મઝહબ માન્યો હતો, ને તેથી જ પહેલેથી છેવટ સુધી લોકનો વિશ્વાસ એમણે જાળવ્યો હતો. દેશે આ ઉદાચરિત પુરુષને ભાવભરી અંજ-લીઓ અર્પી.

છે. ધંધો ધીખે છે. કોણ જાણે કેમ, પણ દીવાની કાયદાની અટપટી બારીકીમાં કે ગુનાઓમાં એમને રસ પડતો નથી, ને, ફોજદારી ગુનાને લગતા મુકદ્દમાઓમાં એ ઝુકાવી જ દે છે. ખૂન ને લૂટફાટના મુકદ્દમામાં બચાવ કરવા એ તૈયાર, ને એ માટે ભારે પરિશ્રમ ઉઠાવે, એકચિત્તે કામ કરે ને ઠેઠ સુધી લડી લે, નાનામોટા અધિકારીઓ ને પોલિસ અફસરો એમનાથી કાંપે, ને અદાલતની અધિકારીઓ એમની દલીલોથી દિંગ થઈ જાય. એમના ત્રાસથી છૂટવા માટે, રેસિડેન્ટ મેજીસ્ટ્રેટની અદાલતને બોરસદથી આણંદ ખસેડવામાં આવી ને જ્યારે એમણે આણંદમાં વકીલાત શરૂ કરી, ત્યારે અદાલતને પાછી બોરસદ લાવવામાં આવી!

એક પ્રસંગ છે. કરમસદમાં એમની પત્ની બીમાર છે. ઓપરેશન માટે વલ્લભભાઈ એમને મુંબઈ પહોંચાડે છે. એના સમાચાર, લગભગ રોજ પત્રદ્વારા મળ્યા કરે છે. પરંતુ તબિયત સુધરતી નથી. એક દિવસ અદાલતમાં એક મુકદ્દમો લડી રહ્યા છે, ત્યાં પત્નીના દેહાન્તના સમાચાર તારથી મળે છે. તાર વાંચે છે, હૃદયમાં ભારે વ્યથા અનુભવે છે, પરંતુ અપૂર્વ ધૈર્ય ને શાંતિથી તારને મેજ પર મૂકે છે. મુકદ્દમો પૂરો કરે છે, બહાર આવે છે ને પછી મિત્રો સાથે એને વિશે ચર્ચા કરે છે.

સ્વભાવનાં આવાં વિધવિધ પાસાં એમનામાં એકમેક સાથે હળીમળીને રહીને, એમને મહત્તા અર્પે છે. કઠણ કાળજાનો આ આદમી અજબ છે.

ગાંધીજીને ગુજરાતના રાજકીય ક્ષેત્રમાં ભાગ લેતા જોયા ને એમનું ધ્યાન તેમના તરફ આકર્ષાયું. તેમના વ્યક્તિત્વે એમને ખેંચ્યા. એમને લાગ્યું કે હવે પ્રાંતનું કામકાજ વધશે, અને એજ વખતે ગાંધીજીના સભાપતિત્વ નીચે ગોધરામાં એક ગુજરાત રાજકીય સંમેલન ભરાયું. રચનાત્મક કાર્યક્રમ ઘડાયો, ને એ પાર પાડવા માટે એક સમિતિ નીમાઇ. વલ્લભભાઇ એના મંત્રી થયા, ને આમ બંધાયેલો સંબંધ ઉત્તરોત્તર વધતો ચાલ્યો. વલ્લભભાઇની કાર્યશક્તિ અને એમનો ઉત્સાહ ગાંધીજીની આંખમાં વસતાં ગયાં.

ગાંધીજી ચંપારણ ગયા, ને વલ્લભભાઇએ વેઠની પ્રથાના ત્રાસમાંથી પ્રજાને મુક્ત કરવા કમિશનર જોડે પત્રવહેવાર ચલાવ્યો. અઠવાડિયામાં એ પ્રથા નાબૂદ કરવાની નોટિસ આપી, અને પરિણામે કમિશનરે છઠ્ઠે જ દિવસે એમને બોલાવ્યા ને એમના મનોનુકૂલ કામ કરી આપ્યું. ગાંધીજી ચંપારણથી પાછા ફર્યા, ને ત્યાં તો અમદાવાદમાં મજૂરોનો પ્રશ્ન અને ખેડાના ખેડૂતોનો પ્રશ્ન એમની સામે આવીને ઊભો. મજૂરોએ હડતાલ પાડી હતી, ને ખેડુતોએ સત્યાગ્રહ આદર્યો હતો. ગાંધીજીએ પૂછ્યું, બોલો કોણ મારી સાથે આવે છે? ને જવાબમાં વલ્લભભાઇ આગળ આવ્યા. ખેડાસત્યાગ્રહ નિમિત્તે ગામેગામ ઘૂમ્યા, ને ખેડૂતો સુધી સત્યાગ્રહનો સંદેશો પહોંચાડયો. ખેડૂતો ઊઠીને ઊભા થયા, સત્યાગ્રહ સફળ થયો.

તે પછી આવ્યું અસહકારનું આંદોલન. જલિયાનવાલા બાગમાં પરદેશી સત્તાએ દમનનો જે કોરડો ફેરવ્યો? તેનાથી રાષ્ટ્રનો સતપ્ત આત્મા ઝબકીને જાગી ગયો. દેશભરમાં તુફાન થઈ રહ્યું. કલકત્તા અને નાગપુરના મહાસભા-અધિવેશનોમાં અસહકારનો કાર્યક્રમ પસાર થયો, ને તેને અનુસરીને વલ્લભભાઈએ બેરિસ્ટરી છોડી દીધી, ને પોતાના પુત્રને પણ સરકારી શાળામાંથી ઉઠાડી લીધો. ગુજરાતમાં ઠેરઠેર ફરીને એમણે પ્રચાર કર્યો. એક પક્ષે સરકારી દમન ને બીજે પક્ષે જનતાનો ઉત્સાહ વધતા ગયા. પરંતુ કમનસીબે ચૌરીચૌરાના હત્યાકાંડને લીધે સત્યાગ્રહને સ્થગિત કરવામાં આવ્યો. ગાંધીજી ગિરફતાર થયા, ને વલ્લભભાઈને શિરે ગુજરાતનો ભાર આવી પડયો. ગાંધીજીના અનિવાર્ય સાથીદાર તરીકે તેમણે કાર્ય કરવા માંડ્યું. અનેક સંસ્થાઓ ઊભી કરી ને આ સંસ્થાઓએ લડતના સાથ આપવા માંડયો. આ જ અરસામાં ગુજરાત વિદ્યાપીઠ માટે બ્રહ્મદેશ સુધી પ્રવાસ ખેડી એમણે રૂપિયા દસ લાખ એકઠા કર્યા.

ને પછી આવ્યો નાગપુરનો, રાષ્ટ્રધ્વજના અપમાનના વિરોધ માટેનો ઝંડા-સત્યાગ્રહ. ગુજરાતમાંથી વલ્લભભાઈએ સ્વયંસેવકો મોકલવા માંડ્યા. જમનાલાલજીની ગિરફતારી પછી, વલ્લભભાઈએ જ જંગજંગનું સંગઠન કર્યું, ને છેવટે સરકારે નમવું પડ્યું, ને દસ પંદર દિવસના જ જનતાની પૂરી માગણીઓ સ્વીકારી, કેદીઓને એણે છોડી દીધા.

બોરસદ સત્યાગ્રહમાં પણ સરકારે પ્રજા પર રાજદ્રોહી લોકોને આશ્રય આપવાનો આરોપ મૂક્યો; વધારાની પોલિસ ગોઠવી ને તેના ખર્ચ પેટે બે લાખ ચાળીસ હજારનો દંડ જનતા પર ચઢાવ્યો. વલ્લભભાઈએ આ આરોપ સિદ્ધ કરવાનું સરકારને આવાહન આપ્યું, ને એક મહિના સુધી લાગલાગટ બધે ફરીને, દંડ ન આપવાની લોકોને હાકલ કરી. સરકાર થાકી; ગૃહસચીવને તપાસ માટે મોકલ્યા ને દંડ માફ કરી દીધો.

નથી. પહેલાં તમારી છાતી પર હાથ મૂકી જુઓ, ને જમીનનો ને પૈસાટકાનો મોહ છોડી શકો તો જ સત્યાગ્રહના માર્ગ પર આવજો.' ૧૯૨૮ની ૪થી ફેબ્રુઆરીએ તાલુકાના ખેડૂતોના પ્રતિનિધિઓની સભા થઈ. વલ્લભભાઈએ ફરીફરીને કહ્યુ, 'હજી કહુ છુ કે ખૂબ વિચારી જુઓ. સરકાર તમને અરબાદ કરવામાં ને માટીસા મેળવી દેવામા કશુ પાછુ ફરીને નહી જુએ. એક તરફ તમારી સ્ત્રીઓ અનાજના કણકણ માટે તરફડશે, ને બીજી બાજુ તમારાં દૂધપીતાં બચ્ચાઓ દૂધના ટીપા વિના ભૂખે મરી જશે. આલ જમ થશે આ અધુ મહન કરી શકો એમ હો, તો જ આ તરફ પગલુ ભરજો, નહી તો ચૂપચાપ બેગી રહીને, જેને જે ઠીક લાગે તે કરજો.' આ પર વિચાર કરવા લોકોને આઠ દિવસની મુદત આપી, દરમિયાન એમણે મુબઈના ગવર્નર પર પત્ર લખી બારડોલીની સ્થિતિ પર ફરી વિચાર કરવા, ને તપાસ કરવા વિનતી કરી. પણ પરિણામ કશુ ન આવ્યુ. આ તરફ સરકારે મહેસૂલવધારો વસૂલ કરવા દાડી પીટાવી. ૧૨મી ફેબ્રુઆરીનો દિન મુકરર કરાયો, પણ એ દિવસે સરકારી તિજોરીમા એક કાણી કોડી પણ ન ગઈ! તુરત વલ્લભભાઈએ તાલુકામાં ફરીને સત્યાગ્રહનો મર્મ લોકોને સમજાવ્યો, સગઠન કર્યું, દરેક ગામમાં સૈનિક દળ ઊભુ કર્યું, બારડોલીમાં નવી આઠ છાવણીઓ ઊભી કરી. આખા યે તાલુકાને પાંચ મુખ્ય ભાગોમાં વહેંચી નાખ્યો, ને દરેક ભાગનો એક અધિકારી નીમ્યો. આ સૌના સેનાપતિ

વલ્લભભાઈ. એક પ્રકાશન વિભાગ અને સત્યાગ્રહ કાર્યાલય ખોલ્યું. 'સત્યાગ્રહ–સમાચાર' નામનું પત્ર શરૂ કર્યું. વલ્લભભાઈની ઇચ્છા એ જ શાસન. એમની આજ્ઞાનું તુરત પાલન થતું; એની સામે કોઇ વિરોધ ઊભો કરવાની ગુંજાશ ન કરતું. ટાઇમ્સ ઓફ ઇંડિયાએ લખ્યું: બારડોલીમાંથી અંગ્રેજી રાજ્યનો અસ્ત થઇ ચૂકયો છે.

આ સત્યાગ્રહે સ્ત્રીઓને પણ શક્તિસ્વરૂપે બહાર આણી. સરકારે જપ્તીઓ નાખી, ધરપકડો કરી, હજારોની જમીનનું કોડીને મૂલે લીલામ કરી દીધું. જાનવરોની પણ એજ હાલત કરી. પઠાણોએ સરકારને આશ્રયે ગુંડાગીરી શરૂ કરી, પરંતુ ધન્ય છે કિસાન સ્ત્રીપુરુષોની અડગ ધીરજ અને અદ્‌ભુત હિંમતને, તથા તેમની અપૂર્વ સહનશક્તિને અને તેમના અચલ સંગઠનને. ત્યાગની આ અશ્રુતપૂર્વ કહાની દેશને ખૂણેખૂણે વા વેગે પસરી ગઈ. ને દેશના જુદા જુદા પક્ષીય નેતાઓનું ધ્યાન પણ બારડોલીના તીર્થધામ પર મંડાયું. સૌ ત્યાં આવવા લાગ્યા. શ્રી: બજાજ, કુંઝરુ, વઝે, ઠક્કર વગેરેએ જાતે જઇ પરિસ્થિતિ તપાસી, ને હેવાલ રજૂ કર્યા. આ અહેવાલોથી શ્રી. ચિંતામણિ અને ડૉ. સપ્રૂ પણ ચોંકી ઊઠયા. શ્રી કેલકર, જમનાદાસ મહેતા ને બ્રેલવીએ હિન્દી સરકારને વિનંતી કરી આનો ઉકેલ લાવવાનું સૂચવ્યું. વલ્લભભાઈને મળવા માટે ગવર્નરે સુરતમાં બોલાવ્યા. ગયા, દિલ ખોલી વાતો કરી. ગવર્નરે કહ્યું: 'પહેલાં વધારો

ભરી દો, પછી બધું ઠીક થઈ રહેશે,' પરંતુ ઈજ્જતનો પ્રશ્ન થઈ પડેલી વાતને એ રીતે કેમ જતી કરાય? વલ્લભભાઈએ ના કહી. દરમિયાન કાઉન્સિલના એક સભ્ય શ્રી રામચંદ્ર ભટે, પૂરતી તપાસ થાય ત્યાં સુધી, વધારાની રકમ જમા કરવાની ઈચ્છા દર્શાવી. ગર્વનરે તેનો સ્વીકાર કર્યો. ૧૯૨૮ ની ૬ ઠ્ઠી ઓગસ્ટે સમજૂતી થઈ. સરકારે ફરી તપાસ કરવાનું કબૂલ્યું, જપ્ત કરેલી જમીન પાછી આપવાનું ને કેદીઓને મુક્ત કરવાનું પણ જાહેર કર્યું. સત્યાગ્રહનો મહાન વિજય થયો. ૧૧મી ઓગસ્ટે આખા યે તાલુકામાં વિજયોત્સવ મનાયો સત્યાગ્રહની આવી અપૂર્વ સફળતાથી એ પદ્ધતિની અમરકારકતામાં દેશની શ્રદ્ધા વધી. જનતાના જુસ્સામાં અને ઉત્સાહમાં આ લડતે પ્રેરણા આપી 'સરદાર' વલ્લભભાઈનું નામ લોકોની જીભને ટેરવે રમતું થઈ ગયું.

વલ્લભભાઈની આગ ઝરતી વાણીનું રૂપ તો લોકોએ આ જ વેળા જોયું ઉપરથી બરફ ઢાંકેલો આ જ્વાળામુખી સળગે છે ત્યારે કેવી આગ ફેલાવે છે તે પણ આ જ વેળા પ્રતીત થયું. એમનો શબ્દેશબ્દ માત્ર ગર્જના કરતો મેઘ નથી, પણ વરસતો ધુંવાધાર છે બુદ્ધિ, વિવેક, પરિસ્થિતિ, મૌન ને સંગઠન શક્તિએ એમને યોદ્ધાના પદ પરથી સરદારને પદે સ્થાપ્યા છે સરદાર બોલે છે ઓછું, કરે છે વધુ

પછી તો આવી ૧૯૩૦ના વર્ષની ગાંધીજીની ઐતિહાસિક દાંડીકૂચ. ૧૨મી માર્ચે એ શરૂ થવાની હતી.

વલ્લભભાઈ ગુજરાતની કિસાનશક્તિને ઢંઢોળી ઊઠાડવામાં લાગી ગયા હતા. ૭મી માર્ચે એઓ રાસ પહોંચ્યા. જિલ્લા મેજિસ્ટ્રેટે એમને અહીં ભાષણ કરવાનો મનાઈ હુકમ પહોંચાડ્યો. પણ વલ્લભભાઇ એવા હુકમને માને શાના? તુરત ગિરફ્તાર થયા, ત્રણ મહિનાની સજા અને ૫૦૦ રૂપિયાનો દંડ થયો. દંડ ન ભરે તો ત્રણ અઠવાડિયાની વધુ સજા. જેલમાં રહ્યે તબિયત લથડી, ને સરકારે જૂનમાં એમને છોડી દીધા. આ દરમિયાન સત્યાગ્રહનો પવન દેશમાં જોશભેર ફૂંકાઇ રહ્યો હતો. મોતીલાલજી ગિરફ્તાર થયા, ને એમણે વલ્લભભાઇને રાષ્ટ્રપતિ બનાવ્યા. એમણે લડતનું સુકાન હાથમાં લીધું, અને એને એવી ગંભીર ભૂમિકા પર આણી મૂકી કે સરકારી નોકરોએ અભય થઇને રાજીનામાં પેશ કરી દીધાં. વાતાવરણ ઉગ્ર થઇ ગયું. બ્રિટિશ સત્તા આ પ્રતિકારથી કંપી ઊઠી. ૧લી ઓગસ્ટે 'તિલક દિન'ને નિમિતે નિકળેલા સરઘસમાંથી વલ્લભભાઇની ધરપકડ થઈ, ને ત્રણ માસની સજા થઇ.

છેવટ ગાંધી–ઇરવિન કરાર થયા. લડત બંધ પડી. કેદીઓ છૂટયા, વટહુકમો પાછા ખેંચાયા. વલ્લભભાઈએ આટલાં વર્ષોથી બજાવેલી કામગીરી માટે અહેશાન વ્યકત કરતાં રાષ્ટ્રે તેમને રાષ્ટ્રપતિ તરીકે નવાજ્યા. કરાંચીમાં ૪૫મું અધિવેશન ભરાયું. મહત્ત્વના ઠરાવો પસાર થયા. પ્રમુખ-સ્થાનેથી એમણે જણાવ્યું કે 'ગાંધી–ઇરવિન કરારનું સંપૂર્ણ

પાલન કરવુ એ આપણી શકિતમાં ઉમેરો કરવાનો એક માર્ગ છે, ઉપરાંત જે આપણે કમાયા છીએ તેને મજબૂત બનાવવુ જોઇએ' પ્રજાના મૂળભૂત હકોને લગતો ઠરાવ એ ત્યારનો સૌથી મહત્ત્વનો ઠરાવ છે સ્વરાજ્યસરકારની મહાસભાની કલ્પના સ્પષ્ટ કરતા જાહેર કરવામા આવ્યુ' કે આવી સરકારમા દરેક હિંદીને વિચારસ્વાતંત્ર્ય રહેશે, ધર્મ, જાતિ અને સ્ત્રીપુરુષના ભેદો કાયદો માન્ય નહી રાખે, મજૂરોનાં હિતોનુ રક્ષણ કરવામા આવશે, તેમને યોગ્ય પગાર ને બીજી સગવડો મળે એ તરફ લક્ષ રાખવામા આવશે, ઉદ્યોગો તથા ખાતા, ખનિજ દ્રવ્યો, રેલવે, વહાણવટુ તથા જળમાર્ગો ઉપર રાજ્યની માલિકી અથવા હક રહેશે

૧૯૩૧ની ૧૯મી ઓગસ્ટે ગાધીજી ગોળમેજી પરિષદમા હાજરી આપવા લડન ગયા ને અહીં સરકારે ગાધી-ઇર્વિન કરારનો ખુલ્લેો ભગ કર્યો ગાધીજી પણ નિરાશ થઇ ડિસેમ્બરની ૨૮મીએ પાછા ફર્યા ૧૯૩૨ની ચોથી જાનેવારીએ ફરી સવિનય કાયદાભગની લડત શરૂ થઈ. ૧૮૧૮ના કાયદાની ત્રીજી કલમ અનુસાર પહેલે જ દિવસે ગાધીજી અને વલ્લભભાઇને સરકારે કેદ કરી, જેલમા પૂરી દીધા. સરદારને ૧૯૩૪ સુધી ત્યા જ પુરાઇ રહેવું પડ્યુ, પરંતુ કથળની તબિયતે વર્ષના અંત ભાગમા એમને મુકિત મળી. હજી તો પ્રકૃતિ પૂરી સુધરી નહોતી ત્યાં તો ધારાસભા પ્રવેશનો પ્રશ્ન આવ્યો. લડત બધ કરી ને દેશ ચૂંટણીઓની

ધમાલમાં રોકાયો. સરદારની આગેવાની હેઠળ કોંગ્રેસ પાર્લામેંટરી બોર્ડ સ્થપાયું. સરદારની વ્યવસ્થાશક્તિ એટલે પછી પૂછવું જ શું? મહાસભાને જબરી સફળતા પ્રાપ્ત થઈ. સરહદ પ્રાંત, સંયુક્ત પ્રાંત, બિહાર, આસામ, ઓરિસા, મધ્યપ્રાંત, મુંબઈ, ને મદ્રાસમાં મોટી બહુમતિથી મહાસભા ચૂંટાઇ આવી. આ પ્રાંતોના કાર્યને માટે પાર્લામેંટરી ઉપસમિતિ સ્થપાઇ ને સરદારને તેનાં અધ્યક્ષ નીમ્યા. આ મંત્રીમંડળોનું સંચાલન કરવામાં એમણે જે અનુશાસન ને દૃઢતાનો પરિચય કરાવ્યો છે એ તો આખો દેશ જાણે છે.

૧૯૩૮–૩૯નાં વર્ષો દરમિયાન હિંદી રાજસ્થાનોમાં પુષ્કળ જાગૃતિ આવી. રાજસ્થાની પ્રજાઓએ જવાબદાર રાજતંત્રની માગણી કરી, એ મુદ્દા પર લડત આપી. આમાં મહેસૂર અને રાજકોટની લડતમાં વલ્લભભાઇનો હિસ્સો ગણના પાત્ર છે.

૧૯૩૯ના નવેમ્બરની ૯મી તારીખ સુધીમાં, યુરોપમાં સળગેલા મહાયુધ્ધમાં હિંદની સંમતિ વગર તેને ઘસડવાનાં બ્રિટિશ સરકારના પગલાંના વિરોધ તરીકે, અને પોતાની યુધ્ધનેમો સરકાર જાહેર કરતી ન હોવાને લીધે, આઠે પ્રાંતોમાંની મહાસભાસરકારોએ રાજીનામાં આપી દીધાં. આ પછી તુરત વલ્લભભાઇ પોતાના રચનાત્મક કાર્યમાં લાગી ગયા.

ને ત્યારપછી તો ઇતિહાસે જે પગલીઓ પાડી છે તે સૌને સુવિદિત છે. મહાસભાના ૧૯૪૨ના શકવર્તી ઓગસ્ટ ઠરાવને પરિણામે દરેક નેતાની ધરપકડ થઇ, ને તેને અજાણ્‌ સ્થળે કેદ રાખવામાં આવ્યા. દેશભરમાં જાણે દાવાનળ ફાટી નીકળ્યો. ૧૯૪૨, ૪૩ ને ૪૪નાં ત્રણ વર્ષ પૂરાં થયાં; ૧૯૪૫ના જૂનમાં વાઇસરોય લોર્ડ વેવેલે કરેલા રેડિયો પ્રવચન અનુસાર દેશનેતાઓની મુક્તિ થઇ.

પરંતુ તે દરમિયાન દેશમાં ફેલાયેલાં કાળાં બજાર, નફા ને સંઘરાની વૃત્તિ, લાંચરુશવતની બદીઓ, બંગાળનો દુષ્કાળ વગેરેએ જેલમાંથી તાજા જ બહાર આવેલા વલ્લભભાઇના જીવને બેચેન કરી મૂકયો. એમણે જાહેર વ્યાસપીઠ પરથી આ પંથે જતા લોકોને સખત શબ્દોમાં ચીમકી આપી, ને જે કાઇ બની ગયું છે તેનાથી ઉદ્વિગ્ન થઇ શોક અનુભવ્યો.

૧૯૪૫માં જ એમનાં સિત્તેર વર્ષ પૂરાં થયે, પ્રજાએ ભાવ ભેરના ઊમળકાથી એમને અભિનંદનો પાઠવ્યાં, અને એમનું નામ ચિરકાળ પર્યંત યાદ રાખવા 'સરદાર હૅાલ' બાંધવાનો ઠરાવ કર્યો. આ માટે જરૂરી લાખોની રકમ પણ એકઠી થવા માંડી.

આજે સિત્તેર વર્ષે ય વલ્લભભાઇનાં હૃદયમાં જુવાનનો જુસ્સો છે. દેશની નાની મોટી દરેક પ્રવૃત્તિમાં તેમનો સાથ

હોય છે, તેમની અપીલ હોય છે, તેમની હાકલ હોય છે, તેમના આશીર્વાદ હોય છે. કિસાનોના તો વલ્લભભાઈ આજે યે પ્રાણ છે.

આ વિચક્ષણ પુરુષના જીવનપંથ પર દૃષ્ટિ નાખતા સહેજ દેખાય છે કે વીરતા એ જીવનનો રાજમાર્ગ છે. એ વિરતા નિર્ભયતામાંથી પેદા થઈ છે, ને એ નિર્ભયતા ચોખ્ખાની છે. યુદ્ધ દેખીને એમનામાં ભાવાવેશ પેદા થાય છે, દિલમાં ઉમંગ સાથે એ આંધીની માફક ઘૂમી વળે છે, એટલું જ નહીં, પણ જે લોક આપત્તિઓને વધાવી લે છે, તેમને સહાય આપવા પણ એ તત્પર રહે છે. યુદ્ધ બંધ પડે છે ત્યારે એમને ઝાઝું ચેન નથી પડતું. આમ છતાં એમનો વિવેક ગાંધીજી તરફ એમને ઘસડી જાય છે; પણ એમના સમગ્ર તંત્રમાં ગાંધીજીના સિધ્ધાંતો એકાકાર નથી થઇ શકતા. એમની પ્રકૃતિ, સ્વભાવ ને પ્રવૃત્તિનો ઝોક જુદો જ છે. એમની મુખમુદ્રા જ એમની આંતરિક શક્તિઓનો અરીસો છે. જ્યારે એ ચહેરો કરડો થાય છે ત્યારે મહાસભાની અંદરના કે બહારના વિરોધીઓ ધ્રૂજી ઊઠે છે. આમ તો જાણે કોઇનો વિરોધ જ એ સાંખી શકતા નથી, પણ જ્યારે પ્રતિસ્પર્ધી એમની સાથે સહમત થતો નથી, ત્યારે જોન ગંથર લખે છે તેમ એ નિર્દય મુક્કો બની બેસે છે. સમાજવાદીઓને કાબૂમાં રાખવા માટે મહાસભાના હાથમાં તેઓ જબરામાં જબરું અસ્ત્ર છે, ને ખરેખર આખા

ચે ગુજરાતમાં આજે તો વ્યવસ્થા, સંગઠન અને કાર્યપરા-
યણતામાં એમને આંબી જાય એવો બીજો કોઇ નેતા નથી,
ને તેથી જ, વલ્લભભાઈમાં ગાંધીજી જેવી દૃષ્ટિની સમતુલા
નથી, જવાહર જેટલી લોકપ્રિયતા નથી, રાજાજી જેવી
બુદ્ધિની તીક્ષ્ણતા નથી છતાં વલ્લભભાઇ વલ્લભભાઈ જ છે.

ૐ

'ભારતમાની મૂર્તસેવા'

## બાબુ રાજેન્દ્રપ્રસાદ

(૩ ડિસેમ્બર ૧૮૮૪— )

શુદ્ધ જાડી ખાદીના લગભગ ગ્રામીણ વેશમા સજ્જ, રગે ઘઉંવર્ણા, ભરાવદાર મૂછવાળા, ને રીતભાતે તદ્દન સાદા એવા બાબુ રાજેન્દ્રપ્રસાદને તમે જુઓ તો કદી કલ્પનાયે ન આવે કે આ સાદાસીધા માણસમા શ્રદ્ધાની, બુદ્ધિની, વિવેકની, સેવાની, શક્તિની, તપસ્યાની દેવી અત્યંત પ્રોજ્જ્વલ જ્યોત ઝગે છે! એમની વાણી ઠંડી છતા પ્રભાવી, એમનો દેખાવ સાદો છતા માન માગી લે તેવો, એમનો વહેવાર વિશુદ્ધ, એમનુ કાર્ય ને ચારિત્ર્ય શંકાસંદેહથી પર બિહારના આ મહાત્મા હિન્દના રાજકારણમા એક અગ્રણી વ્યક્તિ છે

રાજેન્દ્રબાબુનો જન્મ ૧૮૮૪ની ૩જી ડિસેમ્બરે, ઉત્તર બિહારના સારન જિલ્લામાં જીરાદેઇ ગામમાં, જમીનદાર મુનશી મહાદેવ સહાયને ત્યાં થયો હતો. પિતા જાતે કાયસ્થ હતા અને ધંધે વૈદું કરતા હતા, અને ગરીબ દરદીઓને રાહત દાખલ મફત દવા આપતા. રાજેન્દ્રબાબુ પર એમનો મોટો ભાઇ મહેન્દ્ર બાબુના જીવનનો નૈતિક દૃષ્ટિએ ભારે પ્રભાવ છે.

૧૮૯૩મા રાજેન્દ્રબાબુ છપરા શાળામા જોડાયા. તે પૂર્વે એમણે ફારસી ભાષાનું શિક્ષણ લીધું હતું ૧૯૦૨ની સાલમા એમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. વીસ હજાર વિદ્યાર્થીઓમા તેઓ પ્રથમ આવ્યા, ને કેટલીયે શિષ્ય-વૃત્તિઓ મેળવી. શાળાનું શિક્ષણ પૂરું થયે તેઓ કલકત્તાની પ્રેસિડન્સી કોલેજમા જોડાયા. ને ત્યા પણ આ મેધાવી કિશોરે આખી વિદ્યાપીઠમા સાથી પ્રથમ આવી પોતાની દેવદત્ત પ્રતિભાની સૌના મન પર છાપ પાડી દીધી. ૧૯૦૬માં બી. એ. થયા, ને ૧૯૦૭મા એમ એ. ની પરીક્ષા અગ્રેજી સાથે પ્રથમ નબરે પસાર કરી, સાથે સાથે કાયદાશાસ્ત્રનો અભ્યાસ પણ શરૂ કર્યો.

તેવીસ વર્ષની આ શૈક્ષણિક કારકીર્દિ એ રાજેન્દ્રબાબુના જીવનનું એક અતિઉજ્જ્વલ પ્રકરણ છે. અને આ વર્ષો દરમિયાન વાચન મનન અધ્યયનને પરિણામે એમણે જે કાઇ પ્રાપ્ત કર્યું હતું, તેનું પરિપક્વ ફળ, પાછલાં વર્ષોમાં

દેખાઇ આવે છે. એમ. એ. થયા પછી તેઓ મુઝફ્ફરપુરની ગ્રીઅર કૉલેજમાં પ્રાધ્યાપક નીમાયા, ને ત્યાં એક વર્ષ કામ કરી, કાયદાના અભ્યાસ માટે કલકત્તા ચાલી ગયા, ને ત્યા જઇ વકીલ બન્યા. એક સફળ વકીલ તરીકે પણ તેમણે નામના કાઢી, ને લૉ કૉલેજમાં પણ પ્રાધ્યાપકના માનવતા પદે થોડો સમય રહ્યા.

આ વર્ષો દરમિયાનનો મહત્ત્વનો રાજકીય બનાવ તે બંગાળના ભાગલા. લૉર્ડ કર્ઝનની નીતિનો ઠેરઠેર વિરોધ પોકારાયો હતો. બંગાળના સસ્કાર, સંસ્કૃતિ ને ઐક્ય જોખમમાં આવી પડયા હતા. જમાનો તોફાની થઇ ગયો હતો, સુષુપ્તિ અવસ્થા જતી હતી ને જાગૃતિ આવતી હતી. લોકોનાં હૃદયમા માતૃભૂમિની સેવાની સજગતા આવી ગઇ હતી. એકમેકને પિછાણી, સ્વદેશી ધર્મના ફેલાવા માટે સૌ કટિબદ્ધ થઇ ગયા હતા. રાજેન્દ્રબાબુ આ વેળા અભ્યાસ-પરાયણ હતા, પરંતુ પુસ્તકના કીડા ન હતા. જાહેર ચર્ચાઓમાં, ને સાર્વજનિક કાર્યોમા એ ઉત્સાહથી ભાગ લેતા હતા. રાજકીય વાતાવરણમાં જન્મેલી ક્ષુબ્ધતાથી એ કેમ અળગા રહી શકે ? બગાળના યુવાનોમાં જે જાગૃતિ આવી હતી તેની આંચ રાજેન્દ્રબાબુએ બિહારના વિદ્યાર્થીઓને પણ લગાડી. એમના પ્રયત્નો વડે ડિસેમ્બર, ૧૯૦૬માં પટણા કૉલેજના હૉલમાં બિહાર વિદ્યાર્થીસંમેલનની એક પરિષદના સ્વ. સૈયદ શરફુદ્દીનસાહેબને અધ્યક્ષપદે મળી.

બિહારના વિદ્યાર્થીઓની એ પ્રેરણા હતી. પોતે આ પછી ડોન સોસાયટીમાં જોડાયા. સુપ્રસિદ્ધ બ્રહ્મવાદી સિસ્ટર નિવેદિતાએ રાજેન્દ્રબાબુની આંખોમાં ઉજ્જવલ ભાવિની શક્યતાની ઝાંખી કરી લીધી હતી.

અને તેની પ્રતીતિ એ અરસામાં, ઇ. સ. ૧૯૧૦માં, ગોખલેએ એમને હિન્દ સેવક સમાજમાં જોડાઇ, કામ શીખવાનું આમંત્રણ આપ્યું, તે પરથી થઇ જાય છે. રાજેન્દ્રબાબુને ગોખલેજી પ્રત્યે અગાધ ભક્તિ હતી. એટલે એ તો તુરત તૈયાર થઇ ગયા, પરંતુ એમના મોટાભાઇની આજ્ઞાનુસાર એ વિચાર છોડી દેવો પડયો. પરંતુ ચિત્તમાં જે મંથન ચાલી રહ્યું હતું, ત્યાગ ને સેવાની ભાવના જે વિચારો પ્રેરી રહી હતી તેનું સન્નિષ્ઠ પ્રતિબિંબ એણે મોટાભાઈ પર લખેલા પત્રમાં પાડયું છે. એમનું જીવન કઇ કેડીએ ચાલવા પ્રેરાતું હતું, એ જાણવા માટે એ પત્રનું અધ્યયન કરવું જરૂરી છે. જીવનની પહેલી પચ્ચીસમાં જ આ ભાવિ મહાપુરુષમાં કેવી ઉત્કૃષ્ટ ભાવનાઓ હતી તે અહીં દેખાય છે. તેઓ લખે છે :

'ભાઇ, જાતે ભાવવિવશ વ્યક્તિ હોઈ હું તમારી રૂબરૂમાં કશી વાત નથી કરી શકતો. કોઇ ઉચ્ચતર ને મહત્ત્વપૂર્ણ ભાવનાનાં આવાહનની હું અનુભૂતિ કરી રહ્યો છું. તમને મુશ્કેલી કે પરેશાનીમાં છોડી દેવા એ મને શોભાસ્પદ નથી, પરંતુ ત્રીસ કરોડ ભારતવાસીઓ માટે આપ કંઇક ત્યાગ કરો એવી મારી અરજ છે. શ્રી. ગોખલેના

સમાજમાં જોડાવું એમાં હું કશો ત્યાગ કરતો નથી. સારા માટે કે માઠા માટે, પણ મને એવા શિક્ષણનો લાભ મળ્યો છે કે હું ગમે તે પરિસ્થિતિને અનુકૂળ બની શકું છું. મારી રહેણી–કરણી પણ એવી સાદી છે કે મને સુવિધાના કોઈ વિશેષ સાધનની જરૂરત નથી. 'સમાજ' મને જે આપશે તે મને પૂરતું થશે, પરતુ હુ એમ તો નથી જ કહી શકતો કે આમાં તમારે ત્યાગ નહિ કરવો પડે. તમે મારા પર મોટી આશાઓ બાધી છે; એ આશાઓ એક ક્ષણમા નષ્ટ થઈ જશે. પરંતુ આ અનિત્ય સસારમાં પૂજી, પદ, પ્રતિષ્ઠા સૌનો અંત છે. જેમ પૂજી વધતી જાય છે, તેમ તૃષ્ણા વધતી જાય છે. લોકો સમજે છે કે ધનવાન પોતાનુ સૂવર્ણ જોઈને સુખી છે, પરંતુ જાણકારો તો જાણે જ છે કે આનંદ બહારથી નહિ, હૃદયની અંદરથી ઉત્પન્ન થાય છે. લક્ષાધિપતિ પોતાની લાખની મૂડીથી જેટલો સુખી છે તેના કરતાં ગરીબ માણસ પોતાની નાની પૂજીથી અધિક સંતુષ્ટ રહે છે. એટલે ગરીબી પ્રત્યે ઘૃણા ન કરવી જોઇએ. સસારની મહાવ્યક્તિઓ અત્યત દરિદ્ર રહી છે, ને શરૂઆતમા એમના પર સદા અત્યાચારો થયા છે, ને એમની ઉપેક્ષા થતી રહી છે. આજે એ ઉપહાસ ને અત્યાચાર કરવાવાળા ધૂળમા મળી ગયા છે, ને કોઈ એમનુ નામ પણ લેતું નથી; જ્યારે એ ઉપેક્ષિત ને પીડિત મહાપુરુષોનુ સભારણું લાખો મનુષ્યોના હૃદયમાં પ્રકાશધારા રેલે છે. મારા જીવનમાં જો કોઇ મહત્ત્વાકાંક્ષા રહી

હોય તે એ જ કે હું મારા દેશની થોડી પણ સેવા કરી શકું. એ સિવાય મને બીજી કોઇ મહત્ત્વાકાંક્ષા નથી. ગોખલેના જેવી પ્રતિષ્ઠા કે પ્રભાવ કે લાગવગ આજ કયા રાય કે રંકમાં છે? ને એમ છતાં યે ગોખલે શું રંક નથી?'

અને આ સેવાઓના આવિર્ભાવની તક એમને ૧૯૧૩, ૧૯૨૩, ૧૯૩૦, ૧૯૩૪માં પૂર, દુકાળ, ધરતીકંપ જેવી ભીષણ કુદરતપ્રેરિત આપત્તિઓમાં મળી પણ ગઇ.

* * *

૧૯૧૧થી ૧૯૧૬ સુધી કલકત્તાની વડી અદાલતમાં એમણે વકીલાત શરૂ કરી, જારી રાખી. ૧૯૧૬માં જ્યારે પટણાની વડી અદાલત સ્થપાઇ, ત્યારે પોતે બિહાર ચાલી ગયા. ૧૯૧૫માં માસ્ટર ઓફ લાની પરીક્ષામાં બેઠા, ને પ્રથમ વર્ગમાં પ્રથમ આવ્યા! માત્ર વકીલાત ચાલુ રાખી હોત તો પ્રતિષ્ઠા સાથે પૂંછયે સારી પેદા કરી શકતે, પરંતુ કુદરતે આ બુધ્ધિશક્તિને અપટા-ટંટાના ક્ષુલ્લક વાદવિવાદોમાં કુંઠિત રાખવાનું યોગ્ય નહોતું ધાર્યું. અદાલતખંડની ચાર દીવાલો કરતાં દેશની મુક્ત હવા એમની વધારે પ્રતીક્ષા કરતી હતી.

૧૯૧૬ના સપ્ટેમ્બરમાં હિન્દસરકારના તે વેળાના શિક્ષણસભ્ય સર શંકરન નાયરે પટણા વિશ્વવિદ્યાલય બિલ, વડી ધારાસભામાં પેશ કર્યું. આ ખરડો સંકુચિત, પ્રત્યા-

ઘાતી, અસંબધ્ધ હતો. રાજેન્દ્રબાબુ એ વેળા બિહાર પ્રાંતીય સંમેલનના જોડિયા મંત્રી હતા. એમણે વર્તમાનપત્રોમાં અને સભાઓમાં, તીવ્ર પ્રચારકાર્યથી એની વિરુધ્ધ આંદોલન જગાવ્યું, પરિણામે સરકારને એમાં અગત્યનાં પરિવર્તનો કરવાં પડયાં.

૧૯૧૭માં તેઓ પટણા વિશ્વવિદ્યાલયની સેનેટમાં નીમાયા, ને સિંડિકેટમાં પણ ચૂંટાઇ આવ્યા. અહીં હિન્દી માધ્યમ દ્વારા શિક્ષણ આપવાની, ને શિક્ષણક્રમ સસ્તો અને સરલ કરવાની પ્રવૃત્તિ એમણે આરંભી ને થોડે અંશે સફળતા પણ પ્રાપ્ત કરી. અસહકારનું આંદોલન ભારતવર્ષમાં ન જાગ્યું હોત તો તેઓ વાઇસ-ચેન્સેલર ન થયા હોત !

પરંતુ આ બધી પ્રવૃત્તિ વચ્ચે રાજેન્દ્રબાબુને રાજકારણની આગલી હરોળમાં આણનાર બનાવ તે ચંપારણ સત્યાગ્રહ, સાલ ૧૯૧૭. બિહારમાં જાગૃતિનું પરોઢ આનાથી ફૂટયું. આ વરસમાં ડૉ. એની બિસેન્ટની હોમરુલ પ્રવૃત્તિ વેગભર થતી હતી, પરંતુ ચપારણનાં ગળીનાં ખેતરોના ખેડૂતોની દશાનું નિરીક્ષણ કરવાને ગાંધીજી ચંપારણ ગયા. સાથમાં રાજેન્દ્રપ્રસાદ, બ્રિજકિશોર બાબુ, ગોરખ બાબુ, અનુગ્રહ બાબુ, પ્રો. કિપલાણી અને ડૉ. દેવ પણ હતા. હોમરુલ આંદોલનથી આ સૌને છ માસ, આ લડતે અલગ રાખ્યા. ગાંધીજી બિહાર પહોંચ્યા ને ગિરફ્તાર થયા, પરંતુ પાછળથી તેમને છોડવામાં આવ્યા. જનતામાં જાગૃતિની અજબ

લહેર ફેલાઈ ગઈ. સરકાર પ્રત્યે તીવ્ર અસંતોષ વ્યક્ત થયો. બિહાર સરકારે વાત વધતી જોઈ એક તપાસસમિતિ નીમી. સમિતિએ લોકપક્ષે અભિપ્રાય આપ્યો. પરિણામે ૧૯૧૮નો ચંપારણ ઍગ્રેરિયન ઍક્ટ પસાર થયો. અહંકારી ગોરાઓનો પ્રભાવ હંમેશ માટે નિર્મૂળ થયો. 'ચંપારણમાં ગાંધી' અને 'ખાદીનું અર્થશાસ્ત્ર' એ બે પુસ્તકો દ્વારા રાજેન્દ્રબાબુએ ગાંધીજીના તત્ત્વજ્ઞાન સાથે તથા તેમની હિલચાલો સાથે પોતે કેવા એકાકાર થઈ ગયા છે તે બતાવ્યું છે.

૧૯૧૯ના અભાગી રોલેટ કાયદાએ પ્રજામાં રોષ ફેલાવી દીધો. રાજેન્દ્રબાબુએ વકીલાત ફગાવી દીધી, ને ગાંધીજીના નિકટતમ અંતેવાસી બની ગયા. ૧૯૨૦માં બિહાર રાજકીય પરિષદના અધ્યક્ષ બન્યા, અને હૃદયમાં પ્રગટેલી રાષ્ટ્રસેવાની ભાવનાએ પ્રગાઈને, પટણા વિશ્વવિદ્યાલયના, સેનેટના સભ્ય તરીકેનું રાજીનામું આપ્યું, અને 'રાયબહાદુર'નો મળેલો ઇલકાબ સરકારને પાછો મોકલી આપ્યો. આખા બિહારમાં રાષ્ટ્રીય શિક્ષણશાળાઓ સ્થાપી, પટણામાં રાષ્ટ્રીય મહાવિદ્યાલય સ્થાપ્યું, ને બિહાર વિદ્યાપીઠની સ્થાપનામાં પણ ભાગ લીધો.

૧૯૨૩માં કોકોનાડામાં મળેલા આડત્રીસમા અધિવેશનમાં હાજરી આપવાની ઘણી ઇચ્છા છતાં, નરમ પ્રકૃતિને કારણે ન જઈ શક્યા. ૧૯૨૫માં પટણા મ્યુનિસિપાલિટીના પ્રમુખ ચૂંટાયા. પરંતુ ત્યાંના વાતાવરણમાં સ્વાસ્થ્ય ન લઈ શક્યા,

ને પંદર માસ પછી નીકળી ગયા. આ બધાં વર્ષો દરમિયાન, ને ૧૯૩૦ વેળા પણ, સતત ને એકનિષ્ઠ સેવાકાર્યથી તેમણે જનતાના હૃદયમાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી જ લીધું હતું. ૧૯૩૦માં ત્રણ વાર જેલમાં પણ જઇ આવ્યા. ૧૯૩૧ ની ૨૧ મી જાન્યુઆરીએ, અલ્લાહાબાદના સ્વરાજ-ભવનમાં મળેલી કારોબારીની બેઠકના તેઓ પ્રમુખ હતા. ૧૯૩૨ માં, ૨૦ મી સપ્ટેમ્બરે ગાંધીજીએ જ્યારે ઉપવાસ આદર્યાં ત્યારે રાષ્ટ્ર સમસ્ત ભારે ચિંતામય બની ગયું હતું. એ ઉપવાસ છુકાવવા માટે એક યોજના ઘડવામાં ડૉ. આંબેડકર સાથે રાજગોપાલાચારી, અમૃતલાલ ઠક્કર માલવિયાજી, સરદાર પટેલ, જયકર, સરોજિની નાયડુ વગેરેની સાથે રાજેન્દ્રબાબુ પણ હતા. એ જ વર્ષમાં કટકમાં ભરાનારી મહાસભાના પ્રમુખ તરીકે તેઓ ચૂંટાયા હતા. પરંતુ સત્યાગ્રહ ફરી શરૂ થતાં અધિવેશન મુલતવી રહ્યું. પરંતુ ચળવળ ધીમી પડતાં ૧૯૩૪ની ૧૫મી જાન્યુઆરીએ બિહારમાં પ્રલયંકર ધરતીકંપ થયો. જેલમાં ખરાબ તબિયત રહેતાં, પટણાની સરકારી હૉસ્પિટલમાં લઇ જવામાં આવ્યા. પણ દર્દ વધતાં, સરકારે ૧૭મીએ છોડી દીધા. શરીરમાં શક્તિ હતી નહીં, છતાં પણ રાહતકાર્ય ઉપાડી લીધું. લોકોને દર્દભરી વિનવણી કરી, દાન આપવાની ઉદારતા દાખવવા હાકલ કરી, ને એને અનુસરીને લોકોએ લાખો રૂપિયા ધરી દીધા.

આ બધી સેવાઓની કદર કરી રાષ્ટ્રે રાજેન્દ્રબાબુને

રાષ્ટ્રપતિ તરીકે સન્માન્યા, સ્વીકાર્યા. ૨૪ ઓકટોબર ૧૯૩૪ને દિવસે મુંબઈમાં, વરલીના મેદાનમાં ૪૮મું અધિવેશન ભરાયું. કાયદાભંગ મોકૂફ રાખવામાં આવ્યો હતો, ને કાઉન્સિલનો કાર્યક્રમ હાથમાં લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. અહીં, અખિલ ભારતીય ગ્રામોદ્યોગ સંઘની સ્થાપના કરવામાં આવી. ગાંધીજીએ મહાસભામાંથી નીકળી જવાનો નિશ્ચય જાહેર કર્યો, ને ચાર આનાવાળા સભાસદ તરીકેનું રાજીનામું આપ્યું. રાજેન્દ્રબાબુએ અધ્યક્ષસ્થાનેથી ભારે કુનેહથી, દીર્ઘદષ્ટિથી અને કાર્યદક્ષતાથી સંચાલન કર્યું. છેલ્લાં ત્રણ વર્ષમાંની રાજકીય પરિસ્થિતિનું સિંહાવલોકન કર્યું. શ્વેતપત્રની સમીક્ષા કરી, સત્યાગ્રહના તત્ત્વનું શ્રદ્ધા-યુક્ત પ્રતિપાદન કરી, સમર્થન કર્યું. ખાદી, રેંટિયો, ગ્રામો-દ્યોગ વગેરે પર ભાર મૂકયો. એમણે કહ્યુ :

'હું આપને એમ કહેવા માગું છું કે દુનિયા આખીમાં આપણા રાષ્ટ્રીય નિશાન જેવું અત્યંત વિશુદ્ધ અને અત્યંત ઉચ્ચ ધ્યેય પ્રદર્શિત કરનારું બીજું એકે નિશાન નથી. આધુનિક માનવતાના ચાર શાપને આપણે ધિક્કારી કાઢીએ છીએ, એવો સંદેશ એ નિશાન આપે છે. એ શાપ સામ્રાજ્યવાદ, લશ્કરવાદ, મૂડીવાદ, ઉદ્યોગવાદ, રેંટિયો અને ખાદી એ શ્રેષ્ઠ અને કનિષ્ઠને અન્યોન્ય સાંધનારી જીવનસાંકળ છે. અનેક જુલમોનો અહિંસાત્મક પ્રતિકાર કરવાના દૃઢ નિશ્ચયનાં એ બને પ્રતીક છે. રેંટિયો ને ખાદી, રાજકીય અને ખાનગી

જીવનશુદ્ધિના નવા યુગનો પ્રારંભ કરે છે. ખાદીની શરત કાઢી નાખવી એટલે શહેરો અને ગામડાં વચ્ચેની સાંકળ કાપી નાખવા જેવું છે.'

૧૯૩૫માં એઓ દેશભરમાં ઘૂમ્યા–મહારાષ્ટ્ર, કર્ણાટક, બિહાર, પંજાબ, આંધ્ર, તામિલનાડ વગેરે સ્થળોએ. એ સાલ મહાસભાની સુવર્ણજયંતિની ઊજવણીની હતી. રાજેન્દ્રબાબુએ રાષ્ટ્રપતિ તરીકે પ્રજામાં નવા ચેતનનાં ઓઘ ઊભરાવ્યાં. નવા બંધારણ હેઠળ મહાસભાએ ધારાસભાઓ સર કરી અને પ્રધાનપદ સ્વીકાર્યાં. એ પ્રધાનમંડળોના કાર્યની દિશાદોરવણી માટે જે સમિતિ નીમાઈ તેમાં રાજેન્દ્રબાબુ પણ એક સભ્ય હતા. એમની સાથે મૌલાના આઝાદ અને વલ્લભભાઈ જેવા પ્રથમ કક્ષાના આગેવાનો હતા. ૧૯૩૯ની ત્રિપુરી મહાસભા પછી થોડા જ સમયમાં કલકત્તામાં મળેલી મહાસમિતિમાં સુભાષબાબુએ, મહાસભાના પ્રમુખસ્થાનેથી રાજીનામું આપ્યું, ને તેમની જગાએ રાજેન્દ્રબાબુ ચૂંટી કઢાયા.

આજ સુધી તેઓ મહાસભાની કાર્યસમિતિમાં ખૂબ ક્રિયાશીલ અને જાગૃત સભ્ય છે. ૧૯૪૨ના 'બળવા'વેળા તેઓ બીજા આગેવાનો સાથે ગિરફતાર થયા, ને ત્યારપછી જેલમાં જ રહ્યા. હમણાં તેઓ બધા સાથે છૂટયા ને પાછા એ જ દેશસેવાની લગનમાં સ્ફૂર્તિથી લાગી ગયા છે: રાજેન્દ્રબાબુનું સુંદર ચિત્ર જોવું છે? એમના જીવનના

ગુણુ ને ધર્મ જેવા છે? ત્યાગ ને સેવાની આ જીવન્ત મૂર્તિના રૂપરંગની કસોટી કરવી છે?

'સુમન' કહે છે: 'રાજેન્દ્રબાબુ મૂળ તો છે સેવક, પણ ગાંધીજીના સહયોગે એમને સાધક પણ બનાવ્યા છે. એમણે ભક્તિ ને શ્રદ્ધાનો સીધો માર્ગ ઝાલ્યો છે. એમાં નથી સંદેહ, નથી શંકા, નથી સંશય. એ વિશ્વાસનો પંથ છે, આત્મદાનનો રાજમાર્ગ છે. ગંગા જેવી, માનવનાના વિશાળ ક્ષેત્રમાં આ નદી વહે છે. એમાં નથી સોનની ઉગ્રતા, નથી નર્મદાની વક્રતા એની એક જ ધૂન છે, એક જ આકાંક્ષા છે–દરિદ્રનારાયણની સેવા. એમાં સત્ય એમનું લક્ષ્ય છે, અહિંસા સાધન છે, નિષ્કપટ હૃદય એનું પ્રબળ અસ્ત્ર છે.

સન્નિષ્ઠ, નિષ્કપટ, સરલ, નિરહંકારી, ઉદાર, ત્યાગી, સેવાભાવી, શ્રધ્ધાળુ, આ રાજનીતિજ્ઞના નામની પાછળ સંદેહસૂચક પ્રશ્નાર્થ મૂકવાની કોઇની હામ નથી. એમનામાં દિલદુભાવનારી વિષભરી વાણી નથી, મોટાઇની બદબો નથી, અધિકારનો પ્રમાદ નથી, આત્મવંચના નથી, ને મત્સર નથી. એમની વાણી છે સરલ, સબદ્ધ, બુદ્ધિ વિવેકભરી ને ભાવનાવશ; એમની મોટાઇ છે નીચાને સત્કારનારી ને પ્રેમ કરનારી; એમનો અધિકાર છે દીનપીડિતોના ઉત્કર્ષોન્નતિનો, એમની જમાત ઊભી કરનારનો નહીં.

'વીરશ્રીની ઉપાસના'

પંડિત જવાહરલાલ નહેરૂ

(૧૪મી નવેંબર ૧૮૮૯ )

'મૂળ વાત તો એમ છે કે જવાહરલાલ જે રિધ્ધિવંત વાતાવરણમાં ઉછર્યાં છે, એ એમના માનસિક વિકાસની સાથે સાથે જ ચાલ્યું આવે છે. દિલને એ રાજા અમલ રાજા જ છે! એમના સતત સંપૂર્ણ ત્યાગમાં જ્યાં બ્રાહ્મણત્વ છે, ત્યાં એ ત્યાગીમાં ક્ષત્રિયત્વ પણ કાંઇ ઓછુ નથી. જે રાજપૂતી બંકાઇ શરૂના દિવસોમાં હતી તે આજે પણ છે, બલકે વિશેષ છે. પિતાના મૃત્યુએ એમને આ દિશામાં દોર્યા, ને પ્યારી પત્ની કમલાના દેહાવસાને સર્વ બંધનો કાપી



નાખ્યાં. હવે નિર્બંધ, નિશ્ચિન્ત, નિર્ભય થઈને એમણે સ્વાધીનતાની યજ્ઞભૂમિમાં પ્રવેશ કર્યો છે....પિતા ગયા, એક મધુર નિયંત્રણ ગયું; કમલા ગઈ, બુલબુલનો માળો ઉજ્જડ થઈ ગયો. હવે તો જીવનનો તપતો બપોર છે અને પાનખર છે, અથવા તો જે પાનખર છે તે જ જીવનની વસંત છે.'

'હમારે નેતા'ના લેખક શ્રી રામનાથ 'સુમને' પંડિતજીનું સુંદર ચિત્ર આ શબ્દોમાં દોર્યું છે. તો બીજે પક્ષે આજથી સત્તર વર્ષ પૂર્વે ગાંધીજીએ ઉચ્ચારેલા શબ્દો પંડિતજીનું બીજું પાસું બતાવે છે.

'બહાદુરીમાં કોઇ એનાથી વધી શકે એમ નથી, ને દેશપ્રેમમાં એની આગળ કોણ થઇ શકે એમ છે? કોઇ લોક કહે છે કે એ અધીર છે ને તેજીલા છે. આવે વખતે તો આ એક વિશિષ્ટ ગુણ છે. ને એમનામાં જ્યાં એક વીર યોદ્ધાની અધીરતા ને ચાંચલ્ય છે ત્યાં એક રાજનીતિજ્ઞનો વિવેક પણ છે. નિઃશંક, એ પોતાની પરિસ્થિતિથી બહુ આગળની વાતોનો વિચાર કરનાર ઉગ્રવાદી છે. સ્ફટિકમણિ જેવા એ પવિત્ર છે, એની સત્યશીલતા સંદેહથી પર છે. એ અહિંસક અને અનિન્દનીય ચોખ્ખા છે. રાષ્ટ્ર એના હાથમાં સલામત છે.'

અને કવિત્મય બાનીમાં ડૉ. પટ્ટાભી સીતારામય્યા એ જ બે નેતાઓની તુલના કરતાં લખે છે:

'જવાહર અને ગાંધી વચ્ચેનો સંબંધ આગ ને પાણીના

જેવો છે. પરંતુ આ વિરોધાભાસમાં જ વાસ્તવિક એકતા રહેલી છે.......રાજનીતિજ્ઞ જવાહરની તુલના ગોદાવરી નદી સાથે કરી શકાય, જે નાસિકથી શરૂ થઇ ઊંચી નીચી ભૂમિ પર ભયંકર વેગથી આગળ ધપતી જંગલો અને ધરાઓને વટાવી દે છે. ગાંધી રાજમહેન્દ્ર વરમ પરના નદીતલ જેવા છે, જે વિસ્તૃત છે, ગાહન છે, શાંત છે, શીઘ્રપ્રવાહી છે અને એક બંધમાં જઈને પડે છે, જ્યાંથી આસપાસનાં ખેતરોને સીંચનારી કેટલી યે નહેરો નીકળે છે, અને પૃથ્વીના લાખો નિવાસીઓને સુખસમૃધ્ધિનું દાન કરે છે.....ગાંધી અને જવાહર, જે પ્રકારે ગંગા ને યમુના મળે છે તેમ મળે છે....વ્યાપકતા અને ઊંડાણમાં ઊંચાઇનો સમાવેશ થઇ જાય છે, વિજ્ઞાન સાથે દર્શનનો, ભૌતિકતાની સાથે આધ્યાત્મિકતાનો અથવા એમ કહો કે હિંસા સાથે અહિંસાનો સમાગમ થઇ જાય છે.'

પંડિત જવાહરલાલ વર્તમાન રાજકારણના અગ્રણી નેતા છે, ને સૌથી વધુ લોકપ્રિય છે.

પ્રયાગ, મીરગંજ મહોલ્લો, આનંદભવન, પંડિત મોતીલાલ નહેરુને ત્યાં ૧૪મી નવેમ્બર ૧૮૮૯ને દિને પંડિતજીનો જન્મ થયો. બાદશાહી વૈભવ, ને પુત્રજન્મ એટલે સૌના આનંદનો પાર ન રહ્યો. પૂરા લાડકોડથી જવાહરલાલનો ઉછેર થવા લાગ્યો. ૭ વર્ષથી બાર વર્ષ સુધી ઘરે

જ શિક્ષણ લીધું, ને શિક્ષણની સાથે સાથે ઘોડેસવારી, ટેનિસ, ફૂટબૉલ, તરવાનું વગેરે તો રોજિંદી રમતો હતી.

આ બાળકના બાળ માનસ પર જુદી જુદી છાપો પડવા લાગી. મુનશી મુબારકઅલી એમની મીઠી ને પ્રેરક વાણીથી ૧૮૫૭ના બળવાની કથાઓ કહેતા; માતા સ્વરૂપરાણી રામાયણમહાભારતના ઉત્તેજનાપ્રેરક પ્રસંગો કહી સંભળાવતાં; ડૉ. એની બિસેન્ટનું સૌમ્ય, શીળું ને ઉત્સાહી વ્યક્તિત્વ પોતાની અનોખી છાપ પાડતું; ને હૃદયના હિન્દુ તથા જાતિના અંગ્રેજ પ્રસિદ્ધ બ્રહ્મવિદ્ એફ. ટી. બ્રુક્સ, જાતિના હિન્દુ ને હૃદયના અંગ્રેજ પંડિત મોતીલાલના આ બાળક પર, પોતાની સાત્ત્વિક પૂંજીનો પ્રકાશ રેલતા હતા, એના પર આર્યત્વનો ઓપ ચડાવતા હતા. ને સાથે સાથે મોટા ઘરમાંથી ઉપજતી વર્ગશ્રેષ્ઠતાનું ભાન, અભિમાન વગેરે પણ પોષાતાં જતાં હતાં.

પંદર વર્ષ આ રીત વિતાવી, બુદ્ધિબળમાં સારી સમૃદ્ધિ મેળવી, ૧૯૦૪માં તેઓ વિલાયત ગયા. માતા-પિતા બાળકને વળાવવા ઠેઠ વિલાયત ગયાં, ત્યાંના હેરો વિદ્યાલયમાં એમનું નામ દાખલ કરાવ્યું. અહીં પરીક્ષા પૂરી કરી, કેમ્બ્રિજ વિદ્યાપીઠની સુપ્રસિદ્ધ ટ્રિનિટી કૉલેજમાં ૧૯૦૭માં જોડાયા, અને પ્રાણીવિજ્ઞાન, વનસ્પતિવિજ્ઞાન અને રસાયણ-શાસ્ત્રના વિષયો સાથે સન્માન બી. એ.ની પરીક્ષા પસાર કરી, પરંતુ સદ્ભાગ્ય એવું કે કૉલેજના અધિકારીઓએ

એમની અસાધારણ યોગ્યતા જોઇ એમને એમ. એ. નું પ્રમાણપત્ર આપ્યું. અહીંથી તેઓ લંડનના ઇનર ટેમ્પુલમાં ગયા. ૧૯૧૨માં બૅરિસ્ટર થયા. હિન્દ પાછા ફર્યા ને પિતા સાથે ધંધામાં જોડાયા.

૧૯૧૨ની પટણા મહાસભા વેળા તેઓએ ભાગ લીધો, ને પછી તો અધિવેશનોમાં તેમની હાજરી નિયમિત રહેવા લાગી. ૧૯૧૪માં ગોપાલકૃષ્ણ ગોખલેની અપીલના જવાબમાં એમણે પચાસ હજાર રૂપિયા એકઠા કરી આફ્રિકા મોકલી આપ્યા. ૧૯૧૫માં તેમણે જાહેર સભામાં પહેલી વાર અંગ્રેજીમાં ભાષણ કર્યું ને ડૉ. સપ્રુ ખુશ થઇ ગયા.

૧૯૧૬માં દિલ્લીના ધનાઢ્ય વેપારી પંડિત જવાહરમલ કૌલની પુત્રી કમલા સાથે ભારે ધામધૂમથી, વસંતપંચમીને દિવસે એમનું લગ્ન થયું. ને એ જ વર્ષે લખનૌ મહાસભા વેળા તેમને ગાંધીજીનો મેળાપ થયો, ને દક્ષિણ આફ્રિકા તથા ચંપારણ સત્યાગ્રહના જેવી લડત હિન્દના બીજા પ્રશ્નોને અંગે પણ શરૂ કરવી પડશે એમ જાણી તેમનું થનગનતું ને કંઇક કાર્યક્ષેત્ર માગતું હૃદય ઉલ્લાસિત થઇ રહ્યું.

૧૯૧૭માં પુત્રી ઇંદિરાનો જન્મ થયો, આ જ અરસામાં ડૉ. એની બિસેન્ટની હોમરુલ ચળવળને અંગે દેશભરમાં રાષ્ટ્રીય લાગણીઓનો જુવાળ ચડયો, ને જવાહરલાલને પણ તે સ્પર્શી ગયો. ડૉ. બિસેન્ટ કેદ પકડાયાં, ને પ્રજામાં રોષ

ભભૂકી ઊઠ્યો. પિતાપુત્રે તેમાં પૂરતા ઉત્સાહથી સાથ આપ્યો, ને ત્યારથી રાજકારણના ક્ષેત્રમાં આગળ આવ્યા.

૧૯૧૯–૨૦માં અયોધ્યાના ખેડૂતો વચ્ચે એમણે કામગીરી બજાવી, ને પછી અસહકારનો આવાહનવાદ આવ્યો કે એમણે બેરિસ્ટરીને તિલાંજલિ આપી દીધી. અમીર આદમીએ પંજાબનો હત્યાકાંડ જોયો, સરકારી દમનનીતિને ઓળખી ને સંસ્કારી હૃદયે પોકાર કર્યો કે આ પરિસ્થિતિ મટવી જોઈએ. આ જ અરસામાં ઈંગ્લાંડના પાટવીકુંવરે હિન્દમાં પ્રવેશ કર્યો; એમના બહિષ્કારની પ્રવૃત્તિ ઊપડી; સરકારે જવાહરને કેદ પકડ્યા ને છ મહિનાની સજા ફરમાવી. પરંતુ ત્રણ માસ પછી તેમને મુક્તિ મળી. ૧૯૨૨માં પ્રયાગમાં વિદેશી કાપડની દુકાનો પર પિકેટિંગ કરતી વેળા ફરી ગિરફતાર થયા, ને અઢાર માસની સખત સજા તથા રૂપિયા સોનો દંડ થયો. પરંતુ આઠેક માસ પછી, ૧૯૨૩ના જાન્યુઆરીમાં લખનૌ જેલમાંથી તેમની મુક્તિ થઈ.

આ સમયે ગાંધીજી ગેરહાજર હતા; દેશના રાજકીય જીવનમાં પલટો આવ્યો હતો. ધારાસભા સર કરવાની મહાસભાના એક પક્ષની ઇચ્છા હતી. ચૂંટણીમાં મળતી બધી જ બેઠકો માટે સ્વરાજ્યપક્ષે યોજના કરી. પંડિત જવાહરલાલે ઝુંબેશ ઊઠાવી, ને ૧૯૨૨માં પ્રયાગ સુધરાઈ ખાતાના અધ્યક્ષ, સર્વસંમતિથી, ચૂંટાઈ આવ્યા. બે વર્ષ

આ પદે રહી એમણે નગરની ઉન્નતિ અર્થે સુંદર પ્રબંધ કર્યો.

માર્ચ ૧૯૨૬માં, કમલાદેવીની પ્રકૃતિ અસ્વસ્થ થતાં ને તેમને ક્ષયરોગનાં ચિહ્ન માલૂમ પડતાં તબીબી સારવાર માટે સ્વિટ્ઝરલેંડ લઇ ગયા. ૧૯૨૭માં ભારતીય રાષ્ટ્રસભાના પ્રતિનિધિ તરીકે સામ્રાજ્યવિરોધી આંતરરાષ્ટ્રીય સંઘના જિનિવા અધિવેશનમાં ગયા, ને ત્યાં જઇ હિન્દની દુઃખીપરિસ્થિતિ વિશે સચોટ બયાન કર્યું, ને આઝાદી નહીં મળે ત્યાં સુધી એ દુઃખ નહીં ટળે એવી ઘોષણા કરી.

૧૯૨૭માં રશિયાનું નિમંત્રણ મળતાં ત્યાં ગયા, ને રુસી પ્રજાતંત્રના દશમા વાર્ષિકોત્સવમાં ભાગ લીધો. ત્યાંથી સામ્યવાદનું શિક્ષણ લઇ, સ્વદેશ પાછા ફર્યા, ને મદ્રાસના અધિવેશનમાં હાજર રહેવા ઊપડી ગયા. ૧૯૨૮માં પંડિત મોતીલાલજીને પ્રમુખપદે મળેલી કલકત્તા બેઠકમાં નહેરુ રિપોર્ટની યોજના રજૂ કરવામાં આવી. આ યોજના સાંસ્થાનિક સ્વરાજ્યના પાયા પર રચાયેલી હતી. સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને આથી હાનિ પહોંચે છે એવું માનનારા જવાહરલાલે, સુભાષચંદ્રે, આયંગરે એનો વિરોધ કર્યો. છતાં કર્તાહર્તા તરીકે ગાંધીજીએ પરિસ્થિતિ સંભાળી લીધી, ને યોજના મંજૂર કરાવતાં જાહેર કર્યું કે બ્રિટિશ સરકાર ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી સુધીમાં, આ યોજના નહીં સ્વીકારે તો

સંપૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ માટે મહાસભા સવિનય કાનૂન-ભંગનો આરંભ કરશે.

ને વિધિએ નિર્મ્યું હશે પણ તેમ જ એટલે વાઇસરૉય લૉર્ડ ઇરવિને સાંસ્થાનિક સ્વરાજ્ય વિશે કશું ચોક્કસ વચન આપ્યું નહીં, ને મહાસભા પાસે સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્તિ માટે અહિંસક અસહકાર સિવાય બીજો માર્ગ ન રહ્યો. જનતાએ જવાહરલાલને શિરે રાષ્ટ્રપતિનો કાંટાળો મુકુટ આરોપ્યો. પિતાની ગાદીએ પુત્ર આવ્યો, એ પ્રસંગ ઐતિહાસિક દૃષ્ટિએ પણ રસિક ને મહત્ત્વનો છે, ને વિશેષ તો એથી કે આ અધિવેશનમાં જવાહરલાલને હાથે મોતીલાલજીની યોજના રદ થઇ. રાવીને તટે જવાહરલાલે ઇન્કિલાબ ઝિંદાબાદનો મંત્ર ઉચ્ચાર્યો, ને એના પડઘા વાતાવરણમાં ગાજી ઊઠયા. ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મીની મધરાતે મહાસભાએ આપેલી ચેતવણીનો સમય પૂરો થઇ ગયો હતો. પ્રમુખસ્થાનેથી જવાહરલાલે કહ્યું :

‘ કલકત્તાનો ઠરાવ કાયમ હોય તો આપણું એક જ ધ્યેય છે સ્વતંત્રતા. આપણે સ્વતંત્રતા શબ્દ વાપર્યો છે એટલે વિશાળ ધ્યેયના વિરોધી બની જતા નથી. આપણી સ્વતંત્રતાનો અર્થ ‘ બ્રિટિશ સત્તાના ને બ્રિટિશ સામ્રાજ્યવાદના વર્ચસ્વમાંથી મુક્તિ ’ એટલો જ થાય છે....સ્વતંત્રતાને માટે કરવામાં આવતી કોઇ પણ હિલચાલ બહુજનસમાજની જ હોવી જોઇએ અને શાંતિમય હોવી જોઇએ....આપણું

કઇ રીતે ને કયે સમયે સિધ્ધિ મેળવીશું તે તો કોણ જાણે, વિજયની આપણને ખાતરી નથી, પણ જેઓ સાહસ કરે છે, તેને જ વિજય પ્રાપ્ત થાય છે. ભીરુઓને વિજયશ્રી વરમાળ નથી પહેરાવતી.' આ ઉપરાંત જગતના પ્રશ્નોની મીમાંસા કરીને હિન્દી રાજકારણની લડતને આર્થિક અધિષ્ઠાન જોઇએ એમ પ્રતિપાદિત કર્યું. આ જ સમાજવાદનું તત્ત્વજ્ઞાન ધીમે ધીમે વિશ્વ પર ફેલાતું ચાલ્યું છે, ને એનો આધાર લીધા સિવાય હિન્દી રાષ્ટ્રનો ઉધ્ધાર નથી એવા ઉદ્‌ગારો પણ એમણે કાઢયા. અહીં થએલી સ્વાતંત્ર્યગર્જના અંતે જગતનાં નેત્રો આંજનારા, ને શાસકોનાં નેત્રો ખોલી દેનારા સાર્વત્રિક સત્યાગ્રહ આંદોલનમાં પરિણમી.

લાહોરનું અધિવેશન ભારે ક્ષોભના વાતાવરણ વચ્ચે ભરાયું હતું. લોર્ડ ઇરવિનને મળીને ગાંધીજી, મોતીલાલ, વિઠ્ઠલભાઇ, સપ્રુ ને જિન્ના નિરાશ થઇ પાછા ફર્યાં હતા; ભગતસિંહ દત્તે દિલ્હી એસેમ્બ્લીમાં બોંબ નાખ્યા હતા, જતીને પ્રાણ આપ્યા હતા, લાહોરમાં સૉન્ડર્સનું ખૂન થયું હતું, ને વાઇસરોયની ગાડી પર બોંબ ફેંકાયા હતા. છતાં પ્રજાએ ભારે ઉત્સાહથી ને મોટા ઠાઠમાઠથી પંડિતજીનું રાષ્ટ્રપતિ તરીકે સન્માન કર્યું હતું. આત્મકથામાં પંડિતજીએ આ પ્રસંગને વિગતે વર્ણવ્યો છે.

છેવટે લોકશક્તિનું માપ કાઢવાના ઇરાદાથી ૨૬મી જાન્યુઆરીનો દિવસ પૂર્ણ સ્વરાજ્ય દિન તરીકે ઊજવવાનું

નક્કી થયું. અહિંસા ને સત્યનાં હથિયારો સાથે હિન્દે વિરાટ પરદેશી સત્તા સામે લડત શરૂ કરી. ચપટી મીઠા માટેની દાંડીકૂચે શાસકોને ડોલાવી દીધા. દેશમાં અરાજકતા વ્યાપી, ગિરફ્તારીઓ થઇ, લાઠીઓ ચાલી, અત્યાચારો થયા, ને પંડિતજી યે પકડાયા, છ માસની સજા થઇ. ફરી પકડાયા; સવા વરસની સજા થઇ. ને આખર ૧૯૩૧ના જાન્યુઆરીની ૨૬મીએ છૂટયા.

આ તરફ તે જ દિવસે મહાસભાની કારોબારી સ્વરાજ્યભવનમાં મળી. પંડિત મોતીલાલજીની તબિયત કથળતી હતી. ગાંધીજી હાજર હતા. મોતીલાલજીએ ગળગળા સાદે સ્વરાજ્યપ્રાપ્તિ માટે સ્વસ્તિવાકયો ઉચ્ચાર્યાં. તબિયત વધુ બગડતી ચાલી. જવાહરલાલ ને સ્વરૂપરાણી આખી રાત તેમની પથારી કને બેસી રહેતાં. છેવટ ફ્રી ફ્રેબ્રુઆરી ૧૯૩૧ને દિવસે સવારે ૬-૪૦ વાગ્યે એમણે પ્રાણ છોડયા. જવાહરલાલનું શિરછત્ર તૂટયું, ને સાથે એક મધુર નિયત્રણ પણ ગયું. મોતીલાલ પુત્રને ગાંધીજીના હાથમાં સોંપતા ગયા.

આ દરમિયાન પંડિતજીએ બીજી યે વિવિધ પ્રવૃત્તિઓ કરી હતી. હિન્દુસ્તાની સેવાદલ, પ્રથમ પ્રજાતંત્ર પરિષદ, અને નાગપુરની મજૂરસભાના અધિવેશનના અધ્યક્ષ થઇ ચૂકયા હતા. મજૂર આંદોલનમાં ભાગ લીધો હતો, ભારતીય

સ્વાધીનતા સંઘ સ્થાપ્યો હતો. ને મહાસભાના મુખ્ય. મંત્રી તરીકે કામગીરી બજાવી હતી.

બીજી ગોળમેજીમાંથી ગાંધીજી પાછા ફર્યા, એટલે તેમને મળવા પંડિતજી મુંબઇ જવા નીકળ્યા. સરકારે અલ્લાહાબાદ છોડવાનો મનાઇ હુકમ બતાવ્યો. મુંબઇ આવતાં રસ્તામાં જ ગાડી થોભાવી તેમને કેદ કર્યા. હિન્દમાં ફરી લડત શરૂ થઇ. સરકારે દમનની નાદીરશાહીનો ફરી પરચો બતાવ્યો. દોઢ વર્ષ કરતાં વધુ સમયની જેલ ભોગવી, માતાની બીમારીને કારણે ૨૩મી ઓગસ્ટે છૂટયા, ને પછી ગાંધીજીને મળવા ગયા.

૧૯૩૪માં બિહારનો ધરતીકંપ થયો. એમણે જાતે જઇ પરિસ્થિતિની તપાસ કરી, પીડિતોને રાહત આપી. ત્યાંથી અલ્લાહાબાદ ગયા, તો કલકત્તામાં એમણે એક મહિના પૂર્વે કરેલા ભાષણના ગુનાસર એમને ગિરફતાર કરવામાં આવ્યા, ને કલકત્તા ખસેડવામાં આવ્યા. બે વર્ષની સજા પણ થઇ. આ દરમિયાન એમણે પોતાની જીવનકથા આલેખી ૧૯૩૫માં કમળાદેવીનું સ્વાસ્થ્ય ક્ષીણ થતું ચાલ્યું. તેમને યુરોપ લઇ જવામા આવ્યાં હતાં. ને ત્યાં તબિયત ચિંતાજનક બની ગઇ હતી. દેશ સમગ્રે સરકારને વિનંતીઓ કરી પંડિતજીને છોડવાનો આગ્રહ કર્યો ને પરિણામે ૪થી સપ્ટેંબરે તેમને મુક્ત કરવામાં આવ્યા. વિમાન મારફત તુરત તેઓ કમલાદેવી પાસે પહોંચ્યા, ને ત્યાં અફસોસ!

એમની વહાલી પત્નીના છેલ્લા શ્વાસ ચાલતા હતા, ને ૧૯૩૬ની શરૂઆતમા એનો સ્વર્ગવાસ પણ થયો. પંડિતજીનો ખુલ્લુમુલ્લનો માળો ઉજ્જડ થઈ ગયો. હૃદય પર કારી ઘા થયો, પણ એ દુ ખ રડવા જેટલો અવસર નહોતો, અવકાશ નહોતો પ્રજાએ એમને ફરી લખનૌના ઓગણપચાસમા અધિવેશનના પ્રમુખ તરીકે ચૂટયા હતા. હિંદ આવી એમણે તૈયારીઓ કરવા માંડી ને અહીં, પાશ્ચાત્ય દેશોમાં પ્રવાસ કરીને નવા વિચારો ને નવી કલ્પનાઓ આત્મસાત કરીને આવેલા પંડિતજીએ સામ્યવાદ સિવાય દેશના પ્રશ્નોનો ઉકેલ નથી નહી એવુ નિશ્ચિત નિદાન કર્યુ કિસાનસઘટના અને બહુજનસમાજ સાથે સપર્ક વધારવાના ઠરાવો પસાર થયા પંડિતજીએ પોતાની સ્વભાવગત સ્પષ્ટતા ને C(ર)તાથી કહી દીધુ કે

'બ્રિટિશ સામ્રાજ્યવાદનો નાશ હિન્દુસ્તાનમા સ્પષ્ટ રીતે જણાઈ આવે છે સરકારની ઇચ્છા આપણી ભયંકર ગરીબાઈ દૂર કરવાની નથી, આપણા આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરવાને એ તૈયાર નથી અતિશય ક્રૂર એવી દમનનીતિ કરીને, નાગરિક તથા વ્યક્તિસ્વાતત્ર્યનો ઇન્કાર કરીને પોતાનો રાજકારભાર ચલાવવાની સામ્રાજ્ઞી વૃત્તિ સરકારે ધારણ કરી છે. સરકાર પોતાના ધોરણ વડે અત્યાચારના મૂળિયાને પાણી પાય છે, ને અત્યાચારી વૃત્તિને ઉત્તેજન આપે છે મદાંધતાએ સત્ત સ્તિનો સ્વીકાર કર્યો છે.'

જવાહરલાલની સફળ નેતૃત્વશક્તિ અને અનન્ય સેવાથી પ્રેરાઈ હિન્દવાસીઓએ તેમને ફૈજપુરના પચાસમા અધિવેશનના પ્રમુખ તરીકે બીજીવાર પસંદ કરી, મહાસભાના ઇતિહાસમાં નવો ચીલો ખોલ્યો. ને પ્રમુખસ્થાનેથી, ભારતીય પ્રશ્નોને આંતરરાષ્ટ્રીયતા અર્પતાં એમણે જણાવ્યું :

'યુરોપમાં ફાસિઝમ સફળતાથી આગેકૂચ કરી રહ્યું છે. એના કર્કશ અવાજની વધારે ને વધારે ગર્જનાઓ સંભળાય છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ખુલ્લે ખુલ્લી બદમાસી પ્રવેશ કરવા લાગી છે. દ્વેષ, અત્યાચાર ને લડાઈના મનોરથ પર એ આરુઢ થઇ છે; એને જો અટકાવવામાં નહીં આવે તો જગત લડાઈ તરફ ખેંચાઇ ગયા વિના નહીં રહે. એબિસિનિયા હોમાઈ ગયું છે, સ્પેનમાં બની રહેલા ભયાનક પ્રકારો ને એનો અનિચ્છનીય અંત આપણે જોયો છે. બ્રિટિશોનું પરરાષ્ટ્રીય ધોરણ જ એનું મૂળ છે. એ નાઝી જર્મનીનો પુરસ્કાર કરે છે....મહાસભાની આજની માગણી લોકપ્રતિનિધિ સભાની છે. એમાંથી લોકશાહી રાજ્ય સ્થાપન થાય, ને બધી સત્તા જનતાના હાથમાં આવે; એનું કુદરતી પરિણામ એ આવે છે કે અહીં અડિંગા નાખીને પડેલું પરદેશી લશ્કર વિદાય થઈ જાય.'

આ અધિવેશનમાં પ્રાંતિક ચૂંટણીઓની રણભેરી વાગી. મહાત્માજીએ આશીર્વાદ આપ્યા. પંડિતજીનું ભાષણ ધ્યેયવાદી હોવા છતાં વ્યવહારુ હતું. લોકપ્રતિનિધિ સભા, આત્મનિર્ણય,

ખાદી, ગ્રામોદ્યોગ, સંસ્થાની પ્રજાનો પ્રશ્ન, યુદ્ધવિરોધ, સામ્રાજ્યવાદ વિરોધ વગેરે પ્રશ્નોનો તેમણે પરામર્શ કર્યો, ને મહાસભાને આવા ઠરાવો દ્વારા આંતરરાષ્ટ્રીય સ્વરૂપ આપ્યું. અહીં ખેડૂતોનું હકનામું પસાર કરીને આર્થિક કાર્યક્રમના ક્ષેત્રમાં પણ મહાસભાએ એક પગલું આગળ ભર્યું.

આ જ વર્ષે દિલ્હીમાં નેશનલ કન્વેન્શનના અધ્યક્ષ થયા, ને જીવનનો ત્રીજો આઘાત એમને વેઠવો પડ્યો, બીજે વર્ષે ૧૯૩૮ની ૧૦મી જાનેવારીએ. માતા સ્વરૂપરાણીનું દેહાવસાન થયું. આ અત્યંત પ્રેમાળ ને વત્સલતાથી ઊભરાતી માતાના મૃત્યુએ એમના જીવનના એક બીજા મીઠા સ્વપ્નાને પણ નિર્મૂળ કરી દીધું. પોતાની જીવનકથામાં એમણે માતાના અનેક પ્રસંગો આલેખ્યા છે, ને હૃદયને ખુલ્લું કરી મેલ્યું છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે આ દેશપ્રેમથી છલકતા માનવીએ પોતાનાં અંગત દુઃખોને અવગણીને જ હમેશા કામ કર્યું છે. આ જ વર્ષમાં એમણે સરહદપ્રાંત ને ગઢવાલની મુસાફરી કરી, જનાબ જિન્ના સાથે પત્રવહેવાર ચલાવ્યો, ચીન સુધી તબીબી સેવામંડળ મોકલ્યું, ને યુરોપની યાત્રાની શરૂઆત કરી. ત્યાં જઈ સ્પેનના પ્રજાતંત્રાધિકારીઓને મળ્યા ને ભારતની સહાનુભૂતિનો સંદેશ દીધો, પેરિસથી વાયુપ્રવચન કર્યું, જુન જુલાઈમાં લંડન જઈ અનેક વગદાર અધિકારીઓને મળ્યા, ભારતીય પ્રશ્નો ને મહાસભા વિષે ત્યાંની પ્રજા સમક્ષ વ્યાખ્યાન કર્યાં, ને છેવટ ૧૯૩૯માં હિન્દ પાછા ફર્યા.

પણ હિન્દ આવીને ઘે ઘડીક આરામખુરશીમાં બેસી થાક ઉતાર્યો નથી. એ જ પ્રવૃત્તિ, એ જ મંથન. ગાંધીજીને મળી વિચારનો વિનિમય કરે છે, દેશી રાજ્યોના પ્રશ્નો પર ચિત્ત ચોટાડે છે, ત્રિપુરી મહાસભા અધિવેશન વેળા મહાસભાના સંયુક્ત મોરચાને તૂટતો બચાવે છે, રાષ્ટ્ર આયોજન સમિતિનું (નેશનલ પ્લેનિંગ કમિટી) મહત્ત્વપૂર્ણ કાર્ય હાથ પર લે છે, ગરમીના દિવસોમાં લંકાનો પ્રવાસ ખેડે છે, ઓગસ્ટ માસમાં વિમાન દ્વારા ચીન જાય છે, ને જનરલસિમો ચાંગ કાઇ શેકને ભારતના સહકાર ને મૈત્રીનું વચન આપે છે. ને બીજી બાજુ યુરોપમાં અચાનક યાદવા-સ્થળી ફાટી નીકળે છે. ન કલ્પેલા, ન ઇચ્છેલા, ન સમજાય એવા બનાવોની પરંપરા બનતી જ રહે છે. હિન્દને પણ એના છાંટા ઊડે છે. પરંતુ મહાત્માજીના નેતૃત્વ હેઠળ હિન્દ યુદ્ધમાં ઘસડાવાની ના પાડે છે, ને તુરત સંપૂર્ણ સ્વરાજ્ય આપી દેવાની બ્રિટિશ સરકારને અપીલ કરે છે. પરંતુ એ અપીલ બહેરા કાનો પર અથડાય છે. ૧૯૪૨નો 'બળવો' ફાટી નીકળે છે. તુરત દેશનેતાઓ ગિરફતાર થાય છે, ને દેશમાં લાઠી, અશ્રુવાયુ, બંદૂક, મશીનગનનું રાજ્ય વ્યાપી જાય છે.

આ બધાની વચ્ચે જવાહરલાલ પોતાના વ્યાપક દૃષ્ટિ-કોણને બરાબર સ્થિર રાખી પરિસ્થિતિની તુલના કર્યે જાય છે. કેઇક અજાણ સ્થળે જેલના સળિયા પાછળ એમનાં

વર્ષો વીતે છે દેશમાં શું બની રહ્યું છે તેના ખબરખોટા સરકારી અહેવાલો સાંપડે છે, ને એમનો જીવ બેચેન બને છે, પણ તેનો કોઈ ઉપાય નથી. ઠેઠ ૧૯૪૫ના જુન માસમાં લોર્ડ વેવેલની જાહેરાત અનુસાર નેતાઓને મુક્ત કરવામાં આવે છે, ને પછી જવાહરલાલે દેશ સારો યે ફરીને પરિસ્થિતિ જોઈ. જે કાંઈ બની ગયું હતું તે માટે ભાગે યોગ્ય જ હતું એવો અભિપ્રાય વ્યક્ત કર્યો. એમણે જોઈ લીધું કે જનતાના અંતઃકરણમાંની સ્વાતંત્ર્યભાવનાની આગ હવે બુઝાવવી એ ગમે તેવી બળવાન સત્તાના હાથબહારની વાત છે.

આઝાદ હિન્દ ફોજ અને સુભાષબાબુની વાતો હવામાં લહેરાતી હતી, પરંતુ દેશપ્રેમથી દોરવાયેલા એ આઝાદ માનવોને ફાંસી આપવામાં આવશે તો પરિસ્થિતિ બહુ ગંભીર બની જશે, ને તેનાં પરિણામો વેઠવા સરકારે તત્પર રહેવું પડશે એવી ચેતવણીનો સૂર ગાંધી પ્રથમ તો જવાહરલાલે જ કાઢયો હતો, ને પછી તો સ્વ. ભુલાભાઈ દેસાઈની સાથે એ નવજવાન જવાંમર્દોનો બચાવ કરવા માટે તેઓ દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામાં પણ ગયા હતા.

ને ત્યાર પછી તો આજે દેશે પોતાનું સુકાન સલામત રીતે સંભાળી શકે એવી વ્યક્તિ તરીકે એમને ગણપતિ બનાવ્યા છે, ને તેવે પ્રસંગે ગાંધીજીએ ઉચ્ચારેલાં જૂનાં વચનો સ્મૃતિમાં તાજાં થાય છે કે 'રાષ્ટ્ર એના હાથમાં સલામત છે.'

ઘડાતો ઇતિહાસ કેવો આકાર લેશે, કેવું રૂપ ધારણ કરશે, કેવા રંગથી સોહાશે એ તો કોઇ કાન્તદષ્ટા કહી શકે, છતાં એટલું તો નિશ્ચિત છે કે પંડિત જવાહરલાલના રાષ્ટ્રપતિત્વ હેઠળ આઝાદીની કેડી પર દેશ કદમ માંડી જ દેશે.

જીવનની ઘટનાઓના આ આવરણને ભેદીને દૃષ્ટિ માંડીએ તો પંડિતજીનું દર્શન, પ્રકૃતિની અનેક જટિલતા સાથે થાય છે. એમનાં ભાવાત્મક ને અભાવાત્મક પાસાંઓ-માંથી આ માનવરત્નની સાચી મૂલ્યઆંકણી થઇ શકે એમ છે.

એમનામાં પરિસ્થિતિનો સામનો કરવાની જુવાનની સાહસિકતા છે. એ સાહસિકતા જુસ્સાને પ્રેરે છે. ને એ જુસ્સો જ્વાલા જેવો છે. એ જ્વાલા માત્ર આગ લગાડવાનો ધર્મ નથી બજાવતી; એ તાપણીની પણ ગરજ સારે છે. એ જ્વાલા માત્ર દિશાશૂન્ય પ્રવૃત્તિ નથી કરતી; એ ઊર્ધ્વગામી લક્ષ્યપ્રતિ સીધી જનારી જ્વાલા છે, ને માર્ગે વિકસિત થતી જતી, પ્રકાશ પાથરતી જાય છે.

જુદાજુદા વાદો એમનામાં સમન્વય સાધી, એમને અનોખું એવું વ્યક્તિત્વ અર્પે છે; 'સત્ય અને અહિંસાના સૂત્રો લલકારતો ગાંધીવાદ, અને જગતની ગુલામીનાં બંધનોને સદાકાળ માટે કાયમ રાખવાની વૃત્તિવાળા શાહીવાદને પડકારતો રાષ્ટ્રવાદ, સમાનતાને ધોરણે જગતની પુનર્ઘટના કરવા માગતો લેનિનવાદ અને દીનપીડિતોની એક માત્ર આશાજ્યોત જેવો સમાજવાદ'—સૌની એમના પર ઊંડી અસર છે.



# શ્રી. સુભાષચન્દ્ર બોઝ

(૧૮૯૭— ? )

૨૬મી જાનેવારીનો દિન ભારતીય સ્વાતંત્ર્ય દિન તરીકે સુપ્રસિદ્ધ છે. એ દિવસે દેશવાસીઓ ત્રિરંગી રાષ્ટ્રીય ઝંડાની છાયામાં ઊભા રહી, રાષ્ટ્રમુક્તિ માટે સર્વસ્વ અર્પણ કરવાની પ્રતિજ્ઞા પૂરી સચ્ચાઇથી લે છે. ૧૯૪૧માં પણ ૨૬મી જાનેવારીએ એ પ્રતિજ્ઞા લેવાવાની હતી, ને દેશવાસીઓ તે જ દિવસે સુભાષબાબુના ગૂમ થયાના સમાચારથી સ્તબ્ધ થઇ ગયા. ઘરને બારણે પહેરો ભરતી પોલિસની નજર ચૂકાવી એ ગયા ક્યાં ? ને સાચા



અર્થમાં તે જ દિવસથી એમની સ્વતંત્રતાની આરાધના શરૂ થઇ ચૂકી.

એમ તો એકવાર પહેલાં યે, સોળ વર્ષે મેટ્રિક પસાર કરી, પ્રેસિડન્સી કોલેજમાં દાખલ થયા હતા તે અરસામાં એ ઘરથી નાસી છૂટયા હતા. ધર્મપરાયણ માતાના સંસ્કાર તો હતા જ, સાથે સાથે રામકૃષ્ણ પરમહંસ ને વિવેકાનંદનાં લખાણોએ મનને વિરાગને રંગે રંગી દીધું હતું. એટલે ૧૯૧૪ની એક રાતે, ધૂનમાં ને ધૂનમાં નાઠા, ભગવાં વસ્ત્રો ને પહેર્યાં. સદ્‍ગુરુની શોધમાં તીર્થધામોએ ઘૂમી વળ્યા, હિમાલયને ખોળે જઇ આવ્યા, પણ જેના ભાગ્યમાં સ્વદેશ માટે ભભૂત લગાવવાનું લખાયું હશે એ સાધુ કેમ બની શકે? ખૂબ રખડયા હતાઃ હિમાલયની તળેટી, ગંગાનો તટ, ગયા ને મથુરા, વૃન્દાવન ને વારાણસી; પરંતુ અંતે થાકયા, ગંભીર માંદગીમાં પટકાઇ પડયા, ને કોઇ દયાળુ માણસે રોગની બાળ એમના પિતા જાનકીનાથને આપી. પુત્રને તેડવા પિતા આવ્યા, ને ત્યાંથી કલકત્તા ગયા. સુભાષબાબુની એ ધર્મદોરમાં ક્રાંતિ હતી.

ઓએ વિદ્રોહ શરૂ કર્યો, હડતાલ પડી, પ્રાધ્યાપક સાથે તકરાર થઇ, એમને દબડાવવામાં આવ્યા. વિદ્યાર્થીઓના સરદારને બરતરફી મળી, એ વેળા કોઇને ખબર હતી કે આ યુવાન 'નેતાજી' બનીને 'આઝાદ હિન્દ ફોજ'ના મુખ્ય સેનાપતિ ને આઝાદ હિન્દ સરકારના પ્રથમ રાષ્ટ્રપતિ બની જશે?

સુભાષબાબુનો જન્મ ૧૮૭૯માં રાયસાહેબ જાનકીનાથ બોઝને ત્યાં થયો હતો. જાનકીનાથ કટકના સરકારી વકીલ હતા. એમનું મૂળ વતન બંગાળાનું કોડિલિયા ગામ. આ કુટુંબ સરકારપરસ્ત હતું, સંસ્કારી હતું, માતૃપક્ષે ધર્મપરાયણ હતું. બોઝ કુટુંબની પ્રતિષ્ઠા યે સારી હતી. જાનકીનાથને આઠ પુત્રો હતા. શરચ્ચંદ્ર બોઝને આજે કોણ નથી ઓળખતું? સુનિલચંદ્ર બોઝને પણ એક નિપૂણ તબીબ તરીકે સૌ પિછાણે છે, ને નાના ભાઇ સુભાષબાબુનું નામ તો આજે હિંદીઓની જીભે નહીં, પણ જગતની જીભને ટેરવે રમી રહ્યું છે.

કોલેજમાંથી બરતરફ થઇ ચૂકયા પછી શું કરવું? કલકત્તા વિદ્યાપીઠના વાઇસ-ચેન્સેલર સર આશુતોષ મુકરજીની ભલામણથી, બે વર્ષના ગાળા પછી તેઓ સ્કોટિશ ચર્ચ કોલેજમાં ફરી દાખલ થયા, તત્ત્વજ્ઞાનનો જ વિષય લઇ, પ્રથમ વર્ગમાં બી.એ.ની પરીક્ષા પસાર કરી. એ પછી ૧૯૧૭માં હિન્દી સનંદી નોકરીની પરીક્ષા આપવા કેમ્બ્રિજ ગયા, ને તેમાં યે ઝળકતી ફતેહ મેળવી. ને પછી હિન્દ પાછા ફર્યા.

૧૯૨૦માં અસહકારની રણભેરી વાગી ચૂકી. મહાત્માજીના નેતૃત્વ હેઠળ દેશે કદમ ઉપાડ્યાં હતાં. યુવરાજના સ્વાગતના બહિષ્કારનો પ્રથમ સંઘર્ષ સરકાર સાથે શરૂ થઈ ચૂક્યો હતો. બ્રિટને હિન્દને આપેલી આશાઓ માયાજાળ પુરવાર થઈ હતી. મહાસભાએ હાકલ કરી. અદાલતો છોડો, ઈલકાબો છોડો, સરકારી શાળાઓ છોડો, સરકારી નોકરીઓ છોડો, ટાગોરે સરનો ખિતાબ પાછો વાળ્યો. દેશબંધુએ વકીલાતને ફગાવી દીધી, ને બંગાળી યુવાનોને લડતને મોખરે આવી ઊભા રહેવાની હાકલ કરી. સુભાષે સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યું, ને માતૃભૂમિનો આવાહનનાદ સાંભળી, ધનના રાશિને દૂર ફગાવી, આશા આકાંક્ષાને તજી દઈ, હાથે કરી ફકીરી સ્વીકારી લીધી. સ્વયંસેવકોના, સુભાષબાબુ સેનાપતિ તરીકે ચૂંટાયા. સરકારની કરડી નજર આ જુવાન પર પડી. દેશબંધુ પકડાયા, ને સાથે સુભાષ પણ જેલના સળિયાઓ પાછળ છ માસ વિતાવ્યા

છૂટીને આવ્યા પછી, ૧૯૨૨માં દેશબંધુને પ્રમુખસ્થાને મળેલા ગયા અધિવેશનમાં એમણે હાજરી આપી, અને એમણે ઉપાડેલી ધારાસભા પ્રવેશની ઝુંબેશને સરસ ટેકો આપ્યો. દેશબંધુએ સ્વરાજ્ય પક્ષ સ્થાપ્યો, ને સુભાષે એનું કાર્ય પણ માથે ઉપાડી લીધું. દેશબંધુએ 'ફોરવર્ડ' નામનું દૈનિક કલકત્તામાં શરૂ કર્યું, ને સુભાષે એનું તંત્રીપદ સંભાળી લીધું. ૧૯૨૪માં સ્વરાજ્યપક્ષે ધારાસભાઓ ને

સુધરાઇઓ સર કરવા માંડી. દેશબંધુ કલકત્તાના મેયર બન્યા, તો સુભાષબાબુ તેના વડા વહીવટી અમલદાર બન્યા. ૧૯૨૪ના ઓકટોબરની ૨૬ મીએ બંગાળ વટહુકમ અનુસાર મિ. ડેની હત્યાના આંદોલનમાં ક્રાંતિકારી પ્રવૃત્તિઓના સંદેહથી એમને ગિરફતાર કરવામાં આવ્યા, ને અલીપુર જેલમાં પૂરી દીધા, ત્યાંથી બરહામપોર જેલમાં ને ત્યાંથી વળી માંડલેની જેલમાં ખસેડવામાં આવ્યા. અહીં ગરમી પ્રચંડ હતી, સુભાષબાબુની શક્તિ કથળવા માંડી, વજન ઘટતું ચાલ્યું, શરીર લેવાતું ગયું. બીમાર થઇ પથારીએ પડયા. અઢી વર્ષની આ નજરકેદ એમને માટે અગ્નિપરીક્ષા જ હતી. એમણે મોટાભાઇ શરતબાબુને લખ્યું: 'ઇશ્વર મને જેમાં તાવવા માગતો હોય તેવી અગ્નિપરીક્ષામાંથી પ્રસન્નતાપૂર્વક પસાર થવાને હું તૈયાર છું. હું તો માનું છું કે ભારતના ભૂતકાળનાં પાપોનું હું નાના રૂપમાં અહીં પ્રાયશ્ચિત્ત કરું છું.' લોકોએ એમની મુક્તિની માગણી કરી. પણ સરકારે લક્ષ ન આપ્યું. તબીબી હેવાલે માંદગી ગંભીર જણાવી; સરકારે શરતી મુક્તિ આપવાનું કબૂલ કર્યું, પણ સુભાષે તે ન સ્વીકારી. એમણે 'ના' લખી દીધી, ને જણાવ્યું કે મારા દેશને છોડીને હું સ્વિટ્ઝરલેંડ જવાનું પસંદ નહીં કરું. ભલે અહીં પડયો રીબાઇને મરી જાઉં. પણ છેવટે ૧૯૨૭ના મેની ૧૫ મીએ સરકારે એમને મુક્તિ આપી.

આ દરમિયાન દેશબંધુ ૧૯૨૫ના જુનની ૧૬મીએ અવસાન પામ્યા. માંડલે જેલમાં આ શોક સમાચાર સાંભળીને સુભાષબાબુ ડૂસકાં મૂકીને રડી પડ્યા હતા. એમના જવાથી સુભાષ માટે નવી પરિસ્થિતિ ઊભી થઇ હતી. બંગાળ ધારાસભામાં દેશબંધુની જગાએ શ્રી. સેનગુપ્ત આવ્યા, પણ સુભાષબાબુના પક્ષ સાથે એમને અથડામણ થઇ, ને બંગાળનું રાજકારણ ડામાડોળ થઈ રહ્યું.

ફરી પકડાયા. આ ગાળા દરમિયાન તેઓ કલકત્તા સુધરાઇના મેયર તરીકે ચૂંટાયા હતા. ૧૯૩૧ની ૨૬મી જાનેવારીએ મેયર તરીકે એમના નેતૃત્વ નીચે નીકળેલા સરઘસ પર પોલિસે આક્રમણ કર્યું. અનેક સાથીઓની સાથે પોતે ઘાયલ થયા, ને છ માસની જેલ મળી. ગાંધી–ઇરવિન કરારો થયા તેને પરિણામે તેઓ જેલમાંથી છૂટયા. આ કરારો એમને માન્ય નહોતા. એનાથી દેશની પ્રગતિ રૂંધાય છે એવો સ્પષ્ટ, નિર્ભીક મત એમણે વ્યકત કર્યો.

ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા બાદ, સરકાર દ્વારા શરૂ થયેલ વટહુકમરાજના પહેલા ભોગ સુભાષબાબુને જ બનાવવામાં આવ્યા. ૧૯૩૨ની જાનેવારીની ૩જીએ એમને ગિરફતાર કરવામાં આવ્યા. મુકદ્દમો ચલાવ્યા વગર, ૧૮૧૮ની કલમ ત્રીજી અનુસાર એમને નજરકેદ રાખવામાં આવ્યા. ફરી માંદગીવાળી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ. સ્વાસ્થ્ય ક્ષીણ થતું ચાલ્યું. શાહી નજરકેદમાંથી મુક્તિ મળી, ને પરદેશ ગયા. વિયેનાના આરોગ્યગૃહમાં પ્રમુખ પોલ સાથે રહી એમણે વિદેશમાં પ્રચારની ધૂમ મચાવી દીધી. વીર વિઠ્ઠલભાઇ આ અરસામાં પરદેશમાં જ હતા, ને સુભાષબાબુએ તેમની ભારે શુશ્રૂષા કરી.

આ બાજુ એમના વયોવૃદ્ધ પિતાની મરણાસન્ન અવસ્થાના સમાચાર મળતાં, સરકારી અનુમતિ વગર, હવાઇ જહાજમાં બેસી તેઓ ૪થી સપ્ટેંબર ૧૯૩૫ને

દિવસે કલકત્તા આવી પહોંચ્યા. પણ પિતા બે દિવસ પૂર્વે સ્વર્ગવાસ પામ્યા હતા. અંતિમ ક્રિયાઓ કરી, પાછા યુરોપ ગયા. ત્યાંથી હિન્દ પાછા ફરવા પર સરકારે પ્રતિબંધ મૂક્યો, તોયે ૮મી એપ્રિલ ૧૯૩૬ને રોજ ઇટાલિયન જહાજમાં મુંબઈ આવી પહોંચ્યા. સ્ટીમરમાંથી કેદ પકડાયા. ને જેલમાં ધકેલાયા. ત્યાં ફરી પ્રકૃતિ મંદ થઇ ગઇ. છેવટ ૧૯૩૭ની ૧૭મી માર્ચે, નેશનલ કન્વેન્શનનું અધિવેશન શરૂ થયું ત્યારે તેમને મુક્ત કરવામાં આવ્યા. ત્યાંથી ડેલહાઉસી ગયા. આઠ નવ માસ અહીં ઔષધોપચાર કર્યો, ને તોય લાભ ન થયો, ત્યારે ૧૯૩૭ના નવેમ્બરમાં એ પાછા વિદેશ ગયા. ૧૯૩૮ના જાનેવારીની ૧૦મીએ લંડન ગયા, પણ ૧૬મીએ હરિપુરા મહાસભાઅધિવેશનના પ્રમુખ તરીકે રાષ્ટ્રે એમની વરણી કરી, એટલે ૨૩મીએ તેઓ વિમાન મારફતે હિન્દ પાછા ફર્યા. રાષ્ટ્રે એમનું ભવ્ય સ્વાગત કર્યું. મહાત્માજીએ તેમને અભિનંદન આપી આશિષો આપ્યા. સુભાષબાબુએ પોતાની રાષ્ટ્રપતિ તરીકેની બિનહરીફ ચૂંટણીને હિન્દી યુવાનવર્ગને અપાયેલી અંજલિ તરીકે વર્ણવી. ૧૯૩૮ના માર્ચ માસમાં ગુજરાતના હરિપુરા ગામમાં એ એકાવનમું અધિવેશન ભરાયું. સૂરતની તાપીને કાંઠે આ ગામ છે. અહીં સાત આઠ લાખ રૂપિયા ખરચી માયાનગરીની સુંદરતા ઊભી કરવામાં આવી હતી. વિઠ્ઠલનગરને એકાવન દરવાજા કર્યા હતા, મંડપમાં એકાવન રાષ્ટ્રીય ધ્વજો ફરકતા હતા, સુભાષબાબુના સરઘસને એકાવન

બળદો જોડયા હતા, ને એકાવન રાષ્ટ્રગીતો ગાવાની યોજના થઇ હતી.

સુભાષબાબુએ પોતાના ભાષણમાં સાંપ્રદાયિક કાનૂન-ભંગનો પુરસ્કાર કર્યો, સમવાયતંત્રનો વિરોધ કર્યો, રાષ્ટ્રીય સ્વયંસૈનિકોની સંઘટના પર ભાર મૂકયો, કિસાન કામદાર, સંસ્થાની પ્રજા વગેરેના પ્રશ્નો છણ્યા. સમાજવાદની સ્પષ્ટતા કરી. પરરાષ્ટ્રોમાંની ચળવળને તથા રોમન લિપિને ટેકો આપ્યો. સાથે સાથે યુરોપીય યુદ્ધનો વિરોધદર્શક ઠરાવ પસાર થયો, ને રાષ્ટ્રીય શિક્ષણ માટે અખિલ ભારતીય શિક્ષણ સંસ્થાની સ્થાપનાનો ઠરાવ મંજૂર થયો. સુભાષબાબુએ આંતરરાષ્ટ્રીય સંબંધો વધારવાના મુદ્દાની પ્રધાનતઃ ચર્ચા કરી.

નવી કાર્યવાહક સમિતિ રચી ન શક્યા. ત્રિપુરી બેઠક ભારે તંગ વાતાવરણમા મળી. મહાત્માજી તે વેળા રાજકોટ લડત અંગે ઉપવાસ પર હતા. સુભાષબાબુ એમને મળી ન શક્યા. આ વેળા ગાંધીજી સાથે શરૂ કરેલો એમનો પત્રવહેવાર સુભાષબાબુનુ હૃદય ખોલીને બહાર મૂકે છે. પોતે ઉદ્દામ મતના અગ્રણી હતા, એટલે કાનૂનભંગની લડત તુરત શરૂ કરવી જોઇએ અને ગાંધીજીએ તેની દોરવણી કરવી જોઇએ એમ તેમની માન્યતા હતી ગાંધીજીને અને બીજા-ઓને આ પગલું ઉતાવળિયુ લાગ્યું, ને તેનો અસ્વીકાર થયો. પરિણામે ૨૯મી એપ્રિલે કલકત્તામા ભરાયેલી અખિલ હિન્દ મહાસમિતિની બેઠકમા તેમણે પોતાનુ રાજીનામું પેશ કરી દીધુ અને ૨૧મી મેને દિવસે પ્રાગતિક સંઘની (ફોરવર્ડ બ્લૉક) સ્થાપના કરી. કમનસીબે બંગાળ સિવાય એને બીજે કશેથી ઝાઝો ટેકો ન મળ્યો. સુભાષબાબુના આ પ્રસંગના વર્તનને અંગે એમને ત્રણ વર્ષ સુધી મહાસભામાથી બહિષ્કૃત કરવામા આવ્યા. બહાદુર સુભાષ-બાબુ પોતાને માર્ગે આગળ વધ્યા. રામગઢમા મળેલી મહાસભાની વાર્ષિક બેઠક વખતે, તેમણે સમાધાનવિરોધી પરિષદ બોલાવી. પરિણામે કારોબારી અને સુભાષબાબુ વચ્ચે આકાશ-જમીનનું અંતર પડી ગયુ.

૧૯૪૦ના જુલાઇમા એમને ફરીથી પકડવામાં આવ્યા. જેલજીવન દરમિયાન એમણે દાઢી વધારી, શાંત ને એકાંત

જીવન વિતાડવાની ટેવ કેળવી લીધી, જેલમાં એમણે અનશન શરૂ કર્યું. ડિસેમ્બરમા મુક્તિ મળી, ને પછી તેમણે ઘરના એકાંત ઓરડામા જ રહેવાનું શરૂ કર્યું. ભોજનપાણી માટે પણ એ કોઈની સાથે બોલતા નહી પડદાની આડમાથી સામાન મૂકવામાં આવતો, ને બીજે દિવસે ખાલી વાસણો ઊઠાવી લેવામાં આવતા પણ ૨૬મી જાનેવારી ૧૯૪૧ને દિવસે એ ગૂમ થઇ ગયા !

ત્યાર પછીનો ઇતિહાસ તે રહસ્યમૂર્તિ નેતાજીનો ઇતિહાસ છે. એમના ગૂમ થયા પછી દેશે કલ્પનાના પતંગો ચગાવવા માંડયા, કોકે કહ્યુ 'હિમાલય ચાલી ગયા,' કોકે કહ્યુ 'પરદેશ નાસી ગયા,' કોકે કહ્યુ 'બર્લિન ગયા,' તો કોકે કહ્યુ 'ટોકિયો ગયા,' પરંતુ સુભાષબાબુ ભારતની સીમા વટાવી, પઠાણોની માથે, એમના જ વેશમા સજ્જ થઇ, અફઘાનિસ્તાન પહોંચી, ત્યાથી જર્મની જઇ પહોચ્યા હતા ને ત્યાર પછી બર્લિન રેડિયોઘરમાથી એમણે સિંહગર્જના કરતા, હિન્દવાસીઓને આઝાદી માટે પડકારવા માંડયા.

પછીથી ડૂબકકિસ્તી દ્વારા એ ૧૯૪૩ની ૨૦મી જુને ટોકિયો પહોચ્યા. ત્યાથી, ૨ જી જુલાઈએ શોનાન પહોચ્યા. ૪થીએ ખુલ્લુ અધિવેશન ભરાયુ, ને સુભાષબાબુએ આઝાદ હિન્દ સરકારની સ્થાપનાની ઘોષણા કરી સુભાષબાબુ નેતાજી બન્યા, *સૈનિકોની સલામી ઝીલવા લાગ્યા, ને ચલો દિલ્લીના* ગગનભેદક નાદોથી વાતાવરણ ભરી દેવા લાગ્યા હિન્દની

સેના એમણે તૈયાર કરી દીધી હતી. આઝાદ હિન્દ ફોજનો મહિલા વિભાગ પણ ખુલ્યો. રોજ રોજ સભ્યો વધવા લાગ્યા, પૈસા એકઠા થવા લાગ્યા, સંગઠન થતું ચાલ્યું, બેંક સ્થપાતી ગઈ, પ્રેસ, પ્રકાશન ને પ્રચારનું કામ વ્યવસ્થાથી ચાલવા લાગ્યું.

૧૯૪૪ની ૨૬મી જાન્યુઆરીએ ત્યાં સ્વાતંત્ર્યદિન બડી ધામધૂમથી ઊજવાયો. નેતાજી સૌની પ્રેરણા હતા. એમની ઇચ્છા સૌનું શાસન હતું. એમનો શબ્દ શાસ્ત્રપ્રમાણ હતો. 'તમે મને ખૂન આપો, હું તમને આઝાદી આપું' એ નેતાજીની વીરવાણીનો સૂર હતો. એમનાં સૈન્યોએ જે કાંઈ કર્યું છે તે કોઇથી વીસરાય તેમ નથી. આજે તો નેતાજીના જીવન વિશે, એમની પ્રવૃત્તિઓ વિશે, એમની ફોજ ને સરકાર વિશે, એમનાં સૂત્રો વિશે એટલું લખાઇ ગયું છે કે આ નાનકડા જીવનચિત્રમાં સૌનો સમાવેશ થઇ શકે એમ જ નથી. ભારતમાતાની મુક્તિના એકમાત્ર ધ્યેયથી પ્રેરિત નેતાજીએ અને એમની ફોજે જે ઇતિહાસ રચ્યો છે તેનું મૂલ્ય તો આવતી કાલનો તટસ્થ ઇતિહાસકાર જ મૂલવશે.

તારીખ ૧૬મી ઑગસ્ટ ૧૯૪૫ને દિવસે જાપાને મિત્રરાજ્યોની શરણાગતિ સ્વીકાર્યા પછી, સુભાષબાબુ પોતાના સહકારીઓ સાથે સિંગાપોરથી ટોકિયો જવા વિમાન દ્વારા વિદાય થયા. પરંતુ માર્ગમાં જ ૧૮મીએ બપોરે બે વાગ્યે તાઇહોકુ વિમાન મથકે તેમનું વિમાન અકસ્માત્

પડતાં, છિન્નવિચ્છિન્ન થઇ ગયું. સુભાષબાબુ જખમી થઇને મૃત્યુ પામ્યા, એમ લોકવાયકા કહે છે. એમના મૃત્યુ-સમાચાર ટોકિયો રેડિયોએ ૨૩મી ઓગસ્ટે આપ્યા. હિન્દુસ્તાને શોક અનુભવ્યો. કોઇકે એ વાત માની, કોઇકે ન પણ માની, કારણ પહેલાં એક વાર ૨૮મી માર્ચ ૧૯૪૨ને દિને હિન્દમાં એવી જ અપશુકનિયાળ વાત આવી હતી, ને ખોટી પુરવાર થઇ હતી.

હિન્દના અગ્રગણ્ય નેતાઓએ નેતાજીને માર્ગ ભૂલેલા દેશભક્ત કહ્યા છે. દેશના શત્રુ એ હરગિજ નહોતા. લેનિન, ગેરિબાલ્ડિ, સુન યાટ સેન ને ડી વેલેરાની માફક સ્વાતંત્ર્ય પ્રાપ્તિની એક માત્ર દુર્દમ્ય મહત્ત્વાકાંક્ષાથી પ્રેરિત થઇને જ આપણે પરદેશીઓની સહાયની અપેક્ષા રાખી હશે ને છતાં કદી એમણે એમની કઠપૂતળી બની નાચ કર્યો નથી.

લોકમાન્ય તિલકે પ્રબોધેલા જન્મસિદ્ધ હકને માટે જ એમણે પણ જીવનભર આયાસ કર્યો છે. ગાંધીજી એ હક અહિંસાના સાધન વડે પ્રાપ્ત કરવાની હાકલ કરે છે, ને આધુનિક લૌકિક ભાષામાં કહીએ તો નેતાજીએ એથી વિરુધ્ધનો હિંસાનો માર્ગ ધારણ કર્યો હતો. પરંતુ ઇતિહાસનું ઘડતર કરવામાં જો આત્મોત્સર્ગ, બલિદાન, કષ્ટસહન ને સર્વસ્વ ત્યાગની અનિવાર્યતા હોય તો સુભાષબાબુએ એ બધું જ કર્યું છે. રાષ્ટ્રમુક્તિની ભાવના ને આકાંક્ષા

માનવીનો કેવો કાયાકલ્પ કરી શકે છે તેનુ જીવંત પ્રતીક સુભાષબાબુ છે. એમના ગમે તે અપરાધો માટે એમને દોષિત ગણીએ તો પણ ન્યાયને ખાતર કહેવું જોઇએ કે કોઇ અંગત લોભ યા લાલચને વશ થઇને નહી, પરંતુ નિર્મળ દેશભક્તિની ભાવનાથી જ એમણે હિન્દ છોડી, પરદેશ જઇ, નવા લશ્કરને તૈયાર કરી, માતૃભૂમિની મુક્તિ માટે અવિશ્રાન્ત પ્રયાસો કર્યા છે. એમનુ કાર્ય કોઇને બુદ્ધિયુક્ત લાગે ને કોઇને ભ્રમપૂર્ણ પણ જણાય, છતાં એની પાછળનુ પ્રેરણાબળ તો ઉપર કહ્યુ તે જ હતુ

ગાંધીજી લખે છે તલવાર એ શૂરની નિશાની નથી, કાયરની સજા છે. પરંતુ પોતાને પ્રાણ બચાવવાને માટે જેણે તલવાર ઉપાડી છે તે કાયદાની દૃષ્ટિએ પણ હિંસા નથી કરતો, ને અહિંસા પણ તેની પીઠ ઠોકે છે ધર્મ એને શાબાશી આપે છે જેની નિયતમા હિંસા નથી, તે તલવાર ઉઠાવવાથી નથી કાયર ગણાતો, નથી હિંસક લેખાતો. દેશની સ્વતંત્રતા રક્ષવા માટે ખેંચાયેલી તલવારનું નામ હિંસા નથી, આત્માર્પણ છે, આત્મરક્ષણ છે તલવાર હિંસાનુ સાધન નથી, રક્ષાનુ સાધન છે. ને તેમાં યે જ્યારે સુભાષબાબુ જેવા બંડખોર, ક્રાંતિવીર, દેશભક્ત, ત્યાગી પુરુષ, કીર્તિના મોહથી નહીં, પણ મુક્તિની તમન્નાથી, પોતાના ને પારકાના પ્રાણની રક્ષા કરવા માટે, જનતાના અન્તરનાં જે દિવ્ય તલવાર ઉપાડે છે, ત્યારે તે અહિંસાને લજવતા

નથી, બલકે એનું નામ રોશન કરે છે. તલવારને બળે પરરાષ્ટ્રોને પોતાની એડી નીચે ચગદવાની એમની દુષ્ટ ઇચ્છા નહોતી; એની પાછળ તો બલિદાન દ્વારા શુદ્ધ અહિંસાની જ ભાવના હતી. એમને તો સેવેલાં સ્વપ્નાંની સાચી સૃષ્ટિ સર્જવી હતી.

નેતાજીના 'જયહિન્દ' સૂત્રમાં એમનો સકલ સંદેશ સમાવિષ્ટ છે. જય હિન્દ ત્યારે જ ઉચ્ચારાય, જ્યારે હૃદય રાષ્ટ્રપ્રેમથી પુલકિત થતું હોય. એમણે ને એમની આઝાદ ફોજે એ મંત્ર ઉચ્ચાર્યો, ને રાષ્ટ્રે તે ઝીલી લીધો. જય હિન્દે જાતિભેદ મિટાવી દીધા. ધર્મના ટંટા લુપ્ત કરી દીધા, સ્ત્રીપુરુષના અધિકારની સીમા લોપી દીધી. સ્પર્શાસ્પર્શને ટાળી દીધો, ઊંચનીચના ભેદ ભુલાવી દીધા, રાષ્ટ્રીયતા જાગ્રત કરી દીધી, કૌમિયત પેદા કરી દીધી, ખાનપાન એક કર્યું, બોલી એક કરી, હિન્દુમુસ્લિમ શીખને, એકમેકને ગળે વીંટાતા કરી દીધા, ને મરી ખૂટવાની પણ ગુલામ ન રહેવાની હાકલ કરી.

સુભાષબાબુ જીવ્યા છે આઝાદીનો, ક્રાંતિનો, ને બલિદાનનો દમ ઘૂંટતા, ને જો ખરેખર અવસાન પામ્યા હોય તો મૂવા છે પણ આઝાદ માનવી તરીકે. હિન્દ તો કોણ જાણે, પરંતુ આરાકાન, ઇમ્ફાલ, અને પલેલની ટેકરીઓ શિર સગર્વ ઊંચાં રાખીને ચિરકાલ એમની વીરતાની સાક્ષી આપતી રહેશે. એમના શ્વાસોચ્છવાસથી પવિત્ર થયેલી ત્યાંની

હવા એમની સંગઠનશક્તિનો સંદેશ સદૈવ હિન્દવાસીઓને આપ્યા કરશે, એમનાં સૂત્રો ને ગીતોથી ગાજતું અફાટ આકાશ, એમના પુરુષાર્થ ને ઉન્નત ભાવનાઓની અમર કહાણી વર્ષો સુધી લલકારતું રહેશે. ત્યાંની ધરતીની ધૂળ પર પડેલાં એમનાં પદચિહ્નો દ્વારા લખાયેલો બલિદાનનો ઇતિહાસ આવતી કાલની પેઢીઓ સદીઓ તક યાદ કરતી રહેશે; ને સ્વપ્નાંના આ સર્જકે જે કાંઇ કર્યું છે તે સંભારી સંભારીને ધન્ય બનશે, તેને અનુસરશે.

卐

## મંડળ ત્રીજું : રાષ્ટ્રદેહના પ્રજાપતિ

લોકમાન્ય બાળગંગાધર તિલક
વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ
ખાન અબદુલ ગફુરખાન
ચક્રવર્તી રાજગોપાલાચારી
ભૂલાભાઈ દેસાઈ

'મહારાષ્ટ્રના મહાત્મા'

## લોકમાન્ય બાળગંગાધર તિલક

(૧૮૫૬—૧૯૨૦)

મહારાષ્ટ્રી ચિતપાવન બ્રાહ્મણ, પ્રખર ઉદ્દામવાદી, બંધારણની પુનર્ઘટનાના હિમાયતી, નોકરશાહીના પ્રબળ વિરોધી, વિક્ષેપનીતિના પુરસ્કર્તા, રાષ્ટ્ર અને રાષ્ટ્રોન્નતિના ચિંતક, સેવા ને કષ્ટસહનના આદર્શવાદી, પરદેશીને પદભ્રષ્ટ કરનાર રીતિવાદી ને આપબળના મંત્રવાદી, લોકમાન્ય હિન્દી રાજકારણમાં એકવાર એકચક્રે રાજ કરતા હતા.



એમની દૃષ્ટિ રહેતી લાખોની આમજનતા પર, એમનું કાર્યક્ષેત્ર હતું ગામડું. એ લોકો સાથે બોલતા લોકની ભાષામાં, એમનું ધ્યેય હતું સ્વરાજ. સ્વરાજને એ માનવીનો જન્મ સિધ્ધ અધિકાર માનતા, ને એ પ્રાપ્ત કરવા માટે, આકાશપાતાળ એક કરવાની હાકલ કરતા. પોતાના જમાનાથી તિલક ક્યાંયે આગળ હતા. એમનો મંત્ર રાષ્ટ્રનો પ્રેરણાત્મક વારસો છે.

ગાંધીજીએ તિલકના અવસાન બાદ 'નવજીવન' ને પાને લખ્યું કે 'આવું મૃત્યુ આજ લગી લોકનાયકને ભાગે નથી આવ્યું. દાદાભાઈ ગયા, ફિરોજશાહ ગયા, ગોખલે પણ ગયા. બધાની પાછળ હજારો સ્મશાને ગયા હતા, પણ તિલકે અવધિ વાળી! તેમની પાછળ તો આખું જગત ગયું, મુંબઇ રવિવારે ઘેલું થઇ ગયું હતું.' ને એવી વિભૂતિનું સ્મરણ જાળવવાનો સાચો માર્ગ બતાવે છે કે 'તિલક અત્યંત સાદા હતા, તેમના સ્મરણાર્થે આપણે સાદાઈ ગ્રહણ કરીએ. તેઓ બહાદુર હતા; આપણે તેમની નિર્ભયતાનું અનુકરણ કરી, મન સાક્ષી પૂરતું હોય તે જ કરીએ. તેઓ વિચારશીલ હતા; આપણે બોલવામાં ને કરવામાં પૂરો વિચાર કરીને જ બોલીએ ને કરીએ. તેઓ વિદ્વાન હતા; માતૃભાષા ને સંસ્કૃત ઉપર તેમનો ભારે કાબૂ હતો. આપણે તેમના જેવા વિદ્વાન થવાનો આગ્રહ રાખીએ. તેઓ સ્વદેશીના શોખીન હતા; આપણે સ્વદેશીનો

અર્થ સમજી સ્વદેશીનું આચરણ કરીએ. તેમનો દેશ પ્રત્યે અગાધ પ્રેમ હતો; આપણે પણ તેવો પ્રેમ આપણા જીવનમાં ખીલવીએ ને યથાશક્તિ દિનપ્રતિદિન દેશસેવામાં વધારે ને વધારે પરાયણ થઇએ.'

૧૮૯૬માં પૂનામાં ગાંધીજી લોકમાન્યને મળેલા ત્યારથી જ આ મહત્તા એમને સમજાઇ ગઇ હશે. લોકમાન્ય એમને સમુદ્ર જેવા લાગેલા. જેમાં ડૂબી જવાય, તરી ન શકાય; ને પરદેશી લોઇડ જ્યોર્જને પણ એ વ્યકિતત્વ એવું જ લાગેલું એમણે કહ્યું હતું; 'જો તિલક વધુ તોફાની દિવસોમાં જન્મ્યા હોત તો પોતા માટે આખું સામ્રાજ્ય ઊભું કરી શકતે!' આવું વ્યકિતત્વ ક્યાંથી આવ્યું? કોણે એને ઘડ્યું? કોણે એમાં પ્રાણ પૂર્યો?

પ્રાર્થનાઓ કરીને ને અરજીઓ કરીને થાકેલા હિંદી નેતાઓમાં સરકાર પ્રત્યે અશ્રદ્ધા જન્મતી જતી હતી. એ માગણીઓ નકારાતાં, દુર્લક્ષ ને ઉપેક્ષાથી ઝંખવાતા એક વર્ગમાં કંઈક સક્રિય કરવાની ભાવના જાગતી જતી હતી. સફળતા મેળવવા માટે આત્મસ્થ થવાની એને જરૂર જણાઇ, ને ૧૮૯૬માં તેમાંથી એક નવું બળ પેદા થયું, ઉદ્દામ-વાદીઓનું અથવા અંતિમ માર્ગીઓનું અંગ્રેજીમાં જેને Extremists કહે છે તેઓનું. લોકમાન્ય આ દળના સૌથી લોકપ્રિય નેતા હતા.

લોકપ્રિયતા તો જાણે એમને વરી હતી. ૧૮૮૧માં, એમણે 'કેસરી' સાપ્તાહિક શરૂ કર્યું ત્યારથી જ. એ પત્રમાંના એમના લેખોએ લોકને જાગતા કર્યા હતા, એમનામાં આગ ભરી હતી, ને શાસકોને યે ચોંકતા કર્યા હતા, તે એ હદ સુધી કે ૧૮૮૨માં એમને ચાર માસની કારાવાસની સગવડ પણ સરકારે કરી આપી હતી! ૧૮૯૫માં મુંબઇની પ્રાંતિક ધારાસભાના સભ્ય બન્યા. એ જ વર્ષમાં મહારાષ્ટ્રના દુકાળ વખતે, ને ૧૮૯૭માં પૂનાની મરકી વખતે, લોકમાન્યે ફરીથી 'કેસરી'ની કટારોમાં સરકારી સખતાઇ ને જુલમી પગલાંનો સખત વિરોધ કર્યો, ને એ સામે પોતાંની કટાક્ષમય ને મુલાયમ વાણીને તજી, કડક શબ્દોમાં જેહાદ જગાડી. એમનાં લખાણો માટે ૧૮૯૭ની ૧૪મી સપટેમ્બરે એમને અઢાર મહિનાની ફરી સજા થઇ, પરંતુ ૬ઠ્ઠી સપટેમ્બર ૧૮૯૮માં એમને છોડી દીધા. એમના કારાવાસ દરમિયાન, રાજદ્રોહને લગતી અને રૈયત પરના અંકુશોને વધારે સખત કરતી બે કલમો ફોજદારી કાયદામાં ઉમેરાઇ: ૧૨૪ A અને ૧૫૩ A. ૧૮૯૭ના આ બનાવે જ ઉદ્દામદળને જન્મ આપ્યો. ઉદ્દામદળની દૃષ્ટિ પ્રજા પ્રત્યે હતી. પ્રજાજાગૃતિ ને પ્રજા-કેળવણી એના પ્રથમ પ્રયોગો હતા. એ દ્વારા રાષ્ટ્રમાં રાષ્ટ્રીયતાના ભાવનો સંચાર કરવા એ દળ મથતું હતું. મહાસભામાં લોકમાન્યની લાગવગ વધવા લાગી, પણ વર્ચસ્વ તો ઉદારદળનું જ હતું.

ઉદાર ને ઉદ્દામ દળ વચ્ચેના ઘર્ષણો એની પરાકાષ્ટાએ પહોંચ્યાં. ૧૯૦૭ના સૂરત અધિવેશનમાં નાગપુરને બદલે, ઉદારદળવાદીઓના અડ્ડા જેવા સૂરતમાં અધિવેશન યોજાયું. ઉદ્દામદળે પ્રમુખસ્થાન માટે લાલા લજપતરાયનું નામ સૂચવ્યું. લાલાજીએ ના પાડી. લોકમાન્યનું નામ આવ્યું. એમની સામે ઉદારદળે ડૉ. રાસબિહારી ઘોષને મૂકયા. ગેરસમજ અને ઘર્ષણ વધતાં રહ્યાં. કલકત્તામાં પડેલો વિખવાદ અહીં ઉગ્ર બન્યો, તે એટલી હદ સુધી કે બેઠક દરમિયાન જોડા ઊડયા, ખુરશીઓ ઊછળી, લાઠીઓ વીંઝાઇ. અવ્યવસ્થા ને ઘોંઘાટનો પાર ન રહ્યો. બેઠક મુલતવી રહી. બે પક્ષો વચ્ચે ભેદ પડી ગયો. ઉદ્દામદળ મહાસભાથી છૂટું થઇ ગયું.

૧૯૦૮માં ફરી એકવાર 'કેસરી'માં તાતી કલમે લેખો લખવા બદલ એમની સામે મુકદ્દમો ચાલ્યો. છ વર્ષની કાળાપાણીની સજા થઇ. બ્રહ્મદેશના માંડલેમાં એમને ખસેડવામાં આવ્યા. અહીં બાળપણના સંસ્કારો અને કિશોરાવસ્થાના અંગ્રેજી સંસ્કૃત અધ્યયને લોકમાન્યને ગીતાનું રહસ્ય શોધવામાં પ્રવૃત્ત કર્યા. મહાભારત, વેદાંતસૂત્ર, ઉપનિષદો, વેદાંતશાસ્ત્ર, મીમાંસા, સાંખ્ય, સ્મૃતિ, પુરાણ, ને બ્રાહ્મણોના વાંચનનો નિચોડ કરવાની તક મળી. લોકપ્રિય નેતાને હાથે લોકહિતનું ને રાષ્ટ્રોન્નતિનું કાર્ય અમુક કાળ સુધી થતું અટકાવવાના ઉદ્દેશથી પરદેશી સરકાર તેને તુરંગવાસ આપે છે, પણ એ

પ્રસંગને પે ઇષ્ટાપત્તિ સમજી, એ નેતા તો લોકજાગૃતિનું કાર્ય ત્યાં યે કરે છે.

લોકમાન્યના ગ્રંથો 'ઓરાયન' અને 'આર્કટિક હોમ ઇન ધ વેદાઝ' એ જેલમાં જ રચાયા હતા, ને અહીં માંડલેમાં બેઠાં એમણે 'ગીતારહસ્ય' પાંચ માસ જેટલા ટૂંકા ગાળામાં રચ્યું. માંડલેમાંથી સોમવાર તારીખ ૮મી જુન ૧૯૧૪ને દિવસે મુક્તિ મળી. ત્યાંથી પૂના ગયા. સરકાર પાસેથી લાંબા સમય સુધી ગીતારહસ્યની હસ્તપ્રત આવી નહીં. ત્યારે કોઇકે ચિંતા દર્શાવી. લોકમાન્યે કહ્યું : 'પ્રત સરકારના હાથમાં છે, પણ ગ્રંથ તો મારા મગજમાં છે. નિવૃત્તિના સમયમાં શાંતિપૂર્વક સિંહગઢના કિલ્લા ઉપર મારા બંગલામાં બેસી આખો ગ્રંથ ફરી યથાસ્થિત લખી નાખીશ.' સાઠમે વર્ષે ઉચ્ચારાયેલી આ આત્મવિશ્વાસની તેજસ્વી ભાષા છે. 'વેદાંગજ્યોતિષ' ને 'વેદોનો કાલનિર્ણય' એ બે ગ્રંથો પણ લોકમાન્યની વિદ્વત્તાનાં પ્રતીક જેવા આપણી સામે છે. ઊંડો ને વ્યાપક અભ્યાસ, અથાક શ્રમ, અમાપ સમાધિબલ, અગાધ તત્ત્વદષ્ટિ, પ્રવીણ શોધકશક્તિ ને કુશળ કલ્પકતાની આ મહોદયની ગ્રાહ્યશક્તિઓનો આજે યે આ ગ્રંથો પરિચય આપે છે. વિદ્વત્તાથી સભર 'ગીતારહસ્ય'ની ૧૪૦૦૦ મરાઠી નકલો ને ૮૦૦૦ હિંદી નકલો ૧૯૧૭માં ખપી ચૂકી હતી!

જેલમાંથી છૂટી આવ્યા પછી, લોકમાન્યે ઉદ્દામદળનું સંગઠન કરવાનું કાર્ય હાથ પર ધર્યું. ડૉ. એની બિસેંટે

પણ ૧૯૧૬ના વર્ષમાં હોમરુલની યોજના સાથે મહાસભા જોડે હાથ મેળવ્યા. ૧૯૧૫માં ફિરોજશાહ અને ગોખલેના મૃત્યુથી, ઉદારદળના બે મોવડીઓ જતાં તે દળ મંદ-શક્તિ થઇ ગયું; ને બીજી બાજુ લોકમાન્યે પોતાના દળને મજબૂત બનાવવા માંડ્યું. પણ ૧૯૧૬નું લખનૌ અધિવેશન અનેક દૃષ્ટિએ મહત્ત્વનું નીવડ્યું. ત્યાં ઉદાર ને ઉદ્દામ જોડાયા; હિન્દુમુસ્લિમ એકતાના પાયા નખાયા; ૧૯૧૬ના ફેબ્રુઆરીની ૧૬ મીએ લોકમાન્યે પૂનામાં 'હોમરુલ લીગ' ની સ્થાપના કરી. એ જ વર્ષમાં એમનો હીરક મહોત્સવ હતો. પ્રજાએ ઉમળકાભેર રૂપિયા એક લાખની થેલી એમને અર્પણ કરી, એમની દેશસેવાની કદર કરી. પણ એ રકમ લોકમાન્યે, જનતાની હતી ને જનતા માટે વપરાવી જોઇએ એ ઉદ્દેશથી, હોમરુલ લીગને અર્પણ કરી દીધી. ત્યાગ એ બ્રાહ્મણત્વનું પ્રથમ ચિહ્ન છે. પરંતુ આ પછી એમની પ્રકૃતિ વધારે કથળતાં, તેઓ જાતે પ્રચાર ન કરી શક્યા, પણ ડૉ. બિસેન્ટે એ કામ એટલી જ કુશળતા ને એટલા જ ઉત્સાહથી ઉપાડી લીધું.

આ પછી આવ્યા ૧૯૧૯ના રૌલેટના કાળા કાયદા. ગાંધીજીએ સરકારને વિનંતી કરી: 'આને અટકાવો,' પણ એને ઠોકરે મારી રૌલેટ બિલ પસાર કરવામાં આવ્યું. ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઉપાડવાની ચેતવણી આપી.

દેશભરમાં પ્રચાર માટે ઘૂમ્યા, સત્યાગ્રહ સભાઓ સ્થાપી, ને દેશમાં જાગૃતિની લહેર ફેલાવી દીધી.

સાર્વત્રિક હડતાલ તારીખ ૩૦મી માર્ચે નક્કી થઇ. તે તારીખ બદલીને ૬ઠ્ઠી એપ્રિલ કરવામાં આવી, ને એ અરસામાં દિલ્લીમાં, પંજાબમાં, અમૃતસરમાં જે હત્યાકાંડો રચાઇ ગયા તેણે સરકારના વિરૂપ ચહેરાને ખુલ્લો કરી દીધો.

૧૯૧૯ના અંતમાં અમૃતસરમાં પંડિત મોતીલાલ નહેરુને પ્રમુખપદે મળેલા અધિવેશનમાં લોકમાન્યે આગળ પડતો ભાગ લીધો હતો. મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાઓની ચર્ચા કરતાં સરકાર સાથે જ શરતી સહકાર કરવાનું વલણ દાખવ્યું હતું. તેઓને અસહકારમાં ઝાઝી શ્રધ્ધા નહોતી. અસહકારમાં જનતા પાસેથી જે ત્યાગ, બલિદાન, શાંતિ વગેરેની આશા રાખવામાં આવે છે, તે કદાચ ખોટી પડે એવી એમને બીક હતી. છતાં એ કાર્યક્રમ તરફ એમને સહાનુભૂતિ હતી. શકય એટલો અંગત ફાળો આપવાની પણ એમણે તત્પરતા દાખવી હતી. ગાંધીજીને એમણે કહ્યું: 'હું તમને વિજય ઇચ્છું છું, ને જો જનતા સુધી તમે આ દ્વારા પહોંચી શકો, તો મારો સક્રિય ટેકો માની લેજો.'

ખિલાફતના પ્રશ્નની બાબતમાં બ્રિટિશ સરકારે જે અન્યાય ને વિશ્વાસઘાત કર્યા હતા તેથી મુસલમાનો પણ

ઉશ્કેરાયા હતા. લોકમાન્યે મુસલમાનો પ્રત્યે પોતાની હમદર્દી વ્યક્ત કરી, ને તેમને સાથ આપવાનું વચન પણ આપ્યું; પરંતુ કાળને શું ગમે છે તેની ખબર કોને પડે છે?

જુન, ૧૯૨૦માં જ કાંઇક કામ પ્રસંગે તેઓ મુંબઇ આવ્યા. પરંતુ શરીર નબળાઇનો ભોગ તો બની ચૂક્યું હતું, ને દિનપ્રતિદિન બીમારી વધતી જતી હતી. પ્રવૃત્તિઓ હવે થઈ શકે એમ નહોતું, ને છેવટ ૩૧મી જુલાઇની મધરાતે આ મહર્ષિનો દેહ પડયો. હિંદના રાજકારણમાંથી એક મહાવિભૂતિ લુપ્ત થઈ, તેજનો એક અંબાર હોલવાયો. સમસ્ત ભારતવર્ષના સપૂતોએ શોકનાં આંસુ સાર્યાં. રાષ્ટ્રભરમાં હડતાળો પડી. ઘેરઘેર શોક છવાઇ ગયો. તેમની વિરાટ સ્મશાનયાત્રામાં, એ કર્મયોગીને છેવટની અંજલિ આપવા આખું મુંબઇ શહેર ઊલટી પડયું.

ચોપાટીની રેતીમાં સુખડની ચિત્તા પર મહારાષ્ટ્રનો બેતાજ બાદશાહ સૂતો—આખરી નિદ્રામાં. ભાવનાઘેલી જનતાએ તિલક મહારાજનું બાવલું ઊભું કરાવી ત્યાં એમનું કાયમી સ્મારક કર્યું.

'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે, ને તે હું મેળવીશ જ.' એ સૂક્તિમંત્રના ઉચ્ચારનારનો ક્ષરદેહ ભલે પડયો, પણ એ મંત્રમાં જે ભાવના છે, તે વડે તો લોકમાન્ય રાષ્ટ્રના પ્રત્યેક નરનારીના અંતઃકરણમાં જીવતા છે. એ

વાતને આજ તો વીસ વર્ષ વીતી ગયાં છે, પણ પ્રતિવર્ષ એ પ્રતિજ્ઞા લઈ લઈને આપણે કેવી પ્રેરણા ને દૃઢતા પ્રાપ્ત કરતા રહ્યા છીએ ! એ મંત્રના પૂર્વાર્ધમાં એમણે ભૂતમાત્રના આત્માના સ્વભાવસિદ્ધ ગુણધર્મની ઘોષણા કરી છે, ને ઉત્તરાર્ધમાં ભૂતમાત્રની સ્વાભાવિક પ્રવૃત્તિનું પ્રતિપાદન કર્યું છે. સ્વરાજ્ય એ ભૂતમાત્રનો ગુણધર્મ છે, ને તેની પ્રાપ્તિ માટેના પ્રયત્નો—ક્રાંતિ, વિપ્લવ, ઇન્કિલાબ, બળવો જે કહો તે—એની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. આમ કહી એમણે રાષ્ટ્રને તેનું સાધ્ય ને સાધન બેયનું માર્ગદર્શન કર્યું છે.

કલકત્તામાં, સપ્ટેમ્બર ૧૯૨૦માં ભરાયેલા ખાસ અધિવેશનમાં લોકમાન્ય માટે શોકનો ઠરાવ પસાર થયો. એમના વિશુદ્ધ નિષ્કલંક જીવનને, એમની સેવા અને કષ્ટસહન વૃત્તિને, લોકોન્નતિની એમની વ્યાપક ભાવનાને, ને સ્વરાજ માટેના એમના એકનિષ્ઠ પ્રયાસોને ભાવભરી અંજલિ અપાઈ.

ક્ર

## સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ

( ૧૮૭૧-૧૯૩૩ )



એ ટાલવાળું માથું, સફેદ લાંબી દાઢી, વિશાળ લલાટ ને તેવી જ વિશાળ આંખો, આંખોમાં વ્યક્ત થતી લુચ્ચાઇ ને વેધકતા, સામાને આંજે તેવો તાપ ને પ્રતાપ, પ્રતિપક્ષીને હારે તેવી સબળતા ને આડાઇ ને તેવી કાર્ય-પદ્ધતિ, સત્ય અને નિખાલસતાને સદ્‌ગુણ તરીકે સન્માને પણ આચરણમાં હમેશ તેનો ઉપયોગ કરવો જ જોઇએ એવી નીતિને બદલે, સમય સમયની

જુદી સોગઠી ખેલી જાણનાર ખેલંદાની વૃત્તિ, અપાર મહત્ત્વકાંક્ષા, વાણીની માર્મિક તીક્ષ્ણતા, ને આત્મભોગની ઉચ્ચ ભાવના–આ સૌ ભેગાં મળીને એક એવું વ્યક્તિત્વ સર્જે છે, જેને એક વાર જોયાજાણ્યા પછી સહેજે ભૂલી શકાતું નથી, એટલું જ નહીં, આ વ્યક્તિત્વ ધરાવતી વ્યક્તિ જ્યાં જ્યાં જાય છે ત્યાં તેનાં પદચિહ્નોથી અનોખો ઇતિહાસ સર્જે છે. વિઠ્ઠલભાઇ એવી વ્યક્તિ હતા, ને એવું હતું એમનું વ્યક્તિત્વ.

શ્રીમતી લીલાવતી મુનશી 'ગુજરાતના બે મહારવટિયા'નું રેખાચિત્ર દોરતાં લખે છે: 'એમની હિંમત ગાંધીજીની માફક યોગે આણેલી નથી, ને પંડિત નહેરુની માફક બુદ્ધિજન્ય પણ નથી. એ હિંમતને લાલાજીની માફક દેશભક્તિએ પ્રેરેલી છે એમ પણ ન કહી શકાય અને ડૉ. મુંજેની માફક નિર્બળતાથી ત્રાસી, ઉદ્દભવેલી પણ ન ગણાય. એ બંને ભાઇઓની હિંમત તો જ્ઞાનતંતુઓની મજબૂતીના પરિણામે ઊપજેલી સ્વભાવજન્ય જ છે. 'છાતીગરા' શબ્દ તો એમને માટે જ વપરાય. ને ખરેખર સ્વભાવથી જ વલ્લભભાઇ ને વિઠ્ઠલભાઇ છાતીગરા છે. બેઉ ખડતલ છે, ને ખડક જેવા અડગ છે. હાથ પર લીધેલું કામ સફળતાથી પાર ઉતારે ત્યારે જ એ જંપે, ને એમ કરતાં વચમાં જે કાંઇ અવરોધ આવે તેને ઊંચકીને ફેંકી દે. બેઉની કીર્તિ વધુ તો સ્વભાવની એ જ ધરીની આસપાસ ઘૂમે છે.

વિઠ્ઠલભાઈનું નામ ને કામ મુખ્યત્વે તો વડી ધારાસભાના 'સ્પીકર' તરીકે ઊજળું છે, પરંતુ રાજકારણની સૃષ્ટિમાં પણ એઓ જુદે જુદે પ્રસંગે, જુદી જુદી વ્યક્તિઓ સાથે, જુદી જુદી રીતે ઘૂમ્યા છે. અને એ બધાંની વચમાં રહી, વિધવિધરંગી સૂત્રો હાથમાં ઝાલી, એમણે રાજકારણના સંસારને, પટોળામાં પડેલી ભાતની માફક એવે રંગે રંગ્યો છે કે એ ફાટે પણ ફીટે નહીં. લોક વિઠ્ઠલભાઈને પિછાણે છે એક કુશળ ધારાશાસ્ત્રી તરીકે, એક કાબેલ વ્યવસ્થા વહીવટ કરનાર તરીકે પરંતુ મહાસભાના ઇતિહાસકારે નોંધેલાં એમનાં કાર્યોની એક ઝાંખી કરતાં એ વિરલ વ્યક્તિનો થોડો પરિચય જરૂર થાય છે.

માધવરાવને સોંપ્યું. વિઠ્ઠલભાઇ બાહોશીપૂર્વક લડયા, પોતાનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટતાથી સમજાવ્યું. દિલ્હી ઠરાવ અનુસાર તેમણે આત્મનિર્ણય ને જવાબદાર રાજતંત્રનો અધિકાર માગ્યો. એ જ અરસામાં શ્રીમતી એની બિસેન્ટ સાથે પણ તેમને મતભેદ થતાં વિરોધ થયો, ને એ વિરોધનો તેમણે ઉઘાડે છોગે પુરસ્કાર કર્યો. શ્રી. ખાપર્ડેએ બિસેન્ટને 'પૂતના' બનાવી ઠઠ્ઠાચિત્ર દોર્યું, ને વિઠ્ઠલભાઇએ એનું સમર્થન કર્યું.

ત્યાર બાદ વિઠ્ઠલભાઇ દેખા દે છે શ્રી ચિત્તરંજનદાસ અને પંડિત મોતીલાલ નેહરુ જેવા, તે જમાનાના અને હરકોઇ જમાનાના મહાન પુરુષોના સંગમાં. ગયા મહાસભામાં દાસબાબુ પ્રમુખ હતા. ધારાસભા બહિષ્કારની લડત વિશે વાતાવરણ તંગ થયું, તેના અનુસંધાનમાં સવિનય કાનૂનભંગની લડત શરૂ કરવી કે કેમ અને તેને અનુકૂળ દેશની પરિસ્થિતિ છે કે કેમ એ જોવા જાણવા પ્રથમ દેશપર્યટનનો કાર્યક્રમ નક્કી કરાયો. આ માટે થોડાક સભ્યોની નિમણૂક થઇ. એમાં મોતીલાલ નહેરુ, ડૉ. અનસારી, શેઠ જમનાલાલ બજાજ, ચક્રવર્તી રાજગોપાલાચારીની સાથે વિઠ્ઠલભાઇનું નામ પણ હતું.

પરંતુ વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઇએ બેઉએ સાથે નામ ઉજાળ્યું તે તો નાગપુર ઝંડા સત્યાગ્રહ નિમિત્તે શરૂ થયેલી લડત વેળા. નાગપુર સત્યાગ્રહ સમિતિના કાર્યને મહાસભાની કારોબારીએ હાર્દિક ટેકો આપ્યો, ને એના સફળ

અંત સુધી સક્રિય સાથ આપવાની પણ ઘોષણા કરી વલ્લભભાઈના હાથમા એનુ સૂત્ર હતુ, એટલે પૂછવુ જ શુ ? સરકાર સામે લડત લડવાની હતી એટલે એમને બમણો ઉત્સાહ હતો, ને વિઠ્ઠલભાઈ પણ પાછળ નહોતા રહ્યા. એમણે જે કામગીરી બજાવી તેને માટે વિઝાગાપટ્ટમમા મળેલી કારોબારીએ ભારે પ્રશસાના શબ્દો ઉચ્ચાર્યા રાષ્ટ્રીય ધ્વજ માટે પ્રાણ પણ કુરબાન કરવાની જે ધગશ એ બે ભાઈઓમા હતી, તેણે સ્વયસેવકોમા પણ નવી ચેતના પ્રેરી, ને પરિણામે નાગપુરમા જ મર્યાદિત ન રહેતા, એ સત્યાગ્રહે અખિલ હિંદ આદોલનનુ સ્વરૂપ પકડયુ ને છેવટે મહાસભાની જીત થઇ સરકારે નમતુ જોખ્યુ.

કરાવી છે. ખુદ વાઇસરોય સાથે લડી લેતાં યે વિઠ્ઠલભાઇને વારનાર કોઇ નહોતું. શિસ્તપાલનના એ એવા આગ્રહી હતા, કે ધારાસભાની દીવાલો વચ્ચે કયાંય એનો ભંગ નજરે ચડતો તો તેઓ તે ભંગ કરનારની સાન ઠેકાણે લાવીને જ જંપતા.

એમણે જે નિપુણતા, જે અધિકાર અને દૂરંદેશીથી આ કાર્ય બજાવ્યું હતું તે માટે જુદા જુદા પક્ષના મોવડીઓએ અભિનંદનથી એમને નવાજ્યા. એમાં હતા દીવાન બહાદુર રંગાચારિયાર, સર પી. એસ. શિવસ્વામી આયર, બાપટિસ્ટા, નિયોગી, મુહમ્મદ યાકુબ, મુડીમેન અને માલવિયાજી. એમણે આ ઉપરાંત એવી પણ ઇચ્છા પ્રદર્શિત કરી, કે 'સ્પીકર'ની એમની બેઠક માટે કોઇ હરીફ ઊભો ન થાય !

વિઠ્ઠલભાઇના ત્યાગની વિરલ કથા પણ આ ઇતિહાસમાં જ સમાયેલી છે. એમણે ગાંધીજીને કહ્યું: 'માસિક રૂપિયા બે હજાર, મારી જરૂરત તથા મોભો જળવાય તે માટે વાપરવાના રાખી, બાકી રૂપિયા ૧૬૫૬ માસિક હું તમને સોંપી દઉં છું. તમારે એની વ્યવસ્થા કરવી. પરંતુ એવડો ભાર એકલે હાથે ઊંચકવાની ગાંધીજીએ તૈયારી ન બતાવી, એમણે સૂચનાઓ માગી, ને બીજા વહીવટદારો સાથે રાખ્યા. ૩૧મી મે ૧૯૩૫ને દિવસે તે રકમ રૂપિયા ચાલીસ હજારની થઇ હતી !' વિઠ્ઠલભાઇની આ પ્રસંગથી સહેજે કોઇને હિન્દ

સમાજના સેવક ગોપાલકૃષ્ણ ગોખલે સાંભરી આવે. બેઉ રાજકારણના કિરણો હતા, બેઉ વિરલ ત્યાગી હતા.

૧૯૩૦ની કથા, સરહદ પ્રાંતમાં સરકારે ગુજારેલા સિતમોની આસપાસ ઘૂમે છે. ખાન અબદુલ ગફુરખાનની સરદારી હેઠળ સરહદના પઠાણો ખુદાઇ ખિદમતગારો બની ગયા હતા. સ્વભાવે ઝનૂની એ કોમના માણસો ઘેટાં જેવા થઇ ગયા હતા; ને એવી શિસ્ત એમણે જાળવી હતી કે સૌથી વધુ ભયાવહ એ ભાગ, અસહકારના આંદોલન માટે સૌથી વધુ સલામત બની ગયો હતો. છતાં સરકારના દિલમાં પઠાણો વિશે આશંકા જન્મી હતી, ને સખત હાથે એમણે કામ લીધું. ત્યાં જુલમોની ઝડીઓ વરસી. વિઠ્ઠલભાઇએ વિગતો ભેગી કરી, ને એના પર પોતાનાં મંતવ્યોની મહોરછાપ મારી, હેવાલ તૈયાર કર્યો; પરંતુ સરકારે એના પર પ્રતિબંધ મૂક્યો, ને દમનની એક દારુણ વાર્તા જનતાના કાન પર પડતી અટકી ગઇ. સરકારને આબરૂનો ભય હશે કે વિઠ્ઠલભાઇની કલમનો!

પણ ૧૯૩૦ પછી, વિઠ્ઠલભાઇની પ્રકૃતિ કાંઇક લથડવા માંડી હતી; છતાં તે અરસામાં શરૂ થયેલ સવિનય કાનૂન-ભંગની લડતમાં યે એમણે નાનોસૂનો ભાગ નથી ભજવ્યો. તેઓ પ્રકૃતિસુધારણા માટે વિયેના ગયા. તે સમય દરમિયાન સુભાષબાબુ એમની સાથે હતા.

૧૯૨૯માં મહાસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયની ઘોષણા કરી હતી. તે પછી શ્વેતપત્ર આવ્યું. તેમાં હિંદનાં હિતોની હાંસી ભરી હતી, ને પરદેશી સત્તાનાં મૂળિયાં આ ભૂમિમાં દઢ થાય એવી યોજના હતી. મૂળ હકો માટેની માગણી ફરી જોરશોરથી કરવામાં આવી. સવિનય ભંગનું આંદોલન વધુ વેગથી શરૂ કરવાનું ઠર્યું. રાષ્ટ્રીય ધ્યેયની પ્રાપ્તિ માટે, રાષ્ટ્રીય સ્વમાનની જાળવણી માટે, ને લોકહકો માટે એ જ સાચો ને એક માત્ર માર્ગ છે એવો મહાસભાએ મત રજૂ કર્યો. કલકત્તા મહાસભા પછી ગાંધીજીએ ૮મી મે ૧૯૩૩ને દિવસે હરિજનોને કારણે, આત્મશુદ્ધિ અર્થે એકવીસ દિવસના ઉપવાસ આદર્યા. ગાંધીજીના આવેદન પછી મહાસભાના કામચલાઉ પ્રમુખ શ્રી. એમ. એસ. અણેએ છ અઠવાડિયા સુધી સવિનયભંગની લડતની મોકૂફીની જાહેરાત કરી. પરંતુ સિમલાથી પ્રગટ થયેલ સરકારી નિવેદને સત્યાગ્રહી કેદીઓને છોડવાની ના પાડી. ને આની સાથે જ વિઠ્ઠલભાઈ અને સુભાષબાબુની સંયુક્ત સહી સાથે, વિયેનાથી રોઈટરને નિવેદન મળ્યું.

એમાં તેઓએ જણાવ્યું હતું: સવિનય કાનૂનભંગની લડત મોકૂફ રાખવાનું ગાંધીજીનું પગલું એમની નિષ્ફળતાનો પુરાવો છે. એક રાજકીય નેતા તરીકે ગાંધીજી નિષ્ફળ નીવડ્યા છે એવો અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. પોતાના જીવનસિદ્ધાંતોને અનુરૂપ ન હોય એવા કાર્યક્રમની રેખા દોરવાની ગાંધીજી

પાસે આશા રાખવી એ વાજબી નથી, એટલે નવા સિધ્ધાંત પર, નવી પધ્ધતિએ નવા નેતૃત્વ હેઠળ મહાસભાની આત્યંતિક કાયાપલટ કરવાનો સમય હવે આવી ચૂકયો છે. જો મહાસભા સમથ રીતે આવી કાયાપલટ કરી શકે તો તો ઉત્તમ; પણ એમ ન થાય તો મહાસભામાં જ ધરમૂળથી ફેરફારો કરી શકે એવાં બળોનો નવો પક્ષ ઊભો કરવો પડશે.

આ નિવેદન પાછળ સ્વતંત્ર રીતે વિચાર કરનાર વ્યક્તિઓનું માનસ છતું થાય છે. એમાં ગાંધીજી પ્રત્યે દ્વેષ નથી કે તિરસ્કાર નથી; પરંતુ રાજકારણની સૃષ્ટિમાં રાષ્ટ્રના નેતાને રાષ્ટ્રને પીછેહઠ કરાવવાનો લેશમાત્ર અધિકાર નથી એનો જ ધ્વનિ છે.ગાંધીજીના પગલાંથી હિંદી રાષ્ટ્રના વિકાસને અવરોધ થતો હોય તો આ બે જણને ગાંધીજીનું નેતૃત્વ માન્ય નહોતું. જે પ્રસંગે પોતાને જેવું લાગતું હોય તેવું સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરવું એ ગુણ ઈશ્વરદત્ત નથી, કેળવવો પડે છે. ને તે માટે હૃદય ને ચિત્તની તટસ્થતા જોઈએ. વિઠ્ઠલભાઈ એ હમેશના લડવૈયા હતા, ને એમની આ છેલ્લી 'લડાઈ' ગાંધીજી સાથે હતી. પરંતુ ગાંધીજી આવા વિરોધી સૂરોથી ટેવાઈ ગયા છે. જગતની ટીકા એમણે હમેશ શ્રદ્ધાથી, ધૈર્યથી, શાંતિથી, પોતાનાં કષ્ટોની ગણત્રી જ સહન કરી છે. ટીકાકાર કરતાં ટીકા સહનાર ઘણી વાર મહાન હોય છે.

એમના મૃતદેહને મુંબઈ લાવવામાં આવ્યો, ને એ રાષ્ટ્ર-સેવકને શોભે એવી શાનદાર એની સ્મશાનયાત્રા નીકળી. ફૂલહારોથી લદાયેલા એ અચેતન દેહનાં જેણે દર્શન કર્યાં છે, તે એની ભવ્યતા હજીયે ભૂલ્યા નથી. એવા પુરુષો મૃત્યુ પામતાં યે જીવંત રહે છે. રાજકારણની ભૂમિ પર સિંહગર્જના કરનારા મર્દ ગુજરાતી વિઠ્ઠલભાઈને યે મૃત્યુ સ્પર્શ્યું નથી.

卐

## ખાન અબદુલ ગફુરખાન

'ખાન અબદુલ ગફુરખાન માટે, એક શક્તિશાળી, સત્યવાદી, ન્યાયી અને સત્યને ખાતર ગમે તે ભોગ આપવાની હમેશા તૈયારી રાખનાર વ્યક્તિ તરીકે મને અતિશય માન છે.' સ્વ. ભૂલાભાઇ સરહદના આ મહાત્મા તરફ આ રીતે પૂજ્યભાવ વ્યકત કરે છે. ખુદાના આ ખિદમતગારો ખરેખર આજે અહિંસા ને સત્યના ઉપાસકો બની ગયા છે એ સાધનો દ્વારા તેઓ બાકીના હિન્દ સાથે દૃઢ ને સાચી મિત્રાચારી સ્થાપવા ઇચ્છે છે.



પડછંદ શરીર, સવા છ ફૂટની ઊંચાઈ, જાતે પઠાણ, ને પઠાણ હોય એટલે સ્વભાવ તીખો, વૃત્તિ લડાયક, જીવન ખડતલ, વાણી તેજીલી, લાગવગ બહોળી—આવા માણસથી બ્રિટિશ સરકાર બીએ એમાં શી નવાઈ ? ને આવો માણસ જ્યારે સરહદની પ્રજાને મહાસભાને પડખે લાવવાની પ્રવૃત્તિઓ આદરે, સ્વયંસેવકોની સંસ્થાઓ સ્થાપે ને પોષે, એમની હિંમત અને એમના સાહસને બઢાવે એવી એમને વાતો કહે, એમનામાં આત્મવિશ્વાસની અને સરકાર જોડે અસહકાર કરવાની વૃત્તિને ઉત્તેજે, પછી યે શું સરકાર શાંત બેસી રહીને જોયા જ કરે ? હરગીજ નહીં. એવા માણસને તો તુરત તુરંગમાં ધકેલી દઈ, એણે શરૂ કરેલી પ્રવૃત્તિને, શત્રુ અને રોગની માફક ઊગતી જ ડામી દેવામાં સરકારની સહીસલામતી છે. ને એ વાત સરકાર સારી રીતે સમજે છે.

ખાન ગફુરખાને ગુનાઓ પણ નાનાસૂના નથી કર્યાં. એમણે મૌલાના આઝાદના લેખો વાંચીને મગજને બહેકાવી મૂક્યું હતું. રાજદ્રોહી વિચારોને પોતાના પ્રાંતમાં લાવીને, લોકોનું સંગઠન કરવું શરૂ કરી દીધું હતું; એ જ પ્રેરણા વડે, કાળા કાયદાના આંદોલન વખતે જાહેર સભાઓમાં ભાષણો કર્યાં હતાં, ને સરકારનો વિરોધ કર્યો હતો. પોતાના બાપદાદાઓને પગલે ચાલવાને બદલે એથી ઊલટી જ દિશામાં પ્રવૃત્તિ કરી હતી; હિન્દુમુસ્લિમ એકતા અને સંપ પર જેલમાં કેદીઓને ઉપદેશ આપતા હતા ને કુરાનેશરીફ તથા

તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનાં રહસ્ય સમજાવતા હતા; ગાંધીજીના જીવનમાંથી એમણે પ્રેરણા લીધી હતી—ત્યાગથી જીવનને ભરી દીધું હતું, મોજશોખ છોડી સાધુજીવન શરૂ કર્યું હતું; પ્રેમ, સત્ય, અહિંસા ને અભયના પાઠ શીખ્યા હતા; ને વ્યાપક દૃષ્ટિ, પ્રામાણિકતા, વિકસિત માનસ ને સહનશીલતા કેળવ્યાં હતાં; ૧૨૪ A કલમ પ્રમાણે સરકારને એમણે આદર્શ ગણી નહોતી; એમણે શાળાઓ સ્થાપી શિક્ષણ-વિષયક પ્રવૃત્તિઓ શરૂ કરી હતી, ને પઠાણોને હિંસાને માર્ગેથી એમણે અદ્ભુત એવી અહિંસા ને અસહકારને માર્ગે વાળ્યા હતા. આ પ્રકારના બંડખોર માણસના હાથ નીચે તૈયાર થયેલા લાલ ખમીશવાળાઓ ક્યારે, ક્યાં, કઈ ઘડીએ કયા પ્રકારનો બળવો કરશે એની કોને ખબર પડે? એમના ખુદાઈ ખિદમતગાર નામથી સરકાર છેતરાય એમ નથી તો !

સરકાર અબદુલ ગફુર ખાનસાહેબથી હમેશા ધ્રૂજતી રહી છે. ખાનસાહેબના પિતા અને દાદા પણ એમના જેવા જ લડાયક હતા. હા, ખાનસાહેબની લડાઈની પદ્ધતિ એમનાથી જુદી છે. એમને પોતાના મૂળભૂત સ્વભાવથી વિરુદ્ધ, પણ અહિંસાના સિદ્ધાંતો અજબ રીતે ગળી ગયા છે. ને તેથી જ કશાયે હિંસક પ્રતિકાર વગર એમણે કેટલીયે વાર સરકારી જેલની ને બેડીઓની મહેમાનગીરી માણી છે.

પણ મોં પર એમણે પોતાના શસ્ત્રના વિજયનો આનંદ જ હમેશ વ્યક્ત કર્યો છે.

૧૯૧૯માં રૉલેટ બિલ વિરુદ્ધ ભાષણો કર્યાં, ને જેલવાસ વેઠયો; અસહકાર ને ખિલાફત વખતે પણ એ પાછળ ન રહ્યા. તેમ ૧૯૩૦ના સવિનય કાનૂનભંગની લડત વેળા પણ એમણે પોતાના પ્રાંતને–હિન્દની સરહદને જીવનથી ધબકતી બનાવી દીધી. કરતા ને હિંસા વડે જ ઓળખાય છે, તેવા પેશાવરના પઠાણોને એમણે મેઢાં બનાવી દીધા. એમની રગેરગમાં અહિંસાનું લોહી ફરતું કરી દીધું. હિન્દનો આ સૌથી ભયદાયક પ્રાંત અહિંસક અસહકારની લડતનું સૌથી સહીસલામત કેન્દ્ર બની ગયું. સત્તાધીશોએ ત્યાં આગળ પોતાનાં શસ્ત્રો વડે જે કાળો ઇતિહાસ રચી દીધેલો, તે તો વિઠ્ઠલભાઈનો અહેવાલ જ કહી શકતે, પણ સરકારી પ્રતિબંધે એનું ગળું ટૂંપી રાખ્યું. ખાનસાહેબ ગફુરખાન અને એમના ભાઈ ડૉ. ખાનસાહેબને પક્ષે આખો પ્રાંત આવીને ઊભો હતો.

૧૯૩૧માં ચે, ગાંધીજી ઈંગ્લાંડની ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા, તે પૂર્વે બેઉ ખાનભાઈઓને સરહદી વટહુકમ અનુસાર પકડીને સરકારે જેલના સળિયા પાછળ, વગર મુકદ્દમે મોકલી આપ્યા. સરકારને બીક હતી કે આ સત્યાગ્રહી જેવા દેખાતા આદમીનો ઇરાદો કદાચ સરહદ પર સમાનતંત્ર ઊભું કરવાનું હોય, અમીર જોડે ખાનગી

સંધિ કરવાનો હોય, સરહદી ટોળીઓ જોડે મિત્રાચારી કરવાનો હોય ને એમ કરી હિન્દ પર એને ચડાઇ પણ કરવી હોય! એમનો વિશ્વાસ કરવો એ નાદાનિયત કહેવાય. સરકારે તક ઝડપી. સરહદ પ્રાતના મુખ્ય કમિશનરે યોજેલા દરબારમાં અસહકારની વૃત્તિથી પ્રેરાઇ, હાજરી ન આપવાના અને સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરવાના ગુનાસર એમને પકડવામાં આવ્યા. સાથે ડૉ. ખાનસાહેબને પણ. આ ધરપકડથી આગળ વધી, સરકારે નિર્દોષ અને અહિંસક ટોળાંઓ પર નિરર્થક ને અમાનુષી ગોળીબાર કર્યો. મહાસભાની કારોબારીએ સરકારના આ પગલાંને એક ઠરાવ દ્વારા વખોડી કાઢયું.

સરહદમાં કે તેમના ઘરમાં પ્રવેશવાની મના હતી! મુક્ત છતાં તેઓ બંધનમાં તો હતા જ.

ત્યાર પછી છેલ્લાં કેટલાંય વર્ષોથી ગફુરખાન મહાસભાની કારોબારીના સભ્ય છે. હિન્દના સમગ્ર રાજકારણમાં તેઓ અગત્યની વ્યક્તિ છે, તેમનામાં પંડિત માલવિયજીનું, ભૂલાભાઈનું કે મૌલાના આઝાદનું વકતૃત્વ નથી, છતાં જ્યારે તેઓ બોલે છે ત્યારે હૃદય સોંસરવું ઊતરે તેવું બોલે છે. એમનું વ્યક્તિત્વ ને નામ જ એવાં પ્રભાવી છે કે એમને સાંભળવા માટે હજારોની માનવમેદની એકઠી થાય છે. વકતવ્યની જે સત્યનિષ્ઠા ને વ્યંગરહિતતા ગાંધીજીમાં છે તે જ એમનામાં છે.

યોધ્ધાને છાજે તેવું ખડતલપણું ને સાહસિકતા, અને સાધુને છાજે તેવી ત્યાગવૃત્તિ ને સાદાઈ એમના ખાસ ગુણો છે. જેલમાં એમણે કદાવર હાથપગ પર સાંકડી બેડીઓ પહેરીને શારીરિક ઈજા ભોગવી છે, છતાં ખુશમિજાજ ખોયો નથી. એમનામાં ધાર્મિક ઝનૂન નથી, પણ ધર્મગ્રંથોમાંથી મળેલા રહસ્યે એમને માનવતાથી ભરેલા મઝહબી બનાવ્યા છે. સેવાભાવ એમનો મુદ્રાલેખ છે, ને તેથી બબ્બે વાર રાષ્ટ્રે એમની કદર કરી, રાષ્ટ્રપતિ તરીકે એમને સિંહાસન આપ્યું, પણ તે સ્વીકારવાની પોતાની યોગ્યતા નથી એમ જણાવી એમણે નમ્રતાથી ના પાડી છે, અને માતૃભૂમિના એક અદના છતાં અનન્ય સેવક તરીકે જ જીવન ગુજાર્યું છે. એક સાચા

ઇસ્લામી જે રીતે ગુલામીમાં જીવવું એ પાપ સમજે છે, તે જ રીતે તેઓ પણ આઝાદી એ માનવ માત્રનો હક છે એમ પ્રામાણિકતાથી માને છે. આમજનતાના દુ ખદર્દો એમણે જોયાં છે, એમની રહેણીકરણીથી એઓ વાકેફ છે, ને તેથી એમનાં હિત જળવાય તેવી પ્રવૃત્તિને તેઓ સાચા દિલથી ટેકો આપે છે, ને વેગ આપે છે.

એમની વ્યવસ્થાશક્તિ અદ્ભુત છે. સરહદ પ્રાંતના પઠાણોને એક તાતે બાધી લઇ, અહિંસા ને અસહકારને શસ્ત્રે તેમને સજાવવામા, ને વખત આવે દેશને માટે પોતાનો જાન કુરબાન કરી દેવાની તૈયારી રાખવામા તેમણે ભારે ફાળો આપ્યો છે. એટલુ જ નહીં, પરતુ આ સંસ્થાને તેમણે એવી મજબૂત કરી છે, ને એવી એકનિષ્ઠ બનાવી છે કે સરકારને માટે એ ભયરૂપ છે ગમે તેવી નાદીરશાહીનો પરિચય આપતા એને તોડવામા સરકારની દંડનીતિ નિષ્ફળ નીવડી છે. ને ભેદનીતિ પણ જ્યાં નિષ્ફળ નીવડી છે ત્યા સામ ને દામની તો વાત જ શી ?

રૂંધી નથી દીધી, ને અંગત અજંપે એમને નિરુત્સાહી નથી કર્યાં. અંગત સુખદુઃખને તો એમણે હમેશાં સરખાં માન્યાં છે.

ગફુરખાન ગીતામાં દર્શાવેલા મુનિ જેવા નથી? ને તેથી જ હિન્દના લોકોએ એમને વહાલથી સરહદના મહાત્મા કહીને સંબોધ્યા છે.

ક્રૂ

'તામિલનાડના મહાત્મા'

## ચક્રવર્તી રાજગોપાલાચારી

( ૧૮૭૯– )

બહુ પાતળા યે નહિ, બહુ સ્થૂળ પણ નહિ, માથા પર તાલ ને આર્યસંસ્કૃતિની પતાકા સમી ફરફરતી નાની



શિખા, બે આંખો વચ્ચેથી ઊપસી આવતું લાંબું નાક, જરાક ઝૂકતા ખભા, રંગીન ચશ્માં, શરીર આખે સફેદ ખાદીનાં વસ્ત્ર ને પગમાં ચંપલ. આ વ્યક્તિત્વને લોક ભાગ્યે જ આકર્ષક કહે. હા, એ વ્યક્તિત્વ આકર્ષક ભલે ન હોય, એને જોયા પછી ભલે ભૂલી જાઓ; પણ એકવાર એની નિકટ જાઓ, પરિચય સાધો, વાતે વળગો

તો એ વ્યક્તિત્વની ઝીણી ખૂબીઓથી તમે જરૂર મહાન થાઓ. એ નાક, આંખ ને હોઠ દરેકની આકૃતિની વિજ્ઞાનની દષ્ટિએ ભારે કિંમત છે. આંખો તમારા હૃદયના અંતરતલ સુધી પ્રવેશ કરે છે ને ત્યાંના મર્મ પકડી લે છે; ને હોઠ જ્યારે મરકે છે વા મરડાય છે ત્યારે સમજવું કે તમે એમના વ્યંગના ભાગ બની ચૂકયા છો. એ વ્યક્તિત્વ છે, આત્માની સમૃદ્ધિવાળા નહીં, પણ બૌદ્ધિક રિધ્ધિવાળા મહાત્માનું, સી. આર. નું. ચક્રવર્તી રાજગોપાલાચારીનું, રાજાજીનું.

આમ છતાં આ આદમીનો કોઈ વિશિષ્ટ ગુણ હોય તો અનેક ભિન્નભિન્ન તત્ત્વોનાં રસાયણોથી ઘડાયેલું એનું વ્યક્તિત્વ જ છે, એ બોલે ત્યારે બધું જ બોલે, ને તેમ છતાં એના હૃદયમાં હજી આવિષ્કાર પામવા મથતા ભાવો હોય જ, છતાં બહાર આવેલા ભાવો, સ્વયંપર્યાપ્ત હોય. આનાથી એમનું વક્તવ્ય વધુ ગંભીરતા ધારણ કરે છે. એ રાજનીતિજ્ઞ છે; એની વાણીમાં સત્યસાધકની નિષ્કપટ નિતાંત અભિવ્યક્તિ નથી હોતી. રાજગોપાલાચારી લોકને માટે એક કોયડા જેવા છે, લોક સમજી શકે એ પ્રકારના એ નેતા નથી.

૧૮૭૯માં તામિલનાડુના સેલમ જિલ્લામાં એમનો જન્મ. શાળા ને કૉલેજમાં મેધાના ચમકારા કરેલા, ને બુદ્ધિશક્તિની તીવ્રતાનો અનુભવ અદાલતોમાં યે કરાવેલો. ૧૯૧૭માં ડૉ. બિસેંટની ચળવળે રાજાજીને રાજકારણના

બુધ્ધિપ્રધાન ક્ષેત્રમાં સ્વાભાવિક રીતે આકર્ષ્યા. ને ૧૯૨૧માં શ્રી. વિજય રાઘવાચાર્યના મકાન પર મહાત્માજીની પ્રથમ મુલાકાતે, એ બેઉને એકમેક પ્રતિ દઢ ગાંઠે બાંધી લીધા. સાઠ હજારની વાર્ષિક આમદાનીને ઠેસ મારી, ભારતના દલિત, પીડિત, અપમાનિત મૂર્છિત કરોડોને માટે જીવનભેખની તેમણે દીક્ષા લીધી.

દેશના એ અગ્રણી નેતા બન્યા, નાફેરવાદી દળના મુખ્ય પુરસ્કર્તા બન્યા, મહાસભાની મહાસમિતિના સભ્ય ને રચનાત્મક કાર્યના જન્મદાત બન્યા, મદ્રાસ સરકારના મુખ્યમંત્રી બન્યા, ને હજી હાલ સુધી મહાસભાનાં સૂત્રો હાથમાં લઈ ફરતા હતા. પણ મહાયુધ્ધ આવ્યું. મહાસભાની નીતિ નક્કી થઈ. રાજાજીને મતભેદ પડ્યો. પરિણામે રાજીનામું આપ્યું. મહાસભા ને લીગે ભેગા મળી પોતાનો પ્રશ્ન ઉકેલવો જોઈએ એ મતનો પ્રચાર કરતા રહ્યા. ને આજે ફરી ?

લો, ને એટલો જ અટલ આત્મવિશ્વાસ. પંડિતજી ને દેશબંધુ ઉશ્કેરાય, દાંત કચકચાવે, ગુસ્સો કરે, પણ રાજાજી અફર, અડગ, સ્વસ્થ. પરિણામે ધારાસભાબહિષ્કારની નીતિ કાયમ રહી. રાજાજીની આ વખતે હાક વાગતી. દેશબંધુએ પ્રમુખપદેથી રાજીનામું આપ્યું. સ્વરાજપક્ષની સ્થાપના થઇ. જવાહરલાલે ને મૌલાના આઝાદે સમાધાન માટે તનતોડ પ્રયાસ કર્યા, ને દિલ્હીના ખાસ અધિવેશનમાં બેઉ પક્ષને રુચે એવું પરિણામ આણ્યું.

૧૯૩૨માં ગાંધીજીએ ઉપવાસ આદર્યા, ને બ્રિટનના વડાપ્રધાન મિ. રામ્સે મેકડોનલ્ડે જે કોમી ચૂકાદો આપ્યો હતો તેના સંબંધમાં, હરિજનોનું હિત સુધારવા પૂરતા પ્રયાસો કરવામાં દુઃખમાં દિવસો ગુજારવા લાગ્યા, ત્યારે આ જ રાજાજીએ પોતાની કુનેહથી, બુધ્ધિશક્તિથી, ધૈર્યથી, ને સતત એકનિષ્ઠ પ્રયાસોથી સમાધાનની શક્યતા ઊભી કરી આપી હતી.

૧૯૩૫માં એમણે ડૉ. રાજન જેવા પ્રતિષ્ઠિત નેતાને મહાસભામાંથી ને બીજી બધી સાર્વજનિક સંસ્થાઓમાંથી, અનુશાસનની વિરુધ્ધ જવાના અપરાધ માટે રાજીનામું આપવાનો આગ્રહ કર્યો. રાજાજીની કૂટનીતિનું એ સારું ઉદાહરણ છે, પણ રાજન ને નૈતિક કર્તવ્ય કર્યાની દલીલ કરી તેય ખોટી નહોતી. એ તો ઠીક, પણ આ પછી પોતે પણ જાહેર કર્યું કે સમસ્ત સાર્વજનિક જીવનથી પોતે પણ

છૂટા થાય છે! ને કર્યું પણ તેમ જ; ને લાગી ગયા ઉપનિષદના અધ્યયનમાં.

વિચિત્રતા—સામાન્ય માણસની સાદી સમજમાં ન ઉતરે એવી બૌધ્ધિક વિચિત્રતા એ એમની ખાસિયત બની ગઇ છે. નહીં તો, આટલું કર્યાં પછી, મદ્રાસના રાજકારણનો માત્ર સાદ સાંભળીને મુખ્યમંત્રી બની જવા માટે એ કેમ તૈયાર થાય? ને એ રાજકારણની અનેક સમસ્યાઓ, વિષમતાઓ ને ગૂંચોનો ઉકેલ કેવી સાહસિકતાથી ને કુશળતાથી એમણે કરી દીધો છે.

માટે ઉચ્ચ અભિપ્રાય વ્યક્ત કરે છે. એ વિચક્ષણ રાજનીતિજ્ઞ છે, તેમ જ સૂક્ષ્મદષ્ટિવાળા દેશભક્ત પણ છે.

અને એ સૂક્ષ્મદષ્ટિનું ને વિચક્ષણતાનું ઉત્કૃષ્ટ ઉદાહરણ તે દિલ્હી ઑફર. રાજાજીની લાગવગથી ને સમજાવટથી પૂનાની મહાસમિતિએ એ ઑફર માન્ય રાખી. પણ બ્રિટિશ શાસકોએ મચક ન આપી. રાજાજીની બીજી ચોંકાવનારી ઑફર તે જનાબ ઝીણાને રાષ્ટ્રીય સરકારના વડા નીમવાની ને એમની પસંદગીનું મંત્રીમંડળ રચવાની છૂટ આપવાની. હૃદયથી પાકિસ્તાનના વિરોધી ને કૂટજ્ઞતાની દષ્ટિએ એના સમર્થક એવા રાજાજીની આ વાતોથી લોક સહેજે વિસ્મિત થઇ ગયા. પરંતુ સરકાર ક્યાં એમ દોરવાય કે ભોળવાય એમ હતી? ફરી નકાર આવ્યો, ને રાજાજીના હાથમાંનાં સૂત્રો ગાંધીજી પાસે જઇ પડયાં.

વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો. ગિરફ્તારી શરૂ થઇ. જેલમુક્તિ પણ શરૂ થઇ, રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવાનાં આંદોલનો યે શરૂ થયાં. ને ફરી રાજાજીએ પાકિસ્તાનની માગણીની પીઠ થાબડી. બીજા પ્રાંતો ભિન્ન મંત્રીમંડળોને સહકાર ન આપે તો પણ મદ્રાસમાં એવું જ મંડળ રચવાના એમના આગ્રહે મોટા ભાગના મહાસભાવાદીઓને આઘાત પહોંચાડયો. પણ મહાસમિતિએ બહુ મોટી બહુમતિએ એ ઠરાવને ઉડાડી મૂક્યો. રાજાજીએ

મહાસભામાંથી જ રાજીનામું આપી દીધું ને ૧૯૪૨ના 'બળવા'થી આઘા રહ્યા.

આનું શું કારણ ? આજે પહાડને શિખરે ને કાલે તળેટીમાં ? આજે કાર્યક્ષેત્રના મધ્યમાં, ને કાલે નિવૃત્તિ-પરાયણ ? એક પક્ષે મહાસભાના સભ્ય ને બીજે પક્ષે પાકિસ્તાનના આગ્રહી ? રાજાજી પલટયા છે કે પરિસ્થિતિ ?

ના, પરિસ્થિતિ જ પલટી છે, રાજાજી અને ગાંધીજીના આટલા મતભેદો વચ્ચે યે એ બે વચ્ચે અદ્યપિ એટલો જ મીઠો સંબંધ છે. ગાંધીજી રાષ્ટ્રનું હૃદય છે, તો રાજાજી તેનું મસ્તક છે. હૃદય તો ખુલ્લું હોય, નિષ્કપટ હોય, દાવપેચ ન ખેલતું હોય; એ તો સીધી સટકનું પ્રવાસી

કોઇક પંડિત મોતીલાલ સાથે, તો કોઇક જવાહરલાલ સાથે એમને સરખાવે છે. સરખામણી એ વિચિત્ર પધ્ધતિ છે, છતાં જો એવી વિચિત્રતાને અનુસરી જોઇએ, તો મોતીલાલની માફક જ રાજાજીએ પોતાની તર્કપ્રધાનતા ને બુદ્ધિશકિતનો આટલો વ્યાપક ને ઊંડો ઉપયોગ કર્યો છે. એ જ ઝીણવટ, એ જ દલીલબાજી, એ જ પ્રશ્નોના અંતર સુધી પહોંચવાની કુનેહ, ને એ જ ગૂંચવણો વચ્ચેથી તાજગી પ્રાપ્ત કરવાની ખાસિયત. ને વિશેષમાં મોતીલાલજીમાં નહોતી તેવી નિશ્ચિન્તતા, સ્થિરતા, વિનયવિવેક, પ્રબળ ઇચ્છાબળ ને જાતશ્રદ્ધા.

ને જવાહરલાલ જેવા જ બુદ્ધિવાદી હોવા છતાં એટલા ભાવનાવિવશ રાજાજી નથી. ગમે તેવા ઉશ્કેરનારા બનાવો વચ્ચે યે એમના પેટનું પાણી હાલતું નથી. અધીરાઇ કે ચાંચલ્ય એમના સ્વભાવની બહાર છે. જે સાધુતા બાહ્ય આચરણમાં છે, તે જ સાધુતાનો ગુણ 'સ્થિતધી' અંદર પણ છે. ને એ સ્થિર બુદ્ધિએ એમનામાં શકિત ને ગર્વને પોષ્યાં છે. જવાહરલાલ વિવશતામાં આવી કદાચ ગમે ત્યાં કૂદી પડે. રાજાજી તીરે ઊભા રહી પડેલાં તમાશો જુએ. જવાહરલાલ ને રાજાજી બેઉ રિદ્ધિવંત છે-પણ પહેલાંની રિદ્ધિ વંશપરંપરાની છે, બીજાની બુધ્ધિની છે. જવાહરલાલે પૂર્વના પર પશ્ચિમનો પાસ ચઢાવ્યો છે, ને

રાજાજી તો ત્યાગી, સેવાભાવી, હિન્દી બ્રાહ્મણ છે. એ બે એક થાય તો....મગર વો દિન કહાં....?!

ને રાજાજીએ ગાંધીજીના સિદ્ધાંતો તો જાણે જીવનમાં એકાકાર કરી લીધા છે કે 'મારે વિશે હું એટલી જ શ્રદ્ધાનો ભૂખ્યો છું કે જે સમે તેણે જે ખરું ધાર્યું તે નિર્ભયપણે લોકોની આગળ રજૂ કર્યું' ને એની તો કોણ ના પાડી શકશે ? પૂજાથી એ આદમી ભૂલાવામાં પડે એમ નથી, ને તિરસ્કારથી કર્તવ્ય છોડે એમ નથી. વહેમથી અવિશ્વાસ કરે એવા ઉદ્ધત કે નાસ્તિક નથી; ને અવિશ્વાસનું કારણ મળ્યે વિશ્વાસ રાખે એવા નાદાન નથી. ને ગાંધીજીનાં કેટકેટલાં રચનાત્મક કાર્યોમાં, એમણે ઊલટભેર ભાગ લીધો છે! અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન હો, કે ખાદીપ્રચારની વાત હો, કે પછી દારૂબંધીનું આંદોલન હો, રાજાજી હમેશ તૈયાર. ને કદી ગાંધીજીને જ પૂછી જુઓ કે રાજાજી માટે શું ધારો છો ? તો એ કહેશે. 'પારવાનું શું ! હું કારાવાસમાં હતો ત્યારે યંગ ઇન્ડિયા એમણે સંભાળેલું. ૧૯૨૦માં પણ એ આગળ હતા. અસહકારનો એમને પૂરો અભ્યાસ છે, ને સમજીને જ એ મારી પાછળ ચાલ્યા આવે છે. મારા જ ઉત્તમ ઉત્તરાધિકારીઓ કોણ એમ કોઈ પૂછે તો હું જરૂર રાજાજીનું નામ ગણાવું.'

આવા છે આ નામિત મહાત્મા.

'ગુજગતના મહાન આત્મા'

# ભૂલાભાઇ દેસાઇ

(૧૩મી ઑક્ટોબર ૧૮૭૭—૬ ઠ્ઠી મે ૧૯૪૬)

'આઝાદ હિન્દ ફોજ' સમક્ષ જ્યારે સર્વત્ર ગાઢ અંધકાર જામી ગયો હતો, નેતાજીનું નામ લેવું પણ હિંદમાં ખતરનાક થઈ પડતું હતું, તેવી દુર્ભાગી પળે, તેવી કટોકટીને સમયે, આસમાનમાંથી ઓલિયો ઊતરી પડે તેમ શ્રી. ભૂલાભાઇ દેસાઇ લાલ કિલ્લામાં ઊતર્યા, અને નેતાજીની, નેતાજીની આઝાદ હિન્દ ફોજની ને હિંદની ઇજ્જત જાળવી રાખવા માટે શ્રી. ભૂલાભાઇ દેસાઇએ પોતાની જાનને પણ ખતરામાં



નાખીને હિન્દની નાક રાખી છે, અને આઝાદી હાંસલ કરવા માટે, સાધન-સામગ્રી અને તાકાત હોય તો સશસ્ત્ર લડાઈ લડવાનો પરાધીન પ્રજાઓનો અબાધિત હક છે, એવા સિદ્ધાંતનું આંતરરાષ્ટ્રીય કાનૂનોમાં સ્થાન અપાવીને હિન્દની મહાન સેવા બજાવી છે.' ચોપાટીની રેતી પર શ્રી. ભૂલાભાઈના અવસાન નિમિત્તે મળેલી વિરાટ સભામાં સ્વર્ગસ્થને અંજલિ અર્પતા, આઝાદ હિન્દ ફોજના વતી કર્નલ શાહનવાઝે પોતાની લાગણીઓ ઉપલા શબ્દોમાં વ્યક્ત કરી હતી. આઝાદ હિન્દ ફોજ ખટલો જેમ હિન્દના સમગ્ર ક્રાંતિકારી જીવનનો કીર્તિકળશ હતો તેમ જ ભૂલાભાઈની યશસ્વી કારકિર્દીનો પણ યશમુકુટ હતો. ન્યાય તોળનાર ન્યાયદેવતાઓને એમણે ચીમકી આપેલી કે તમારા અંતરના અવાજને ઓળખીને, તમારી સામે રજૂ થયેલા બધુ કેદીઓનો ન્યાય તોળજો. આવા પ્રકારના મુકદ્દમાઓમાં ન્યાય આપતાં જરૂરી તટસ્થતા સાચવવાનું અત્યંત કઠિન છે. ને ભૂલાભાઈને એમાં જે જય પ્રાપ્ત થયો તે જોઈને કેટલા સમર્થ, ધારાશાસ્ત્રીઓનાં હૃદયમાં ઈર્ષ્યાનો ભાવ ઉદિત થયો હશે! પરંતુ આગલી હરોળમાં શોભતા સૌ ધારાશાસ્ત્રીઓમાં એવું અસાધારણ કૌશલ, એવી અદ્ભુત ગ્રહણશક્તિ, એવી બુદ્ધિપ્રભા, વક્તૃત્વનું એવું ઓજસ્ ને છટા, પ્રતિપક્ષીના ગુણ પકડી એની જ આંટીઘૂંટીમાં એને સપડાવવાની દક્ષતા, ને બંધારણનું ઊંડું ને વ્યાપક જ્ઞાન નહિ હોતાં. બંધારણને માર્ગે આઝાદ પરના સ્વપ્નને

આજની ઘડીએ ભૂલાભાઇ જતાં કેવી ખોટ પડી છે એ વાત કોને કહેવી ?

ભૂલાભાઇએ આમ છતાં મહત્તાની શોધ કરીને એને પ્રાપ્ત કરી છે, એવું નથી. જીવનમાં એમણે માનવતાને મહત્તાને માથે સ્થાપી હતી. એક સ્નેહાળ કુટુંબી તરીકે, એક અદના સાહિત્યકાર તરીકે, એક ઉદારચિત્ત યજમાન તરીકે, ભારતીય પ્રવાસીઓના હિતચિંતક તરીકે, એક જાહેર વ્યક્તિ તરીકે, એક ધંધાદારી મિત્ર તરીકે એમણે જે સુજનતા, ઉદારતા, સંસ્કાર-પ્રેમ, ને સહનશીલતા વ્યક્ત કર્યાં છે, તે કોણ ભૂલી શકશે ?

ને એ જ માનવતાને વધુ મહેકાવવાના પ્રયત્નો એમણે રાષ્ટ્રસેવાના કાર્યમાં પણ કર્યા છે. ૧૯૪૪ના ઓગસ્ટમાં રાષ્ટ્રને દુર્ભાગ્યે નિષ્ફળ નીવડેલી ગાંધી–ઝીણા વાટાઘાટે, હિંદુ–મુસ્લિમ એકતાના પાયા હતા તેવા જ હચમચતા રાખી દીધા હતા. પણ એ પાયાના ચણતરમાં પથ્થર બનવાની શુભ નેમથી ભૂલાભાઇએ નવાબજાદા લિયાકતઅલીખાન જોડે દિલ્હીમાં કરારનામું કર્યું. એ કેવું હતું, એમાં કયા મુદ્દાઓ હતા, એમાં કોની સહીઓ હતી એ તો આજે ગૂઢતાનો અંચળો ઓઢીને બેઠેલી વાત છે, પરંતુ એની પાછળ રાષ્ટ્રના રાજકીય વાતાવરણનાં ડહોળાયેલા નીરને સ્થિર કરવાની મુરાદ હતી, લીગ અને મહાસભા વચ્ચે આવશ્યક ને અનિવાર્ય એવી સંધિ કરવાની પ્રેરણા હતી. ને એમાં યે, ભૂલાભાઇએ પોતાની જવાબદારીના પૂર્ણ ભાન સાથે આ આંદોલન શરૂ

કર્યું હતું. એક કૂટનીતિજ્ઞને છાજે તેવી રીતે, પરિણામ આવે તે પૂર્વે એ વાતનો એમણે કોઈને અણસારો પણ આવવા નહોતો દીધો. આજે એમ થાય છે કે એ કરારો પર બેઉ પક્ષના મોવડીઓની સહી થઇ હોત તો આજે રાષ્ટ્ર ક્યાંયે આગળ વધી ગયું હોત! ભૂલાભાઈને આવી શક્તિ ને આવી સત્તા ક્યાંથી પ્રાપ્ત થયાં હતાં?

એ શક્તિ ને સત્તા કોઈનાં અપાયાં અપાતાં નથી. ભૂલાભાઈએ વડી ધારાસભામાં, દેશબંધુ અને પંડિત મોતીલાલજીની યાદ તાજી કરાવે એવા એ સમર્થ ધારાશાસ્ત્રીઓની ખાલી પડેલી ગાદી પર બેસીને પોતાની યોગ્યતા પુરવાર કરી હતી. વડીધારાસભાના સર્વ પક્ષોમે એમણે પ્રથમ વ્યાખ્યાને જ પોતાની ઓજસભરી વાગ્ધારા અને કાયદાની બારીકીના જ્ઞાનનો પરિચય આપી દીધો. એ બોલે ને વચમાં કોઇ અવરોધે તોયે એમના સાતત્યનો જરાયે ભંગ ન થાય

વિરોધ કરવાનો હોય તો ભૂલાભાઈ જાણે પોતે એકચક્રે દરેક વિષય પર રાજ ભોગવતા હોય તેમ તર્કબદ્ધ વ્યાખ્યાનો આપ્યા જ જાય.

આ તર્કબદ્ધતા, આ દલીલબાજીની સચોટતા, ને આ પ્રભાવી વક્તૃત્વનો પરિચય એમણે અદાલતોમાં, એક સમર્થ ધારાશાસ્ત્રી તરીકે પણ આપ્યો છે. એમની અજબ સ્મરણશક્તિ, તેવી જ સૂક્ષ્મ પૃથક્કરણશકિત, સુઘડાસરનાં, દલીલો અને હકીકતોથી ભરપૂર ભાષણો નામદાર ન્યાયાધીશોને મન પણ આશ્ચર્યના વિષયો હતા. કર્નલ કોલિન્સ, નામદાર આગાખાન, રાજાબહાદુર શિવલાલ મોતીલાલ વગેરેના મુકદ્દમાઓમાં એમણે જે વિજયો પ્રાપ્ત કર્યાં તેણે એમની કીર્તિને દેશવ્યાપી બનાવી દીધી. ભૂલાભાઈના એ યાદગાર વીજળી દિવસોની મીઠી વાતો આજે પણ યથાતથ કહી શકે તેવા એમના કેટલાયે શિષ્યો, ને સમવયસ્ક એવા સહયોગીઓ છે. આ ધારાશાસ્ત્રીની ગુણવત્તાથી લોભાઈ, ૧૯૨૫માં એમને ન્યાયાધીશ બનવાની વિનંતી થઈ, સરકારી તંત્રમાં ઊચ્ચાધિકારે બેસવાની અરજી થઈ પરંતુ ભૂલાભાઈ એ પ્રલોભનથી દૂર જ રહ્યા. ૧૯૨૬માં એડવોકેટ જનરલ તરીકે કામ કર્યું એ સમય બાદ કરીએ તો પોતાનું સ્વાભિમાન ને સ્વતંત્ર વ્યક્તિત્વ ટકાવી રાખવા માટે એમણે સરકાર સાથે નમ્ર અસહકાર જ સેવ્યો છે.

રાજકારણના ક્ષેત્રમાં ભૂલાભાઇ સૌથી પ્રથમ પ્રવેશ્યા ૧૯૧૬-૧૭માં. મુંબઇની હોમરુલ લીગના મંત્રીપદે રહી, ત્રણેક વર્ષ સુધી એમણે જનાબ ઝીણા જોડે સહયોગ સાધેલો. ત્યાંથી રાજીનામું આપી, સ્વદેશી પ્રચારની પ્રવૃત્તિ ઉપાડી. પછી તો ઘણાં વર્ષો વીત્યાં, ને ઠેઠ ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહની લડત ઊપડી ત્યારે જ વાસ્તવિક રીતે તેઓ જાહેરજીવનમાં આવ્યા. બારડોલીના ખેડૂતો વચ્ચે આ ખેડૂતના પુત્ર ફર્યા, એમની આર્થિક સ્થિતિ તપાસી, એમની આજીવિકાનાં સાધનો જોયાં, એમના જીવનનું દારિદ્રય જોયું ને સરકારી શોષણ પદ્ધતિનો એમને ખ્યાલ આવ્યો. આ ખેડૂતોની માગણીઓની યોગ્યાયોગ્યતા તપાસવા અને તે મુજબ સરકારને સલાહ આપવાના હેતુથી એક તપાસ સમિતિ નીમાઇ. મિ. બ્રૂમફીલ્ડ અને મિ. મેકસવેલ તેના સભ્યો હતા. પ્રજાપક્ષેથી સરદાર વલ્લભભાઇએ ભૂલાભાઇને પસંદ કર્યા; ને ભૂલાભાઇએ અજબ કુનેહથી, મહેસૂલી અમલદારોની ખોટી ગણતરી પર, ખોટાં અનુમાનો પર, ખોટી ભલામણો પર, ભ્રમપૂર્ણ હેવાલો પર, ને આખા વિષય પરત્વે અમલદારોએ દાખવેલી બેપરવાઇ પર પ્રહરો કર્યા, એટલેથી જ ન અટકતાં એમણે તો ગામેગામ ફરીને એકઠી કરેલી હકીકતો ને આંકડાઓ રજૂ કર્યા, ને બ્રૂમફિલ્ડ સમિતિએ ખેડૂતોની માગણી વાજબી હોવાનો સ્વીકાર કર્યો. સત્યાગ્રહ અટક્યો. દેશમાં આનંદની લહેર ફેલાઇ ગઇ. ભૂલાભાઇ પર અભિનં-

દનની વર્ષા થઇ રહી, પ્રજા પાસેથી ત્યાગના જીવનનું જે શિક્ષણ એમને અહીં મળ્યું, તેને એમણે જીવનમાં ઊતાર્યું, ને ત્યારથી તે છેવટ સુધી એ પ્રજાના જ રહ્યા. રાષ્ટ્રની સેવામાં જીવન અર્પણ કરવાનો એમનો દૃઢ નિર્ણય. વલ્લભભાઇએ ને ગાંધીજીએ વધાવી લીધો.

૧૯૩૨ની સાલ આવી, ને આ રાષ્ટ્રસેવકે જેલની મહેમાનગીરી પણ અનુભવી. એમને નાસિક જેલમાં લઇ જવામાં આવ્યા. ત્યાં સ્વાસ્થ્ય કથળતાં, માંદા પડયા. જેલ હોસ્પિટલમાં ખસેડયા, ને બીજે દિવસે મુક્તિ પણ આપી. બહાર નીકળી તત્કાળ સારવારનો લાભ લઇ, ફરી પાછા એ તો મંડી પડ્યા એ જ કાર્યમાં.

૧૯૩૪માં ડૉ. અનસારીએ ધારાસભાપ્રવેશની હિમાયત કરનારા મહાસભાવાદીઓની સભા બોલાવી. પ્રશ્ન રજૂ કર્યો. સ્વરાજ પક્ષની પુનર્ઘટના થઇ. એ પક્ષની સામે સૌથી અગત્યનું કામ, વડી ધારાસભાની ચૂંટણીમાં રાષ્ટ્રવાદી સભ્યોની સફળતાનું હતું. આ માટે એક મધ્યસ્થ પાર્લામેન્ટરી બોર્ડ નીમાયું. ભૂલાભાઇ તેના મંત્રી થયા. ચાર મહિના એમણે દેશભરનો પ્રવાસ કર્યો, લોકમતને કેળવ્યો, ને ચૂંટણીનાં પરિણામો જાહેર થયાં. મહાસભાનો વિજ્ય જ્વલંત હતો. ભૂલાભાઇ ધારાસભામાં મહાસભાજૂથના આગેવાન થયા; ૧૯૩૭માં મુંબઇ મહાસભા સમિતિના પ્રમુખ થયા; રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિમાં પણ નીમાયા.

૧૯૪૦માં, ધારાસભાની બેઠકોનો બહિષ્કાર કરવામાં આવ્યો તેને પરિણામે ફરી એમને પકડવામાં આવ્યા. આ વેળા લઈ ગયા યરવડામાં. પણ ત્યાં એ જ જૂના ઇતિહાસનું પુનરાવર્તન થયું. તે પછી આવ્યો આઝાદ હિંદ ફોજનો ખટલો ને ભૂલાભાઈ અમર થઈ ગયા.

ભૂલાભાઈ જેવા સફળ નેતા, ને જેવા સફળ ધારાશાસ્ત્રી હતા, તેવા જ સફળ પ્રાધ્યાપક ને વિદ્યાર્થી પણ હતા. ગામડી નિશાળે ભણ્યાગણ્યા, પછી વલસાડની અંગ્રેજી શાળામાં અંગ્રેજી શીખ્યા, ત્યાંથી છઠ્ઠી ચોપડી ભણવા માટે મુંબઈ આવ્યા, ને સોળમે વર્ષે શાળામાંથી પહેલે નંબરે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. ૧૮૯૨માં–પંદરમે વર્ષે તો ઇચ્છાબહેન સાથે એમનાં લગ્ન પણ થઈ ગયાં હતાં. કૉલેજમાં જોડાયા, ને ત્યાંથી ૧૮૯૭ માં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયો સાથે પહેલા વર્ગમાં બી. એ. થયા. ૧૮૯૯માં ભાષા અને સાહિત્ય સાથે, એમ. એ. થયા, ને પછી પ્રાધ્યાપક તરીકે ગુજરાત કૉલેજમાં જ જોડાયા. ને જુવાન પ્રાધ્યાપકે વિદ્યાર્થીઓ પર જે છાપ પાડેલી તે આજના અભ્યાસદરિદ્રતાના જમાનામાં વિસ્મરણીય રહે એવી છે. સાથે સાથે કાયદાશાસ્ત્ર શીખતા ગયા. સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવના પરિચયમાં આવ્યા, ને સાહિત્ય ભણી વળ્યા, ને એ સાહિત્યકીય સમાગમનું શુભ પરિણામ તે ૧૯૩૧માં નડિયાદમાં મળેલી દશમી ગુજરાની સાહિત્યપરિષદનું એમનું પ્રમુખપદ.

૧૯૦૩માં ગુજરાતી કૉલેજ છોડી, ને ૧૯૦૫માં એડ-વૉકેટની પરીક્ષા પસાર કરી. સનદ મેળવી ને અદાલતોનાં પગથિયાં ચડી, છેવટ તેને સર કરી. એ આવ્યા, એમણે જોયું, ને એ જીત્યા.

આવા રાષ્ટ્રસેવક, દેશભક્ત દેશદીપક, ભૂલાભાઈનો જન્મ ખેડૂત પિતા જીવણજી દેસાઈને ત્યાં, સુરત જિલ્લાના વલસાડ નજીક આવેલા ભદેલી ગામમાં ૧૮૭૭ના ઑકટોબરની ૧૩મીએ થયો હતો. તે વખતે આકાશના તારાઓ નાચ્યા હશે?



૧૯૦૩માં ગુજરાતી કૉલેજ છોડી, ને ૧૯૦૫માં એડ-વોકેટની પરીક્ષા પસાર કરી. સનદ મેળવી ને અદાલતોનાં પગથિયાં ચડી, છેવટ તેને સર કરી. એ આવ્યા, એમણે જોયું, ને એ જીત્યા.

આવા રાષ્ટ્રસેવક, દેશભક્ત દેશદીપક, ભૂલાભાઈનો જન્મ ખેડૂત પિતા જીવણજી દેસાઇને ત્યાં, સુરત જિલ્લાના વલસાડ નજીક આવેલા ભદેલી ગામમાં ૧૮૭૭ના ઓકટોબરની ૧૩મીએ થયો હતો. તે વખતે આકાશના તારાઓ નાચ્યા હશે ?



# પરિશિષ્ટ : ૨

<u>કોંગ્રેસના કર્ણધાર</u>

## આચાર્યશ્રી જીવતરામ કૃપલાણી

(જન્મ ૧૮૮૮—   )

મેરઠ! પાટનગર દિલ્હીથી દોડતી આગગાડી ચાલીસેક માઈલ જ દોડે છે, ને ત્યાં તો યુક્તપ્રાંતની ભૂમિ પર ઊભેલી



ઇતિહાસપ્રસિદ્ધ નગરી મેરઠ આંખે ચડે છે. મેરઠ શબ્દ સાથે પુરાણો ઇતિહાસ આકાર ધારણ કરે છે. રામાયણ ને મહાભારતના પ્રસંગો સાંભરે છે. કહે છે રાવણના સસરા મહીદાનવની મયરાષ્ટ્ર તરીકે ઓળખાતી રાજધાની અહીં હતી: કહે છે કાલી નદીને તીરે આવેલા બિલ્વેશ્વર મહાદેવના મંદિરમાં યોગ્ય પતિ મેળવવા મંદોદરીએ અહીં જ તપસ્યા કરી હતી; કહે છે શિલ્પસ્થા-

પત્થના કલાકાર મયદાનવે લાખાગૃહની ઇંદ્રજાળરચના પણ આ સ્થળે જ ઊભી કરી હતી. આ જ મેરઠભૂમિની ઉત્તરે, લોકમાતા ભાગીરથીનાં શીતળ તટ પર યાત્રાધામ ગઢ-મુક્તેશ્વર ઊભું છે.

ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ ને સંશોધનના રસિયાઓ મયરાષ્ટ્રમાથી મયરાટ, મૈરટ, મેરઠ, ને અંગ્રેજોએ જેને છેવટ મીરુત બનાવી દીધું એ ક્રમ સ્વીકારતા હોય તો મેરઠનો ઇતિહાસ આટલો જૂનો છે

ને પછી તો સંસ્મરણો આપણને દોરીને લઈ જાય છે નવ દાયકા પાછળ, ને ૧૮૫૭નો બળવો ચમકી ઊઠે છે. એ ગાય-ડુક્કરની ચરબીવાળી કારતૂસો, એ પલટણ નંબર ઓગણીસ, એ બરાકપુરની છાવણી, એ બ્રાહ્મણ મંગળ પાંડે, એ ચપાટી ને કમળફૂલના સંકેત, એ સાત લીમડાના ઝાડ, એ ફાંસીના માચડા, એ ભારૂની જલ્લાદો—માની લો કે ભારતીય રાષ્ટ્રે તે વેળા ગુલામીની શૃંખલા તોડવાનો એક નક્કર પ્રયત્ન પણ દુર્ભાગ્યે નિષ્ફળ પ્રયાસ કર્યો. પણ મેરઠની ધરતીમાં એણે જે બીજ વાવી દીધાં હતાં તે એળે નથી ગયાં. અમેરિકન હકુમત સામે ઊઠેલા એ પ્રથમ અગ્નિતણખા ખાલી રોલર [illegible] નથી ગયા.

આજે એ જ મેરઠની ભૂમિ પર ભેગા મળી નગરનાયકોએ ફરી વાર હાકલ કરી છે, હિન્દનો ઇતિહાસ નવેસરથી રચવાની ગાદે ને આગેકૂચ શરૂ કરી

| | | |
|---|---|---|
| ૧૬ નારાયણ ગણેશ ચંદાવરકર | લાહોર | ડિસેમ્બર ૧૯૦૦ |
| ૧૭ દીનશા વાચ્છા | કલકત્તા | ,, ૧૯૦૧ |
| ૧૮ સુરેન્દ્રનાથ બેનરજી | અમદાવાદ | ,, ૧૯૦૨ |
| ૧૯ લાલમોહન ઘોષ | મદ્રાસ | ,, ૧૯૦૩ |
| ૨૦ સર હેનરી કોટન | મુંબઈ | ,, ૧૯૦૪ |
| ૨૧ ગોપાલકૃષ્ણ ગોખલે | કાશી | ,, ૧૯૦૫ |
| ૨૨ દાદાભાઈ નવરોજી | કલકત્તા | ,, ૧૯૦૬ |
| ૨૩ રાસ બિહારી ઘોષ | સૂરત | ,, ૧૯૦૭ |
| ૨૩ (ફરી) રાસ બિહારી ઘોષ | મદ્રાસ | ,, ૧૯૦૮ |
| ૨૪ પંડિત મદનમોહન માલવીય | લાહોર | ,, ૧૯૦૯ |
| ૨૫ સર વિલિયમ વેડરબર્ન | અલ્લાહાબાદ | ,, ૧૯૧૦ |
| ૨૬ પંડિત બિશનનારાયણ ધાર | કલકત્તા | ,, ૧૯૧૧ |
| ૨૭ રઘુનાથ નરસિંહ મુધોલકર | બાંકીપુર | ,, ૧૯૧૨ |
| ૨૮ નવાબ સૈયદ અહમદ બહાદુર | કરાચી | ,, ૧૯૧૩ |
| ૨૯ ભૂપેન્દ્રનાથ બસુ | મદ્રાસ | ,, ૧૯૧૪ |
| ૩૦ સર સત્યેન્દ્રનાથ સિંહા | મુંબઈ | ,, ૧૯૧૫ |
| ૩૧ અંબિકાચરણ મઝુમદાર | લખનૌ | ,, ૧૯૧૬ |
| ૩૨ ડૉ. એની બિસેન્ટ | કલકત્તા | ,, ૧૯૧૭ |
| ૩૨ (ખાસ) સૈયદ હસન ઇમામ | મુંબઈ | સપ્ટેમ્બર ૧૯૧૮ |
| ૩૩ પંડિત મદનમોહન માલવીય | દિલ્હી | ડિસેમ્બર ૧૯૧૮ |
| ૩૪ પંડિત મોતીલાલ નેહરુ | અમૃતસર | ,, ૧૯૧૯ |
| ૩૪ (ખાસ) લાલા લજપતરાય | કલકત્તા | સપ્ટેમ્બર ૧૯૨૦ |

# પરિશિષ્ટ

## મહાસભાની વાર્ષિક બેઠકોની સૂચિ

| ક્રમ | પ્રમુખ | સ્થળ | વર્ષ |
|---|---|---|---|
| ૧ | વ્યોમેશચંદ્ર બેનરજી | મુંબઈ | ડિસેમ્બર ૧૮૮૫ |
| ૨ | દાદાભાઈ નવરોજી | કલકત્તા | ,, ૧૮૮૬ |
| ૩ | બદરુદ્દીન તૈયબજી | મદ્રાસ | ,, ૧૮૮૭ |
| ૪ | જ્યોર્જ યૂલ | અલ્લાહાબાદ | ,, ૧૮૮૮ |
| ૫ | સર વિલિયમ વેડરબર્ન | મુંબઈ | ,, ૧૮૮૯ |
| ૬ | ફિરોજશાહ મહેતા | કલકત્તા | ,, ૧૮૯૦ |
| ૭ | આનન્દ ચાર્લુ | નાગપુર | ,, ૧૮૯૧ |
| ૮ | વ્યોમેશચંદ્ર બેનરજી | અલ્લાહાબાદ | ,, ૧૮૯૨ |
| ૯ | દાદાભાઈ નવરોજી | લાહોર | ,, ૧૮૯૩ |
| ૧૦ | આલ્ફ્રેડ વેબ | મદ્રાસ | ,, ૧૮૯૪ |
| ૧૧ | સુરેન્દ્રનાથ બેનરજી | પૂના | ,, ૧૮૯૫ |
| ૧૨ | મહમદ રહીમતુલ્લા સયાની | કલકત્તા | ,, ૧૮૯૬ |
| ૧૩ | સિનૂર શંકરન નાયર | અમરાવતી | ,, ૧૮૯૭ |
| ૧૪ | આનન્દમોહન બોઝ | મદ્રાસ | ,, ૧૮૯૮ |
| ૧૫ | રમેશચન્દ્ર દત્ત | લખનૌ | ,, ૧૮૯૯ |

| | | |
|---|---|---|
| ૧૬ નારાયણ ગણેશ ચંદાવરકર | લાહોર | ડિસેમ્બર ૧૯૦૦ |
| ૧૭ દીનશા વાચ્છા | કલકત્તા | ,, ૧૯૦૧ |
| ૧૮ સુરેન્દ્રનાથ બેનરજી | અમદાવાદ | ,, ૧૯૦૨ |
| ૧૯ લાલમોહન ઘોષ | મદ્રાસ | ,, ૧૯૦૩ |
| ૨૦ સર હેનરી કોટન | મુંબઈ | ,, ૧૯૦૪ |
| ૨૧ ગોપાલકૃષ્ણ ગોખલે | કાશી | ,, ૧૯૦૫ |
| ૨૨ દાદાભાઈ નવરોજી | કલકત્તા | ,, ૧૯૦૬ |
| ૨૩ રાસ બિહારી ઘોષ | સૂરત | ,, ૧૯૦૭ |
| ૨૩ (ફરી) રાસ બિહારી ઘોષ | મદ્રાસ | ,, ૧૯૦૮ |
| ૨૪ પંડિત મદનમોહન માલવીય | લાહોર | ,, ૧૯૦૯ |
| ૨૫ સર વિલિયમ વેડરબર્ન | અલ્લાહાબાદ | ,, ૧૯૧૦ |
| ૨૬ પંડિત બિશનનારાયણ ધાર | કલકત્તા | ,, ૧૯૧૧ |
| ૨૭ રઘુનાથ નરસિંહ મુધોલકર | બાંકીપુર | ,, ૧૯૧૨ |
| ૨૮ નવાબ સૈયદ અહમદ બહાદુર | કરાચી | ,, ૧૯૧૩ |
| ૨૯ ભૂપેન્દ્રનાથ બસુ | મદ્રાસ | ,, ૧૯૧૪ |
| ૩૦ સર સત્યેન્દ્રનાથ સિંહા | મુંબઈ | ,, ૧૯૧૫ |
| ૩૧ અંબિકાચરણ મઝુમદાર | લખનૌ | ,, ૧૯૧૬ |
| ૩૨ ડૉ. એની બિસેન્ટ | કલકત્તા | ,, ૧૯૧૭ |
| ૩૨ (ખાસ) સૈયદ હસન ઇમામ | મુંબઈ | સપ્ટેમ્બર ૧૯૧૮ |
| ૩૩ પંડિત મદનમોહન માલવીય | દિલ્હી | ડિસેમ્બર ૧૯૧૮ |
| ૩૪ પંડિત મોતીલાલ નેહરુ | અમૃતસર | ,, ૧૯૧૯ |
| ૩૪ (ખાસ) લાલા લજપતરાય | કલકત્તા | સપ્ટેમ્બર ૧૯૨૦ |

૩૫ ચક્રવર્તી વિજય રાઘવાચાર્ય નાગપુર ડિસેમ્બર ૧૯૨૦
૩૬ હકીમ અજમલખાન અમદાવાદ ,, ૧૯૨૧
૩૭ દેશબંધુ ચિત્તરંજન દાસ ગયા ,, ૧૯૨૨
૩૭ (ખાસ) મૌલાના અબુલ કલામ
આઝાદ દિલ્લી સપટેમ્બર ૧૯૨૩
૩૮ મૌલાના મહમદઅલી કોકોનાડા ડિસેમ્બર ૧૯૨૩
૩૯ મોહનદાસ ગાંધી : બેલગામ ,, ૧૯૨૪
૪૦ સરોજિની નાયડુ ! કાનપુર ,, ૧૯૨૫
૪૧ શ્રીનિવાસ આયંગર ગૌહતી ,, ૧૯૨૬
૪૨ ડૉ. મુખતાર અહમદ અનસારી મદ્રાસ ,, ૧૯૨૭
૪૩ પંડિત મોતીલાલ નહેરુ કલકત્તા ,, ૧૯૨૮
૪૪ પંડિત જવાહરલાલ નહેરુ લાહોર ,, ૧૯૨૯
૪૫ સરદાર વલ્લભભાઈ પટેલ કરાંચી માર્ચ ૧૯૩૧
૪૬ શેઠ રણછોડલાલ અમૃતલાલ દિલ્લી એપ્રિલ ૧૯૩૨
૪૭ શ્રીમતી નેલી સેનગુપ્તા કલકત્તા માર્ચ ૧૯૩૩
૪૮ બાબુ રાજેન્દ્રપ્રસાદ મુંબઈ ઑક્ટોબર ૧૯૩૪
૪૯ પંડિત જવાહરલાલ નહેરુ લખનૌ ફેબ્રુઆરી ૧૯૩૬
૫૦ પંડિત જવાહરલાલ નહેરુ ફૈઝપુર ડિસેમ્બર ૧૯૩૬
૫૧ સુભાષચન્દ્ર બોઝ હરિપુરા ફેબ્રુઆરી ૧૯૩૮
૫૨ સુભાષચન્દ્ર બોઝ ત્રિપુરી ,, ૧૯૩૯
૫૩ મૌલાના અબુલ કલામ
આઝાદ રામગઢ ,, ૧૯૪૦
૫૪ આચાર્ય કૃપાલાની મેરઠ નવેમ્બર ૧૯૪૬

| | | | |
|---|---|---|---|
| ૧૬ | નારાયણ ગણેશ ચંદાવરકર | લાહોર | ડિસેમ્બર ૧૯૦૦ |
| ૧૭ | દીનશા વાચ્છા | કલકત્તા | ,, ૧૯૦૧ |
| ૧૮ | સુરેન્દ્રનાથ બેનરજી | અમદાવાદ | ,, ૧૯૦૨ |
| ૧૯ | લાલમોહન ઘોષ | મદ્રાસ | ,, ૧૯૦૩ |
| ૨૦ | સર હેનરી કૉટન | મુંબઇ | ,, ૧૯૦૪ |
| ૨૧ | ગોપાલકૃષ્ણ ગોખલે | કાશી | ,, ૧૯૦૫ |
| ૨૨ | દાદાભાઇ નવરોજી | કલકત્તા | ,, ૧૯૦૬ |
| ૨૩ | રાસ બિહારી ઘોષ | સૂરત | ,, ૧૯૦૭ |
| ૨૩ | (ફરી) રાસ બિહારી ઘોષ | મદ્રાસ | ,, ૧૯૦૮ |
| ૨૪ | પંડિત મદનમોહન માલવીય | લાહોર | ,, ૧૯૦૯ |
| ૨૫ | સર વિલિયમ વેડરબર્ન | અલ્લાહાબાદ | ,, ૧૯૧૦ |
| ૨૬ | પંડિત બિશનનારાયણ ધાર | કલકત્તા | ,, ૧૯૧૧ |
| ૨૭ | રઘુનાથ નરસિંહ મુધોલકર | બાંકીપુર | ,, ૧૯૧૨ |
| ૨૮ | નવાબ સૈયદ અહમદ બહાદુર | કરાચી | ,, ૧૯૧૩ |
| ૨૯ | ભૂપેન્દ્રનાથ બસુ | મદ્રાસ | ,, ૧૯૧૪ |
| ૩૦ | સર સત્યેન્દ્રનાથ સિંહા | મુંબઇ | ,, ૧૯૧૫ |
| ૩૧ | અંબિકાચરણ મઝુમદાર | લખનૌ | ,, ૧૯૧૬ |
| ૩૨ | ડૉ. એની બિસેન્ટ | કલકત્તા | ,, ૧૯૧૭ |
| ૩૨ | (ખાસ) સૈયદ હસન ઇમામ | મુંબઇ | સપ્ટેમ્બર ૧૯૧૮ |
| ૩૩ | પંડિત મદનમોહન માલવીય | દિલ્હી | ડિસેમ્બર ૧૯૧૮ |
| ૩૪ | પંડિત મોતીલાલ નેહરૂ | અમૃતસર | ,, ૧૯૧૯ |
| ૩૪ | (ખાસ) લાલા લજપતરાય | કલકત્તા | સપ્ટેમ્બર ૧૯૨૦ |

પત્યના કલાકાર મયદાનવે લાખાગૃહની ઇદ્રજાળરચના પણ આ સ્થળે જ ઊભી કરી હતી. આ જ મેરઠભૂમિની ઉત્તરે, લોકમાતા ભાગીરથીનાં શીતળ તટ પર યાત્રાધામ ગઢ-મુક્તેશ્વર ઊભુ છે.

ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ ને સંશોધનના રસિયાઓ મયરાષ્ટ્રમાથી મયરાટ, મેરટ, મેરઠ, ને અંગ્રેજોએ જેને છેવટ મીરત બનાવી દીધું એ ક્રમ સ્વીકારતા હોય તો મેરઠનો ઇતિહાસ આટલો જૂનો છે

ને પછી તો સંસ્મરણો આપણને દોરીને લઇ જાય છે નવ દાયકા પાછળ, ને ૧૮૫૭નો બળવો ચમકી ઊઠે છે. એ ગાય-ડુક્કરની ચરબીવાળી કારતૂસો, એ પલટણ નંબર ઓગણીસ, એ બરાકપુરની છાવણી, એ બ્રાહ્મણ મંગળ પાંડે, એ ચપાટી ને કમળફૂલના સંકેત, એ સાત લીમડાના ઝાડ, એ ફાંસીના માચડા, એ ભાડૂતી જલ્લાદો—માની લો કે ભારતીય રાષ્ટ્રે તે વેળા ગુલામીની શૃંખલા તોડવાનો એક મહા પ્રબળ પણ દુર્ભાગ્યે નિષ્ફળ પ્રયાસ કર્યો. પણ મેરઠની ધરતીમા એણે જે બીજ વાવી દીધા હતાં તે એળે નથી ગયાં. અંગ્રેજી હકુમત સામે ઊઠેલા એ પ્રથમ અગ્નિનણખા ખાલી હોલવાઈ નથી ગયા.

આજે એ જ મેરઠની ભૂમિ પર ભેગા મળી રાષ્ટ્રનાયકોએ ફરી વાર હાકલ કરી છે, હિન્દનો ઇતિહાસ નવેસરથી રચવાની રાષ્ટ્રે જે આગેકૂચ શરૂ કરી

# પરિશિષ્ટ : ૨



## આચાર્યશ્રી જીવતરામ કૃપલાણી

(જન્મ ૧૮૮૮— )

મેરઠ! પાટનગર દિલ્હીથી દોડતી આગગાડી વીસેક માઈલ જ દોડે છે, ને ત્યાં તો યુક્તપ્રાંતની ભૂમિ પર ઊભેલી



ઇતિહાસપ્રસિદ્ધ નગરી મેરઠ આંખે ચડે છે. મેરઠ શબ્દ સાથે પુરાણો ઇતિહાસ આકાર ધારણ કરે છે. રામાયણ ને મહાભારતના પ્રસંગો સાંભરે છે. કહે છે રાવણના સસરા મહીદાનવની મયરાષ્ટ્ર તરીકે ઓળખાવી રાજધાની અહીં હતી: કહે છે કાલી નદીને તીર આવેલા બિલ્વેશ્વર મહાદેવના મંદિરમાં યોગ્ય પતિ મેળવવા મંદોદરીએ અહીં જ તપસ્યા કરી હતી; કહે છે શિટપસ્થા-

પત્થના કલાકાર મયદાનવે લાખાગૃહની ઇંદ્રજાળરચના પણ આ સ્થળે જ ઊભી કરી હતી. આ જ મેરઠભૂમિની ઉત્તરે, લોકમાતા ભાગીરથીનાં શીતળ તટ પર યાત્રાધામ ગઢ–મુક્તેશ્વર ઊભું છે.

ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ ને સંશોધનના રસિયાઓ મયરાષ્ટ્રમાંથી મયરાટ, મેરટ, મેરઠ, ને અંગ્રેજોએ જેને છેવટ મીરત બનાવી દીધું એ ક્રમ સ્વીકારતા હોય તો મેરઠનો ઇતિહાસ આટલો જૂનો છે.

ને પછી તો સંસ્મરણો આપણને દોરીને લઈ જાય છે. નવ દાયકા પાછળ, ને ૧૮૫૭નો બળવો ચમકી ઊઠે છે. એ ગાય–ડુક્કરની ચરબીવાળી કારતૂસો, એ પલટણ નંબર ઓગણીસ, એ બરાકપુરની છાવણી, એ બ્રાહ્મણ મંગળ પાંડે, એ ચપાટી ને કમળફૂલના સંકેત, એ સાત લીમડાના ઝાડ, એ ફાંસીના માંચડા, એ ભાડૂતી જલ્લાદો—માની લો કે ભારતીય રાષ્ટ્રે તે વેળા ગુલામીની શૃંખલા તોડવાનો એક મહા પ્રબળ પણ દુર્ભાગ્યે નિષ્ફળ પ્રયાસ કર્યો. પણ મેરઠની ધરતીમાં એણે જે બીજ વાવી દીધાં હતાં તે એળે નથી ગયાં. અંગ્રેજી હકુમત સામે ઊઠેલા એ પ્રથમ અગ્નિતણખા ખાલી હોલવાઈ નથી ગયા.

આજે એ જ મેરઠની ભૂમિ પર ભેગા મળી રાષ્ટ્રનાયકોએ ફરી વાર હાકલ કરી છે; હિન્દનો ઇતિહાસ નવેસરથી રચવાની. રાષ્ટ્રે જે આગેકૂચ શરૂ કરી

છે તેમાં માર્ગે કાંટાકાંકરા જે હશે તેને દૂર કર્યા વિના છૂટકો નથી. બલિદાન વિના દેશમુક્તિનો કયો મહાયજ્ઞ ક્યારે સફળ થયો છે ? સ્વાતંત્ર્યના રચાતા જતા ઇતિહાસમાં એક અતિ મહત્ત્વના સીમાચિહ્ન તરીકે મેરઠની ભૂમિ નોંધાઈ રહેશે, એમાં શંકા નથી.

મેરઠમાં ભરાયેલા મહાસભાના આ ચોપનમા અધિવેશનના સુકાની છે આચાર્ય શ્રી જીવતરામ કૃપલાણી. ૧૮૫૭ની ક્રાન્તિના અગ્નિતણખા આ જ આદમીના હૈયામાં ઘર કરી બેઠા હોય તો કોણ જાણે ! દેહ છે સૂકલકડી, વેશ છે સાદોઃ સફેદ ધોતિયું, સફેદ કફની, ઉપર બંડી ને સાથે ઊડતો ઉપરણો, વાળ લાંબા ઊડતા, પણ આ દેખાવ પાછળ પણ કંઈક વિચક્ષણતા ને વિલક્ષણતા રહી હશે એમ તો ગમે તે જોનારને લાગે. ને જ્યારે હૈયાની આગને હોઠ પરથી એ રેલવા માંડે છે ત્યારે તો સાંભળનાર મૂક જ બની રહે છે.

ગુજરાત વિદ્યાપીઠના આચાર્યપદેથી, આચાર્ય ગીડવાની, કૃપલાણી ને મલકાનીએ ગુજરાતના જીવનમાં સેવા, શિક્ષણ, ને સાદાઈના અંકુરો પ્રગટાવ્યા છે. સાબરમતીના એ શિક્ષણધામમાં કૃપલાણી પ્રથમ વાર આવ્યા ત્યારે ગુજરાત એમને ઝાઝું નહોતું પિછાણતું, પણ કૃપલાણીજીએ ગુજરાતની નાડ પારખી લીધી હતી. એના સંસ્કાર, એની જીવનકલા, એનું સાહિત્ય, એના દેશસેવકો, સૌ તેમને

પરિચિત હતા. ને એ પરિચયનાં મૂળ હતાં મુંબઇ ને પૂનાની કૉલેજમાં વિતાવેલાં વિદ્યાભ્યાસનાં વર્ષો.

પણ વિદ્યાપીઠમાં આવ્યા ને ત્યાં મહાત્માજીમાં એમણે વિદ્યાપીઠનો આત્મા મૂર્ત સ્વરૂપે જોયો. સાથે મળ્યા સ્વામી આનંદ ને કાકાસાહેબ કાલેલકર. ગુજરાતીતા જાણે શુદ્ધ નિર્મળ રૂપે ખડી થઇ ગઈ. ને પછી તો આ સૌની સાથે કરેલો પગપાળો હિમાલયનો પ્રવાસ એમને કંઇ કેટલુંયે કહી ગયો હશે. કેટલાકને કિશોરાવસ્થા પછી સીધી જ પ્રૌઢાવસ્થા આવે છે. કુદરત એમને જુવાની આપતી જ નથી; જ્યારે કેટલાક વૃદ્ધત્વમાંયે જોશીલી જુવાનીના નશામાં જ હોય છે. આજે અઠાવન વર્ષની ઉંમરે પણ કૃપલાણીજીના બોલમાં ક્રાંતિકારી માથાફરેલ જુવાની ઘૂમી રહી છે. તેજીલો સ્વમાની સ્વભાવ, છલકતો રાષ્ટ્રપ્રેમ, સૈનિકની ઉત્કટતા ને સાહસવૃત્તિ, નરાતલ સાદાઈ ને દીર્ઘ રાજકીય દૃષ્ટિ: જે માટીમાંથી મહાન ક્રાંતિવીર સુભાષચંદ્ર બોઝ સરજાયા હતા, તે જ માટીમાંથી જાણે વિધાતાએ આચાર્યને પણ સરજ્યા છે.

૧૮૮૮માં આચાર્યનો સિંધમાં જન્મ થયો. એમને સાત ભાઇઓ. એમાં એ છઠ્ઠા. એમના પિતા તહેસીલદાર હતા. એમના બે ભાઇઓએ ઇસ્લામનો અંગીકાર કરેલો. એમાંથી ખિલાફતની લડત વેળા નામના કેસના આરોપી તરીકે એકનું મૃત્યુ થયું. ત્યારે બીજાએ તુરંત સાથે રહી અંતિમ ઘડી સુધી પોતાનાં પ્રાણ ઊભરા હતા.

મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા બાદ, તેઓ મુંબઈની વિલ્સન કૉલેજમાં જોડાયા ગણિત એમનો પ્રિય વિષય. સાથે તત્ત્વજ્ઞાન પણ પરંતુ પુસ્તકો વાંચીને માત્ર જ્ઞાનનો સંભાર ચિત્તમાં ભેગો કરવાનો એમનો સ્વભાવ નથી ખુલ્લી ધરતી ને અફાટ ભૂરું આકાશ, વનરાજિ, નદીનાળાં, પર્વતો—આ સૌનું આવાહન એ નકારી નથી શકતા એ સૌમાંથી એમને વિશિષ્ટ બળ મળે છે જીવન જાણે જીવવા જેવું લાગે છે એમનો તો વિદ્યાર્થીઓને હમેશનો સદ્બોધ છે કે જીવનમાંથી આનંદોલ્લાસને તજશો નહીં જવાબદારીના ભારથી ડરશો નહીં કદી મૂર્ખાઈ કરો તો તેને હસી કાઢવાની ને તેથી હતાશ ન થવાની રીત શીખી લેજો. દુઃખમાંથી ને પતનમાંથી જ આગળ વધવાનો રસ્તો છે.

કૃપલાણીજી ૧૯૧૬ની સાલ સુધી તો રેશમી પાટલૂન ને હાફ કોટમાં સજ્જ થઈ, હાથમાં લાકડી રાખી ફક્કડ સભ્ય સજ્જનની માફક ફરતા હતા પણ પછી એ પોશાક તો સદાનો તજ્યો ૧૯૧૭માં જાણે દેશને ખૂણેથી એમને આવાહન મળ્યું ને એમણે જંગમાં ઝુકાવ્યું મહાત્માજી જ્યારે ચંપારણના નીલવરો સામે જંગે ચડ્યા હતા, ત્યારે કૃપલાણીજી બિહારમાં જ હતા સિંધમાં જન્મ્યા છતાં સિંધી કરતાં એ બિહારી જ વિશેષ કે મુઝફ્ફરપુરની સરકારી કૉલેજમાં એ અધ્યાપનનું કાર્ય કરતા હતા. નવીન યુગ ને નવીન આદર્શો, નવી સંસ્કૃતિ ને નવાં સાધનોથી

સજ્જ થયેલ સંતને નીરખીને કૃપલાણીજી અરધા થઈ ગયા. એમણે એમનો ભાવભીનો સત્કાર કર્યો. પણ આ ઉમળકાને સરકારી અધિકારીઓ જીરવી ન શકયા. પરિણામે અધ્યાપકપદ ગુમાવ્યું. પણ તેનું હૈયે દુઃખ નહોતું. ઊલટું, રાષ્ટ્રના રણરંગે રંગાવાનો અનાયાસે પ્રસંગ પ્રાપ્ત થઈ ગયો. જીવનનાં ઉત્તમ વર્ષો, પ્રિય છતાં સરકારી કૉલેજના અધ્યાપનકાર્યમાં ગાળવાને બદલે માનવસેવાની પવિત્ર પ્રવૃત્તિમાં કાં ન ગાળવાં? ને માનવસ્વતંત્ર્યના સંગ્રામમાં એક નાચીજ સિપાહી તરીકે એમણે પોતાનું જીવન સમર્પી દીધું.

ચંપારણની લડત પૂરી થઈ, કે આચાર્ય સ્વ. મદનમોહન માલવીયજીએ સ્થાપેલી કાશી વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. સિંધીમાંથી બિહારી બન્યા, હવે ' ભયા ' બન્યા. એમની ભાવનાએ, એમના વ્યક્તિત્વે, ને એમના વકતૃત્વે વિદ્યાર્થીઓનાં દિલને જીતી લીધાં. પણ જંપ એમને ભાગ્યે નિર્માયો ન હતો. અસહકાર આંદોલનની રણભેરી ફરી ફૂંકાઇ, ને એ વિદ્યામંદિરનોયે ત્યાગ કરી તેઓ ફરી નીકળી પડયા, આઝાદીના આશક તરીકે આત્માર્પણ કરવા.

અસહકારનું આંદોલન વેગથી વધતું જતું હતું; તે દિવસો દરમિયાન એમણે આચાર્ય નરેન્દ્રદેવને કાશી વિદ્યાપીઠની સ્થાપના કરવામાં સહાય કરી ને કાશીના ગાંધી આશ્રમનો પાયો પણ નાખ્યો. કૃપલાણીજી મૂળે જ વિશ્વપ્રેમી લાગે છે.

આ પછી આવી ૧૯૨૧ની સાલ. સરકારે યુક્તપ્રાંતના મુખ્ય મુખ્ય ગણનાપાત્ર દેશસેવકોને ચૂંટી ચૂંટીને જેલમહેલના મહેમાન બનાવ્યા. તેમાં કૃપલાણીજીને પણ લહાવો મળી ગયો. જેલમાંથી છૂટીને એમણે તો પાછી આશ્રમવ્યવસ્થાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી, પણ ૧૯૨૨ની અધવચમાં ગુજરાતે એમને બોલાવ્યા ને વિદ્યાપીઠના આચાર્યપદે સ્થાપ્યા. સિંધી, બિહારી, ભૈયા ને હવે ગુજરાતી બનવાનો વારો આવ્યો ને એ બન્યા. સાડાપાંચ વર્ષની એકધારી, પ્રેરક સેવા કરી, એમણે પોતાની કીર્તિની સુવાસ તો ચારેકોર પસારી પણ સાથે સાથે ગુજરાતનાં ગામડાંઓમાં પણ નવચેતન ને નવજીવનનાં બીજ વાવ્યાં ને ગુજરાતના જાહેરજીવનમાં ઉત્સાહના ધીરગંભીર પ્રવાહો વહેતા કર્યા. પણ ૧૯૨૮માં એમણે ગુજરાતને જુહાર કર્યા; ગુજરાતને ખોટમાં મૂકી એમણે કાશીને સમૃદ્ધ કર્યું. મહાત્માજીએ 'યંગ ઈન્ડિયા'માં એ પ્રસંગની નોંધ લીધી હતી.

મહાસભાના ઇતિહાસકાર ડા૦ પટ્ટાભી સીતારામૈયા સાથે કૃપલાણીજીએ વર્ષો સુધી મહાસભાની કાર્યવાહક સમિતિમાં કામ કર્યું છે. એ ઇતિહાસનવેશ પર આચાર્યશ્રીની કેવી છાપ પડી છે તે જોવા જેવું છે. એમના લેખનો સાર કહી જાય છે કે, કૃપલાણીજીમાં અધ્યાપકની શૂન્યમનસ્કતા છે, આસપાસની વાસ્તવિકતા પરની પકડ છે,

માનવસ્વભાવની ઊંડી સમજ છે, બાહ્ય અણઘડતા પાછળ છુપાયેલા સ્વભાવ માટે સહાનુભૂતિ છે, બાહ્ય નાસ્તિક દેખાવ ને વર્તાવ પાછળ હિન્દુની આસ્તિકતા છે, ને સિંધના હિન્દુની વ્યવહારકુશળતા ને વેપારીબુદ્ધિ છે. એઓ અચ્છા કેળવણીકાર, માનસશાસ્ત્રી ને તત્ત્વજ્ઞાની છે.

એમના સ્વભાવનાં અનેક પાસાં છે, એમાંથી મુખ્યત્વે નજરે પડે તેવાં છે એમનો મળતાવડો સ્વભાવ, પ્રેમ ને કાળજી, સાહસિકતા, નિખાલસતા, સ્પષ્ટ વક્તૃત્વ, સાદાઈ, ગરીબોનો પ્રેમ, કાર્યપરાયણતા, પરિશ્રમની શક્તિ, ને અભિપ્રાયની એકવાક્યતા.

મહાત્માજીની સાથે રહેવા છતાં, સાથે સંકળાવા છતાં કોણ જાણે કેમ તેઓ એમની સાથે એકરૂપ નથી થઈ શકયા. સુભાષચંદ્ર, જવાહરલાલ, વલ્લભભાઈ ને કૃપલાણીજી, સૌ ક્રાંતિકારો છે, પણ ગાંધીજીની છાયા હેઠળ એ ક્રાંતિના દેવતા પર રાખ વળી રહેલી છે, ને છતાં એઓ અહિંસાના પૂરા પૂજારીઓ તો નથી જ. કૃપલાણીજી કહે છે કે 'ગાંધીવાદ' જેવી વસ્તુનું પ્રાકટ્ય હજી દેશમાં થયું નથી.

કૃપલાણીજીનું રાજકારણનું તત્ત્વજ્ઞાન સદંતર આગવું છે. એમની વિચારસરણી, એમની વ્યૂહરચના એમની ગણતરી સૌ અનોખાં છે. તેઓ શાંત બચાવને નહીં પણ આક્રમણને સાચો ને ઉત્તમ બચાવ માને છે. જ્યારે એમની સમજૂતી ને દલીલ થાકે છે, ત્યારે તેઓ મર્મકટાક્ષથી

આ પછી આવી ૧૯૨૧ની સાલ. સરકારે યુક્તપ્રાંતના મુખ્ય મુખ્ય ગણનાપાત્ર દેશસેવકોને ચૂંટી ચૂંટીને જેલમહેલના મહેમાન બનાવ્યા. તેમાં કૃપલાણીજીને પણ લહાવો મળી ગયો. જેલમાંથી છૂટીને એમણે તો પાછી આશ્રમવ્યવસ્થાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી, પણ ૧૯૨૨ની અધવચમાં ગુજરાતે એમને બોલાવ્યા ને વિદ્યાપીઠના આચાર્યપદે સ્થાપ્યા. સિંધી, બિહારી, ભૈયા ને હવે ગુજરાતી બનવાનો વારો આવ્યો ને એ બન્યા. સાડાપાંચ વર્ષની એકધારી, પ્રેરક સેવા કરી, એમણે પોતાની કીર્તિની સુવાસ તો ચારેકોર પસારી પણ સાથે સાથે ગુજરાતનાં ગામડાંઓમાં પણ નવચેતન ને નવજીવનનાં બીજ વાવ્યાં ને ગુજરાતના જાહેરજીવનમાં ઉત્સાહના ધીરગંભીર પ્રવાહો વહેતા કર્યા. પણ ૧૯૨૮માં એમણે ગુજરાતને જુહાર કર્યા; ગુજરાતને ખોટમાં મૂકી એમણે કાશીને સમૃદ્ધ કર્યું. મહાત્માજીએ 'યંગ ઈન્ડિયા'માં એ પ્રસંગની નોંધ લીધી હતી.

મહાસભાના ઇતિહાસકાર દા૦ પટ્ટાભી સીતારામૈયા સાથે કૃપલાણીજીએ વર્ષો સુધી મહાસભાની કાર્યવાહક સમિતિમાં કામ કર્યું છે. એ ઇતિહાસનવેશ પર આચાર્યશ્રીની કેવી છાપ પડી છે તે જોવા જેવું છે. એમના લેખનો સાર કહી જાય છે કે, કૃપલાણીજીમાં અધ્યાપકની શૂન્યમનસ્કતા છે, આસપાસની વાસ્તવિકતા પરની પકડ છે,

માનવસ્વભાવની ઊંડી સમજ છે, બાહ્ય અણઘડતા પાછળ છુપાયેલા સ્વભાવ માટે સહાનુભૂતિ છે, બાહ્ય નાસ્તિક દેખાવ ને વર્તાવ પાછળ હિન્દુની આસ્તિકતા છે, ને સિંધના હિન્દુની વ્યવહારકુશળતા ને વેપારીબુદ્ધિ છે. એઓ અચ્છા કેળવણીકાર, માનસશાસ્ત્રી ને તત્ત્વજ્ઞાની છે.

એમના સ્વભાવનાં અનેક પાસાં છે, એમાંથી મુખ્યત્વે નજરે પડે તેવાં છે એમનો મળતાવડો સ્વભાવ, પ્રેમ ને કાળજી, સાહસિકતા, નિખાલસતા, સ્પષ્ટ વક્તૃત્વ, સાદાઈ, ગરીબોનો પ્રેમ, કાર્યપરાયણતા, પરિશ્રમની શક્તિ, ને અભિપ્રાયની એકવાક્યતા.

મહાત્માજીની સાથે રહેવા છતાં, સાથે સંકળાવા છતાં કોણ જાણે કેમ તેઓ એમની સાથે એકરૂપ નથી થઈ શક્યા. સુભાષચંદ્ર, જવાહરલાલ, વલ્લભભાઈ ને કૃપલાણીજી, સૌ ક્રાંતિકારો છે, પણ ગાંધીજીની છાયા હેઠળ એ ક્રાંતિના દેવતા પર રાખ વળી રહેલી છે, ને છતાં એઓ અહિંસાના પૂરા પૂજારીઓ તો નથી જ. કૃપલાણીજી કહે છે કે 'ગાંધીવાદ' જેવી વસ્તુનું પ્રાકટ્ય હજી દેશમાં થયું નથી.

કૃપલાણીજીનું રાજકારણનું તત્ત્વજ્ઞાન સદંતર આગવું છે. એમની વિચારસરણી, એમની વ્યૂહરચના એમની ગણતરી સૌ અનોખાં છે. તેઓ શાંત બચાવને નહીં પણ આક્રમણને સાચો ને ઉત્તમ બચાવ માને છે. જ્યારે એમની સમજૂતી ને દલીલ થાકે છે, ત્યારે તેઓ મર્મકટાક્ષથી

નવા દાવ ખેલે છે. એ મર્મકટાક્ષમાં કાતિલ ઝેર નથી હોતું, પણ તાજગી, મજા, ને સબળતા હોય છે. એ વસ્તુની રજૂઆત એવી કુશળ રીતે ને છટાથી કરે છે, કે એક નવું જ વાતાવરણ સરજાય છે, જેમાં પ્રતિપક્ષી કાં તો ઉત્સાહમાં લીન થાય, કાં હારી જાય, કાં ચિડાય. એ કયારે શું બોલશે એ તમે ન કહી શકો. છતાં એ વક્તવ્યની પાછળ એક પ્રકારની મોહની તો હોય છે જ. પણ એ મોહની કોઈ પ્રતિષ્ઠિત પીઢ વક્તાની મોહનીથી જુદી જ છે.

ઈ. સ. ૧૯૩૪માં આચાર્ય કૃપલાણી મહાસભાના મહામંત્રીપદે આરૂઢ થયા, ને ત્યારથી આજ સુધી એ સ્થાનની બધી જવાબદારી નિપુણતાથી અદા કરતા રહ્યા છે. આ એકધારી સેવાની પરાકાષ્ટા ૧૯૪૬ના આ વર્ષમાં આવી. આ વર્ષે મૌલાના અબુલકલામ આઝાદ જાણે થાક ઉતારવા અળગા થયા, ને દેશની ધુરા આચાર્યજીને સોંપી.

કટોકટીની એ પળ હતી. દેશમાં અનાજ નહોતું, વસ્ત્ર નહોતાં. ભયંકર આર્થિક ભીંસ ને ન કલ્પેલી એવી મોંઘવારીમાં દેશનો મધ્યમ ને ગરીબ વર્ગ ભીંસાતો હતો. ને જાણે એ અધૂરું હોય તેમ કોમવાદનાં ઝેરથી વાતાવરણ કલુષિત થઈ ગયું. બંગાળ, બિહાર, કલકત્તા, મુબાઈમાં સ્વાર્થસાધુઓએ નિર્દોષ જનોની હરરાજી બોલાવી. મુસ્લિમ લીગે મહાસભા સાથે હાથ મિલાવવાની ના પોકારી ને મેરઠની ધરતી પર મહાસભાનું ત્યારે અધિવેશન ભરાયું. એ ચોપનમા અધિવેશનમાં કશો ઠાઠ નહોતો,

કશી ભભક નહોતી, કશી હોહા નહોતી. હતી માત્ર સાદાઈ, શાંતિ, કર્તવ્યપરાયણતા, ગુલાબના કાંટાની સેજ. પણ મેરઠની એ અતિહાસિક ભૂમિ પર ઊભી કરાયેલી વ્યાસપીઠ પરથી ઉજ્જવળ આશાવાદ પ્રગટ કરતાં રાષ્ટ્રીય એકતા વિષે એમણે પ્રવચન કર્યું ને કહ્યું :

'ભૂતકાળની ઘટના ભૂલી જાઓ. કોરા પાના પર આપણે એક જ માતૃભૂમિના બાળકો તરીકે બંધુભાવના, પ્રેમ ને સહકારથી આપણી તવારીખ લખીશું. હિંદુ અને મુસ્લિમ બે જુદી પ્રજા છે, એ ઇતિહાસની, વિજ્ઞાનની કે બીજી કોઈ પણ દષ્ટિએ ખોટું છે. હિંદુઓ અને મુસ્લિમોના રાજકીય, સામાજિક તેમ જ આર્થિક હિતો તદ્દન સરખાં જ છે. હિન્દને હિન્દની બહાર એક રાષ્ટ્ર તરીકે જ ઓળખવામાં આવે છે. કોમી અથડામણોને પરિણામે માત્ર ગરીબો ને નિરાધારોનો જ મરો થાય છે. જેવી રીતે દેશ દેશ વચ્ચે હિંસામય લડતથી એટમ બોંબની ઉત્પત્તિ થઈ તેમ હિન્દુ–મુસ્લિમોની આ લડતમાંથી પણ કંઈક એવું જ ઉત્પન્ન થશે જે હિન્દુ ને મુસ્લિમ બન્નેનો નાશ કરશે. સ્વતંત્રતા ને પ્રગતિના માર્ગમાં આ મોટી રુકાવટ છે.'

ચર્ચ્યા હતા ને અંતમાં ઉપસંહાર કરતાં એમણે કહ્યું હતું કે, 'હિન્દનો જ નહિ, પણ સમગ્ર વિશ્વનો ઉદ્ધાર અહિંસાને માર્ગે છે, કારણકે હિન્દે, સદીઓને અંતે મળી શકે એવા એક માણસની આગેવાની નીચે એ વસ્તુ અનુભવી છે હિન્દમાં આઝાદીની મશાલ પ્રગટી ચૂકી છે ને આપણે ઇચ્છીએ કે તેનું તેજ વધુ ને વધુ પ્રકાશમાન ને જાજ્વલ્યમાન બને'

આચાર્યશ્રીએ એવી પળે આ શબ્દો ઉચ્ચાર્યા છે કે જ્યારે હિન્દના દરેક માનવીના હૈયામાં આવતી કાલ માટે આશંકા ભરી છે. છતાં એ આશંકાના પડ ભેદીને જોતાં ઊંડેઊંડે સ્પષ્ટ લાગે છે કે ભગવાન નીલકંઠની માફક કોમવાદના ઝેર પી જઈ, ભારતવર્ષ અખંડતો ગણતંત્રવાદ ફેલાવશે, ને એ કોમવાદ ગયે, બ્રિટિશ સામ્રાજ્યવાદ વિલીન થઈ જશે, આપોઆપ ને સત્વર ભારતનાં સંતાનો! નિરાશ થવાની જરૂર નથી માટીના જડ ઢેફામાં પણ આપમેળે બીજ ઊગી નીકળે એવી પ્રકૃતિની લીલા છે, તો પછી શું આપણા મનુષ્યોના હૃદય સાથે વિધિનિયંતાને રમત આદરવી છે કે આપણા હૃદયની ભોમમાં વાવેલા શ્રદ્ધાના, આશાના, આઝાદીના બીજ ન ઊગી નીકળે?

નોંધ—આ પુસ્તક લખાયું ને છપાયું તે વચગાળાના સમય દરમિયાન અનેક મહત્ત્વના ફેરફારો થઈ ગયા છે સૌથી નોંધનીય બનાવ, આપણા સંસ્કારમૂર્તિ લાડીલા નેતા પંડિત મદનમોહન માલવિયજીનો સ્વર્ગવાસ તા. ૧૨-૧૧-'૪૬ ના રોજ તેઓ સ્વર્ગે સંચર્યા છે